"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# દત્ત અને પરશુરામ

અથવા

## આત્મદર્શન વા અનાસક્ત કર્મયોગ



મહાત્મા કૃષ્ણાત્મજજી મહારાજ
પ્રણીત



ભિક્ષુ-અખંડાનંદની પ્રસાદી

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**

સ્થળ: અમદાવાદ અને મુંબઈ–૨



"વિવેચન ગ્રંથમાળા"
સંવત [illegible]

મૂલ્ય રૂ. ૨–૦–૦

"સસ્તુ સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચુ સાહિત્ય"

# દત્ત અને પરશુરામ

અથવા

## આત્મદર્શન વા અનાસક્ત કર્મયોગ


મહાત્મા કૃષ્ણાત્મજજી મહારાજ
પ્રણીત



ભિક્ષુ-અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

સ્થળ: અમદાવાદ અને મુંબઈ-૨

મૂલ્ય રૂપિયા ૨)

# આ જ લેખકના અન્ય પુસ્તકો

શ્રીયોગીવર્ય મહાત્માશ્રી કૃષ્ણાત્મજજી મહારાજ પ્રણીત આ સિવાયનાં બીજાં પુસ્તકો **"શ્રીકૃષ્ણાત્મજ વાક્સુધા યા સ્વયં-પ્રકાશ જ્ઞાનદીપક ગ્રંથમાળા"** એ નામ નીચે પ્રસિદ્ધ થયેલાં છે. આ **દત્ત** અને **પરશુરામ** એમનું પાંચમું પુસ્તક છે. પહેલાંનાં પુસ્તકોનાં નામ નીચે પ્રમાણે છે.

**૧ શ્રીઉપાસનામાર્ગ કિંવા આત્મસાક્ષાત્કાર પદ્ધતિ.**
**૨ નિત્યોપાસનાક્રમ યા ઈશ્વરાર્ચન.**
**૩ સ્વધર્માચરણ અર્થાત્ દેશોદ્ધાર.**
**૪ મહાકાલપુરુષવર્ણન અર્થાત્ કાલોત્પત્તિવિજ્ઞાન-રહસ્ય ભાગ ૧**

**આ પુસ્તકો સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય–અમદાવાદ અને મુંબઈ શાખાએથી પણ મળશે.**

મુદ્રક અને પ્રકાશકઃ–ત્રિભુવનદાસ ક૦ ઠક્કર
સસ્તુ સાહિત્ય મુદ્રણાલય–રાયખડ, **અમદાવાદ**

૩૧૦૦ / ૧

# નિવેદન

હિન્દુસ્થાનની પુરાતન સંસ્કૃતિમાં 'ત્રિપુરારહસ્ય' નામનો મહાન ગ્રન્થ છે. આ ગ્રંથ હરિતાયન ઋષિને હાથે લખાયેલો હોઇને એને 'હરિતાયનસંહિતા' એ નામથી પણ ઓળખવામાં આવે છે. તેના બીજા ભાગને જ્ઞાનકાંડ કહે છે. ૧૯૨૫માં કાશી સંસ્કૃત સિરિઝમાં આ પુસ્તક છપાયું હતું. 'દત્ત–ભાર્ગવ–સંવાદ' એ નામે આનો થોડો ભાગ મરાઠીમાં પ્રસિદ્ધ થયો હતો. હિન્દીમાં પણ તેનો અનુવાદ થયો છે. ગુજરાતીમાં પણ જ્ઞાનકાંડનું ભાષાંતર થોડા મહિના ઉપર પ્રસિદ્ધ થયું છે.

પાંચ–છ વર્ષ ઉપર ગિરનારમાં એક સાધુજન સાથે મહાત્મા કૃષ્ણાત્મજ મહારાજને સંવાદ થયો હતો. તેની નોંધ કોઈ શિષ્યે બનાવી હતી. તેમાં વખતોવખત ઉમેરા અને સુધારા કરતાં આવું સુંદર પુસ્તક બન્યું છે. આમાં 'ત્રિપુરારહસ્ય'ના જ્ઞાનકાંડનું ભાષાંતર નથી, પણ બીજા ભાગમાં તેનો આધાર લેવામાં આવ્યો છે અને જે વિષય ઘણો જ અઘરો ગણાય છે, તેમજ પૂર્વના શુભ સંસ્કારો ન હોય તો જે જરા પણ સમજાય નહિ એવો ગણાય છે, તે મહાત્માજીએ સુગમ અને સરળ બનાવી જિજ્ઞાસુ વાચકવર્ગને ઉપકારના બોજા તળે મૂક્યા છે.

ઊંચામાં ઊંચી વિદ્યા જનતાના હૃદયમાં ઠસી જાય માટે જૂના સમયમાં તેનો બોધ વાર્તાઓ અને આખ્યાનોના રૂપમાં આપવામાં આવતો હતો. આ પુસ્તકમાં પણ તેમ જ કરવામાં આવ્યું છે. આમાં વધુ મુશ્કેલ વાત સૌથી છેલ્લી આવે એવો સમજવાનો સુગમ ક્રમ લેવામાં આવ્યો છે. વળી વાચકની વધુ સમજણ માટે એક જ નજરે જોઈ શકાય તેવાં વૃક્ષો તેની વિગતવાર સમજણ સાથે આપવામાં આવ્યાં છે. પહેલાં લોકમાન્ય તિલક અને હવે અરવિન્દ ઘોષ જેવા બુદ્ધિશાળી

પુરુષોએ જે કર્મમાર્ગ સમજાવવાની કોશિશ કરેલી છે, તે ભગવદ્‌ગીતાના મુખ્ય સારરૂપ અનાસક્તિનો સિદ્ધાંત આ પુસ્તકમાં સરલ રીતે કહેવામાં આવ્યો છે.

આત્મદર્શન એ પરમસુખનું સાધન છે. તે યોગીઓનું અંતિમ ધ્યેય છે, એ તો બધા જાણે છે. પણ સામાન્ય જન પણ તે મેળવવાનો પ્રયાસ કરે અને તેમાં તેને સફળતા મળે એવા આશયથી આ પુસ્તક લખાયેલું છે. જુદા સાંપ્રદાયો અને જુદા મતોના ઝગડા નકામા છે. સાચી ઉપાસનાથી ચિત્તશુદ્ધિ થાય છે. બહારનો વ્યવહાર ચાલુ રહીને કર્મોમાંથી આસક્તિ ઓછી કરતાં છેલ્લે વાસનાનો નાશ થઈ હરેક મનુષ્ય ઇચ્છે તો છેવટે એ પરમપદને પહોંચી શકે છે. બહારની સામગ્રી, યજ્ઞ, તપ વગેરે સાધનો નીચેના ક્રમમાં મદદગાર પણ છેવટે બિનજરૂરી છે. આ બધા વિષયો પંડિતાઇનું પ્રકાશન કરવાના હેતુથી નહિ, પણ જિજ્ઞાસુઓને સહેલો અને સીધો રસ્તો દેખાડવા મહાત્માશ્રી જેઓ નિઃસંગ છે અને માત્ર લોકહિતને ખાતર જ જેમની વિભૂતિ છે, તેમણે કૃપા કરીને આ પુસ્તકમાં ચર્ચ્યાં છે. જીવનો આત્મા સાથેનો સંબંધ અને આત્માનો પરમાત્મા સાથેનો સંબંધ શો છે, તે દેખાડનારી વિદ્યા તે જ અધ્યાત્મવિદ્યા. સાચું સુખ, ખરો આનંદ, મોટી સિદ્ધિ આ વિદ્યામાં છે; એટલું જ નહિ પણ દરેક મનુષ્ય આ વિદ્યાનો અધિકારી છે અને હોવો જોઇએ, એ દેખાડવાનો આ ગ્રંથનો ઉદ્દેશ છે.

સ્વામીશ્રી કૃષ્ણાત્મજ મહારાજનું પ્રખર અને અનુભવસિદ્ધ જ્ઞાન, બહુ ગૂંચવાડાની વાત અંતરમાં ઊતરી જાય તેવી સમજાવવાની તેમની કુનેહ, તેમની વાણીનું ગાંભીર્ય અને મધુરતા અને તેમનાં સૌજન્ય અને ઉદારતા એ તો જેઓ તેમના સમાગમમાં આવવા ભાગ્યશાળી થયા હોય, તેમણે અનુભવ્યાં હશે; પણ આ ભવ્ય ગ્રન્થ દ્વારા વાચકવર્ગને પણ તેનો કંઇક પરિચય થશે, એવી ભાવનાથી આ પુસ્તક સંસ્થાએ પ્રસિદ્ધ કરેલું છે.

"આપણને સુખી કરવાને માટે બાહ્ય વસ્તુઓની આવશ્યકતા દર્શાવવાવાળી જે જે વૃત્તિઓ આપણા ચિત્તમાં ઉદ્ભવે, તે સર્વ કૈવલ્યપ્રાપ્તિના માર્ગમાં વિઘ્નકર્તા છે. પુરુષ પોતે સ્વભાવથી જ સુખ અને આનંદસ્વરૂપ છે. એ સત્યજ્ઞાનને પૂર્વના વિપરીત સંસ્કારો વારંવાર ઉદ્ભવીને ઢાંકી દે છે; માટે એ સંસ્કારોને ક્ષીણ કરવાની જરૂર છે.*" સત્સંગ અને સંતસમાગમ, એ જ આ કાર્યમાં મદદરૂપ થાય. સુખ અને શાન્તિ માટે અનુભવસિદ્ધ મહાત્માઓના માર્ગદર્શનની જરૂર આજના વખતમાં તેમના ગુહ્યજ્ઞાનને પ્રગટ કરનારાં પુસ્તકોની મારફતે જ પૂરી પાડી શકાય; કારણ કે તેમને મળવાનું અને '**परिप्रश्नेन सेवया**' એમ તેમની પાસેથી અંગત બોધ લેવાનું સદ્ભાગ્ય બહુ થોડા માણસો મેળવે છે. આ રીતે ગુજરાતના તત્ત્વજ્ઞાનના સાહિત્યમાં આ પુસ્તક ઉચ્ચ શ્રેણીનું હોઇને આવકારલાયક ગણાશે એમ અમારું માનવું છે. થોડુંક વાંચીને બરોબર ન સમજાય, તોપણ મૂકી ન દેતાં એક વાર આખું પુસ્તક વાંચી જવાની અમારી ભલામણ છે.

જમનાદાસ ભગવાનદાસ ટ્રસ્ટખાતું સારાં પુસ્તકોની પ્રસિદ્ધિ કરવા માટે સ્થાપવામાં આવ્યું છે. તેના ટ્રસ્ટીઓએ જ આ સુંદર ગ્રંથ વિષે અમને જાણ કરી. તેમણે જ આ પુસ્તક આ સંસ્થા તરફથી છપાય તેમ સૂચન કર્યું અને પ્રૂફસુધારણા તેમજ અન્ય રીતે આ પુસ્તક માટે અત્યંત શ્રમ લઇને તેમણે સહાયતા કરી, માટે તેમનો આભાર માનવામાં આવે છે.

પુસ્તકપ્રકાશનનું કામ લડાઇને લીધે કેટલું મુશ્કેલ થઇ પડયું છે, તેનો ખ્યાલ વાચકવર્ગને આવી શકશે નહિ. નફો રાખીને તો આ સંસ્થા સાધારણ સમયે પણ કામ નહોતી કરતી; તો હવે

---

* જુઓ આ સંસ્થા તરફથી પ્રગટ થયેલું સ્વામી વિવેકાનંદની ટીકા સાથેનું 'પાતંજલયોગસૂત્ર,' પાનું ૨૯૩

લડાઇના ચોથા વર્ષમાં નુકસાન ખમીને જ આર્યસંસ્કૃતિનો નિર્મળ જ્ઞાનપ્રવાહ વહેતો રાખવાનો રહ્યો. **પૂજ્ય સ્વામી શ્રીઅખંડાનંદની** કૃપાથી આ શુભકાર્ય ચાલુ રાખવાનો દરેક પ્રયત્ન ટ્રસ્ટીઓ કરશે. પાંત્રીશ વર્ષમાં બસોપચાસ સારાં પુસ્તકો ગુજરાતને બહુ સસ્તી કિંમતે આ સંસ્થાએ આપ્યાં છે. એટલે આ સંસ્થા તરફ વાચકવર્ગની દિલસોજી અને ભલી લાગણી ખેંચાઇ છે. પણ હવે પછી એક ખુલાસો કરવાની જરૂર છે. **સૌથી સસ્તું પુસ્તક જોઈતું હોય તેમણે 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહક થઈ જવાની જરૂર છે.** જૂનાં છાપાં પણ ન મળે તેટલા ઓછા ભાવે હજી આ સંસ્થા પાકી બાંધણીનાં ઊંચામાં ઊંચાં પુસ્તકો હજી આપે છે. ગુજરાતની પ્રજા તેનો લાભ ભલે મેળવે. જે પુસ્તકો સિલકમાં છે, તે ખલાસ થતાં લડાઇ ચાલતા સુધી આ કિંમતે કદી પણ ફરી છાપી વેચી શકાય તેમ નથી. પણ લોકસંસ્થામાંથી લોકોને ભલે ફાયદો થાય, એ નજરથી જ્યાં સુધી ચાલશે ત્યાં સુધી વેચાણ કરવામાં આવશે. હાલ નવાં છપાતાં પુસ્તકોની છૂટક કિંમત અગાઉના ધોરણ કરતાં થોડીક વધુ રાખવી પડે છે, તેનો ય અમને અફસોસ છે. પણ આમાં કોઇ ઉપાય નથી. જેને સસ્તું મેળવવું હોય, તેણે ગ્રંથમાળાના ઘરાક થઇ જવું એ જ સારું છે. કારણ કે તેના લવાજમમાં વધારો કર્યો નથી, તેમ કરવાનો ઇરાદો પણ નથી. 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહકોને અને છૂટક લેનાર બન્નેને જેવો લાભ લડાઈ પહેલાં મળતો હતો, તેવો હવે નવાં પ્રકાશિત થયેલાં પુસ્તકોમાં છૂટક લેનારને મળશે નહિ, માટે જ આવી સૂચના કરવામાં આવી છે.

**મુંબઈ**
તા. ૨૯–૧–૪૩

સસ્તુ સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ વતી
**મનુ સૂબેદાર**
પ્રમુખ

# अनुक्रमणिका

# शुद्धिपत्र

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫ | ૯ | ગયાં છે.' | ગયા છે. |
| ૨૪ | ૨૭ | દષ્ટા | દ્રષ્ટા |
| ૨૬ | ૨૩ | પેતે ાતે | પોતે તો |
| ૨૭ | ૭ | દશ્યોને | દશ્યને |
| ૩૪ | ૧૩ | થાય ? | થાય. |
| ૫૪ | ૧૧ | દષ્ટા | દ્રષ્ટા |
| ૫૪ | ૧૫ | લક્ષાર્થ | લક્ષ્યાર્થ |
| ૫૬ | ૭ | ઐક્યતા | ઐક્ય |
| ૬૨ | ૮ | મમ્ | મમ |
| ૬૩ | ૧૨ | અંહંકાર | અહંકાર |
| ૬૬ | ૨૩ | કુંટુંબમાં | કુટુંબમાં |
| ૬૭ | ૨૦ | आहार निद्रा° | आहारनिद्रा° |
| ૬૭ | ૨૦ | सामान्य मेतत् | सामान्यमेतत् |
| ૬૭ | ૨૦ | पशुभिनराणाम् | पशुभिर्नराणाम् |
| ૭૧ | ૧૨ | થઈ | થઈ |
| ૭૧ | ૨૫ | अहंब्रह्मास्मि | अहं ब्रह्मास्मि |
| ૭૧ | ૨૬ | °मात्माब्रह्म | °मात्मा ब्रह्म |
| ૭૧ | ૨૬ | प्रज्ञानंब्रह्म | प्रज्ञानं ब्रह्म |
| ૭૪ | ૧૫ | દષ્ટા | દ્રષ્ટા |
| ૭૫ | ૧ | ऽहम्सो | सोऽहम् |
| ૭૬ | ૧૯ | अहम | अहम् |
| ૭૭ | ૨૦ | દષ્ટા | દ્રષ્ટા |
| ૭૮ | ૧ | આનર્વચનીય | અનિર્વચનીય |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૦ | ૧૧ | °दर्पण रूपिणी | °दर्पणरूपिणी |
| ૮૨ | ૨૬ | પશ્નોપનિષદ | પ્રશ્નોપનિષદ |
| ૮૬ | ૨૬ | જમદગ્નીને | જમદગ્નિને |
| ૮૭ | ૨૬ | ત્રિપુરાદેવીનું | ત્રિપુરાદેવીના |
| ૮૯ | ૨૩ | નાકારૂપ | નૌકારૂપ |
| ૯૯ | ૬ | બતાવવી | બતાવતી |
| ૧૦૧ | ૯ | ખરો | ખરા |
| ૧૦૩ | ૧૨ | દેવેચ્છાથી | દૈવેચ્છાથી |
| ૧૦૪ | ૭ | કાળુ | કાળું |
| ૧૦૪ | ૧૫ | સાંભળો. ' | સાંભળો. |
| ૧૦૭ | ૧૯ | ઝીંણી | ઝીણી |
| ૧૦૭ | ૨૦ | ઝીંણી | ઝીણી |
| ૧૧૨ | ૭ | રતિમાત્ર | રતીમાત્ર |
| ૧૧૨ | ૧૩ | રતિ | રતી |
| ૧૧૭ | ૧૦ | વર્તૂળાકાર | વર્તુળાકાર |
| ૧૧૯ | ૧૩ | એકતું | એકનું |
| ૧૨૦ | ૧૩ | જ્યાં | ત્યાં |
| ૧૨૩ | ૧૮ | ક્વચિત | ક્વચિત્ |
| ૧૨૩ | ૨૨ | શું | શો |
| ૧૨૮ | ૧૩ | બોલ્યા | બોલ્યો |
| ૧૩૩ | ૧૮ | આવતા | આવતાં |
| ૧૩૩ | ૨૨ | ક્ષણિક્ર | ક્ષણિક |
| ૧૪૧ | ૨૪ | સ્વપ્ન ભ્રમને | સ્વપ્નભ્રમને |
| ૧૪૧ | ૨૮ | જગતાદિ...ત્તિને | જગતાદિભ્રમનિવૃત્તિને |
| ૧૪૭ | ૮ | આવા | આવી |
| ૧૫૨ | ૨૦ | પોતનું | પોતાનું |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬૪ | ૨૧ | °मृतोभवत्ये° | °मृतो भवत्ये° |
| ૧૮૧ | ૨૨ | તદ્રપ | તદ્રૂપ |
| ૧૯૪ | ૨૮ | વર્ષોનો | વર્ષોના |
| ૧૯૪ | ૨૮ | થયેલો | થયેલા |
| ૧૯૫ | ૨૫ | અર્થાત | અર્થાત્ |
| ૨૦૧ | ૧૮ | જાગ્રતિમાં | જાગૃતિમાં |
| ૨૦૬ | ૩ | મુ ો | મુદ્દો |
| ૨૦૭ | ૨ | જેમ દરેક | દરેક |
| ૨૧૨ | ૭ | ' હું',...નથી | ' હું'...નથી ' |
| ૨૨૭ | ૧૬ | ચતન્ય | ચૈતન્ય |
| ૨૩૩ | ૯ | પૂછ્યા | પૂછ્યો |
| ૨૪૭ | ૨૭ | જ્ઞ નની | જ્ઞાનની |
| ૨૫૨ | ૪ | નિર્વિકલ્પતામાંયી | નિર્વિકલ્પતામાંથી |
| ૨૮૮ | ૧૪ | સંયુક્તિક | સયુક્તિક |
| ૨૯૬ | ૧૨ | પહોચતા | પહોંચતા |
| ૩૧૧ | ૧૩ | ક્વચિત્ જ | ક્વચિત જ |
| ૩૧૨ | ૨૬ | અધિષ્ઠાત્રિદેવી | અધિષ્ઠાત્રીદેવી |
| ૩૩૯ | ૨૪ | एकोहम् | एकोऽहम् |
| ૩૩૯ | ૨૫ | बहु स्याम् | बहुस्याम् |
| ૩૪૦ | ૧૧ | નર્માણ | નિર્માણ |
| ૩૪૨ | ૧૨ | ચિદ્રપ | ચિદ્રૂપ |
| ૩૪૪ | ૧૩ | °बितम् | °षितम |

# શુદ્ધિપત્રનો ઉમેરો

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯ | ૩ | મૂળ સ્વરૂપ | મૂળ ચૈતન્યસ્વરૂપ |
| ૩૨ | ૧૧ | પારાશર | પરાશર |
| ૪૧ | ૬ | સ્વરૂપો | સ્વરૂપ |
| ૪૬ | ૧૧ | સધીના | સુધીના |
| ૪૯ | ૨૩ | કાર્ય | કર્મ |
| ૫૪ | (૯-૧૧) | હું જ છું. | "હું"જ છે. |
| ૫૫ | ૭ | अन | अनू |
| ૫૭ | ૬ | સંકટ | શકટ |
| ૮૧ | ૧૮ | ાત્રપુરા | ત્રિપુરા |
| ૧૦૨ | ૨ | શનું | શાનું |
| ૧૨૧ | ૬ | પરિણામ | પરિણામ |
| ૧૫૫ | ૨૬ | નિગ્રાહાદિ | નિગ્રહાદિ |
| ૧૮૧ | ૨૩ | વિ ત | વિવર્ત |
| ૧૮૯ | ૧૮ | લોકવ્યવાર | લોકવ્યવહાર |
| ૨૧૮ | ૧૬ | વિશેપ | શેષ |
| ૨૨૨ | ૨૪ | શાસ્ત્રીએ | શાસ્ત્રોએ |
| ૨૬૧ | ૯ | શિક્ષક | સિલક |
| ૨૮૪ | ૨૪ | વૃક્ષાંક ૨ | વૃક્ષાંક ૩ |
| ૨૮૯ | ૨૬ | પેરામાં | વિભાગમાં |

દત્ત.

# ઉત્તમ દેવાર્ચન

**ખરો દેવ**—સદાશિવ કહે છેઃ "હે વસિષ્ઠમુનિ ! હું તમને સર્વોત્તમ દેવાર્ચનનો પ્રકાર કહું છું. ખરો દેવ કોણ, એ શું તમે જાણો છો ? આદિ-અંતથી રહિત એવો જે અકૃત્રિમ ચૈતન્ય-પ્રકાશ છે, તે જ ખરો દેવ છે. કાળ, દેશ કે વસ્તુથી જેનો પરિચ્છેદ થતો હોય, તેમાં દેવપણું ક્યાંથી સંભવે? પરંતુ આદિ તથા અંતથી રહિત અકૃત્રિમ એવો જે ચૈતન્ય-પ્રકાશ છે, તે જ 'દેવ' એ શબ્દથી કહેવાય છે; માટે તેવા દેવનું જ પૂજન કરવું.

આ આખું જગત કેવળ ચૈતન્યસ્વરૂપ એવા પરમાત્મારૂપ જ છે અને એ જ પરમાત્મા પરબ્રહ્મ છે. તે જ સર્વોત્તમ છે. એ દેવનું પૂજન જ સર્વથી શ્રેષ્ઠ છે.

**મૂર્તિમાં દેવાર્ચન કરવાનું પ્રયોજન**—હે મહામુનિ વસિષ્ઠ! તમે મોટા વિવેકી છો તેથી હું તમને ખરું રહસ્ય કહું છું. વિષ્ણુ ખરા દેવ નથી, હું પણ ખરો દેવ નથી, બ્રહ્મા પણ ખરા દેવ નથી; તેમજ વાયુ, સૂર્ય, અગ્નિ, ચંદ્ર, બ્રાહ્મણ, રાજા, રુદ્ર કે તમે પણ ખરા દેવ નથી. જે દેહરૂપ અથવા ચિત્તરૂપ હોય તે દેવ સંભવે જ નહિ. તેમ શોભા અથવા બુદ્ધિરૂપ પણ દેવ હોય જ નહિ. પુષ્પો કે ધૂપનો મોટો સમૂહ પરમાત્માના પૂજનમાં કશો ઉપયોગી નથી. જેઓ અનુત્પન્ન અર્થાત્ મંદ બુદ્ધિ-વાળા અને બાળકની પેઠે મુગ્ધ ચિત્તવાળા ( નાદાન ) હોય છે, તેમને માટે જ શાસ્ત્રોમાં આ કૃત્રિમ મૂર્તિઓમાં દેવાર્ચન કરવાનું કહ્યું છે. જેમ ભાત ન મળે તો કોદરા ખાવામાં આવે, તેમ જેને ઉપશમ, બોધ તથા સમતા આદિ હોય નહિ, તે અજ્ઞાનીઓને સુખ અને શાંતિ આપનાર ખરું પરમાત્મસ્વરૂપ કદી પણ પ્રાપ્ત થતું નથી.

**સાચું દેવાર્ચન**—ઉપશમ, બોધ અને સમતા આદિ પુષ્પોથી જ આત્મરૂપ દેવનું અર્ચન કરવું એ જ સાચું દેવાર્ચન

છે, એમ નિશ્ચયાત્મક સમજો. કેવળ આકારની ભાવનાથી થતું પૂજન એ સાચું દેવાર્ચન નથી.

**આત્મા પૂજ્ય છે**—તમે દશ્યાદિરૂપ જીવને વેગળા નહિ સમજતા; પણ તેને અકૃત્રિમ, અવિનાશી તથા ચૈતન્ય-પ્રકાશ એવા બ્રહ્મરૂપ જ સમજો. આ આત્મા જ પૂજ્ય છે, નહિ કે અનાત્મા. કેમકે આ રીતે બોધરૂપ જે આત્મપૂજન છે, તે જ મુખ્ય છે.

**તે જ ' હું ' છું**—જે કેવળ ચૈતન્યમાત્ર છે, તે જ સંસારના સારરૂપ છે. સર્વના સારપણાને પામેલો એ જ દેવ છે અને એવો જે પૂર્ણ દેવ તે જ ' હું ' ( **अहम्** ) છું.

**દેવ ક્યાં છે ?**—હે વસિષ્ઠમુનિ, આ ચૈતન્યસ્વરૂપ આત્મદેવ કોઇથી દૂર નથી, કોઇને પણ દુર્લભ નથી. તે તો સર્વદા દેહમાં, આકાશમાં અને સર્વત્ર સર્વમાં રહે છે. એ દેવ જ સઘળું કરે છે, એ જ સઘળું ભોગવે છે, એ જ સઘળું ધારણ કરે છે, એ જ જાય છે, એ જ નિઃશ્વાસ લે છે, એ દેવ જ પ્રત્યેક અંગ-પ્રત્યંગને જાણે છે અને સર્વજ્ઞ પણ એ જ છે.

**પરમાત્મામાં બેપણું છે જ નહિ**—" જેમ પથ્થરમાંથી તેલ નીકળતું નથી, તેમ ચૈતન્યસ્વરૂપ પરમાત્મામાં દ્રષ્ટા, દર્શન અને દશ્ય; જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય; કર્તા, કરણ અને કાર્ય; પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય; બોદ્ધા, બુદ્ધિ, અને બોદ્ધવ્ય; હું, તું અને તેપણું; નામરૂપપણું અને દ્વૈત, અદ્વૈત, સ્વદેહ કિંવા અન્ય દેહપણું; વિધિ કિંવા નિષેધપણું; શૂન્ય-અશૂન્ય, દોષ-અદોષ, વસ્તુ-અવસ્તુ, ધર્મ-અધર્મ, સુખ-દુઃખ, ખંડ-અખંડ, ઇત્યાદિ કાંઇ પણ નથી."

" આ સર્વવ્યાપક ચૈતન્ય એ જ માત્ર એક, અદ્વિતીય, નિર્વિકલ્પ, પરમ, સર્વથી પર, અતિ સ્વચ્છ, સૂર્યાદિને પણ પ્રકાશ આપનાર એવું પરમ સંવિત્‌રૂપ છે." ( જુઓ શ્રીમદ્ બૃહદ્યોગવાસિષ્ઠ મહારામાયણ, નિર્વાણપ્રકરણ-પૂર્વાર્ધ, અધ્યાય ૩૦ થી ૪૦. )

# દત્ત અને પરશુરામ

અથવા

## આત્મદર્શન વા અનાસક્ત કર્મયોગ

---

## ભાગ પહેલો

श्रीपरमात्मस्वरूपचिंतनम् ।

ॐ श्रीगणेशाय नमः ॥ श्रीसरस्वत्यै नमः ॥ श्रीपरब्रह्म-परमात्मने नमः ॥ श्रीसच्चिदानंदस्वरूपाय श्रीसिद्धि-विनायकस्वरूपाय सद्गुरुभ्यो नमो नमः ॥ हरिः ॐ

पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥ १ ॥
मोहान्धकारमग्नानां जनानां ज्ञानरश्मिभिः ।
कृतमुद्धरणं येन तं नौमि शिवभास्करम् ॥ २ ॥
अव्यक्तमव्ययं शान्तं नितान्तं योगिनां प्रियम् ।
सर्वानन्दस्वरूपं यत्तद् वन्दे ब्रह्म सर्वगम् ॥ ३ ॥
नित्यं शुद्धं निराभासं निराकारं निरंजनम् ।
नित्यं बोधं चिदानंदं गुरुं ब्रह्म वदाम्यहम् ॥ ४ ॥

### ગ્રંથપ્રયોજન

અર્વાચીન યુગમાં આત્મદર્શન અને અનાસક્ત કર્મયોગ એટલે શું? એ સંબંધમાં જગતમાં સર્વત્ર મોટો ઊહાપોહ મચી

રહેલો જોવામાં આવે છે. તેથી તેનું ખરું રહસ્ય લોકો જાણી શકે એ જ આ ગ્રંથનો મૂળ હેતુ છે.

આ સર્વ બ્રહ્મ જ છે. કર્તા, હર્તા, ભોક્તા, જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય, ઇત્યાદિ સર્વરૂપે બ્રહ્મ જ બ્રહ્મમાં રહેલું ભાસે છે. આ હું, તું, તે, વગેરે રૂપે ભાસતું સર્વ બ્રહ્મ બ્રહ્મને જ ભાસી રહેલું છે–એમ જે શ્રુતિ–સ્મૃતિ આદિ ધર્મશાસ્ત્રો પોકારી પોકારીને કહે છે, તેનો શો ઉદ્દેશ છે તેની કાંઇક અંશે કલ્પના આવે, અને દ્વૈત–અદ્વૈત, સગુણ–નિર્ગુણ એટલે શું, ઇશ્વરપ્રાપ્તિ અથવા સાક્ષાત્કાર કેવી રીતે થાય, આ સર્વ દશ્ય કેવી રીતે અસાર છે, ઇત્યાદિ બાબતો સરળ અને સ્પષ્ટ રીતે સમજાય તથા સર્વ શાસ્ત્રોની એકવાક્યતા સિદ્ધ થાય તે દર્શાવવું એ જ આ ગ્રંથનું પ્રયોજન છે.

## પરમાત્મપ્રાપ્તિનો આરંભ

પરમાત્મપ્રાપ્તિ માટે સૌથી પ્રથમ ઉપાય કયો છે? પરમાત્મપ્રાપ્તિ માટે જિજ્ઞાસુએ શાસ્ત્રની આજ્ઞા અનુસાર નિષ્કામ ઉપાસના કરવાની જરૂર છે. ઉપાસના શરૂ કરતાં પહેલાં જે દેવાદિકની ઉપાસના કરવામાં આવે, તે દેવાદિક કોણ છે, તે સંબંધી નિશ્ચિત જ્ઞાન પ્રાપ્ત કરવાની આવશ્યકતા છે અને આ માટે તેનું માહાત્મ્ય શ્રવણ કરવું એ પહેલો ઉપાય છે.

## સગુણ ઉપાસના કરવી કે નિર્ગુણ?

શાસ્ત્રમાં ઉપાસનાના ભિન્ન ભિન્ન પ્રકારો છે, તેમ રામ, કૃષ્ણ, શિવ, વિષ્ણુ, સૂર્ય, દેવી, ગણપતિ, હનુમાન ઇત્યાદિ અનેક દેવો છે. તેમાંથી કયા દેવની ઉપાસના કરવી, તે સમજાતું નથી. વળી દરેક દેવનું માહાત્મ્ય શ્રવણ કરવામાં આવે, તો તે દરેકમાં તે તે દેવની શ્રેષ્ઠતાનું જ પ્રતિપાદન કરેલું હોય છે. જેમકે રામના માહાત્મ્યમાં રામનું, કૃષ્ણમાં કૃષ્ણનું, ઇત્યાદિ. 'તું જ સર્વ છે, તું

જ સર્વવ્યાપક છે, તું જ બ્રહ્માંડની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર છે; બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, ગણપતિ, સૂર્ય ઇત્યાદિ સર્વે તું જ છે.' દરેક દેવતા માટે શાસ્ત્રોમાં આ પ્રકારનું જ વર્ણન જોવામાં આવે છે. આથી જિજ્ઞાસુએ શું કરવું, તેનો નિશ્ચય થઈ શકતો નથી. માટે આ સંબંધમાં સંશય નષ્ટ થાય અને સત્ય, પ્રેમ અને ભક્તિથી ઉપાસના કરવા જિજ્ઞાસુને પ્રેરણા મળે તેવો નિશ્ચિત માર્ગ કયો છે?

આ પ્રશ્ન ઘણો મહત્ત્વનો છે. આ વિષે શાસ્ત્રોમાં તો એકવાક્યતા જ છે, પરંતુ અજ્ઞાનને લીધે લોકો તે સમજી શકતા નથી. તત્ત્વદૃષ્ટિએ જોતાં કોઈ પણ દેવમાં ભેદભાવ નથી. તે સર્વ એકરૂપ જ છે. આ વિષયમાં એક પ્રસંગ યાદ આવે છે, તે કહું છું; તેથી એ સંશય દૂર થશે.

## શ્રેષ્ઠ ઉપાસના કઈ?

એક વિદ્વાન સદ્‌ગૃહસ્થ પોતે શ્રીકૃષ્ણના ઉપાસક હોઈ પ્રખર વક્તા પણ હતા. પ્રસ્થાનત્રયી એટલે (૧) ઉપનિષદ, (૨) ગીતા અને (૩) બ્રહ્મસૂત્ર ઉપર સુંદર વ્યાખ્યાનો કરીને તે લોકોમાં જ્ઞાનનો પ્રચાર કરતા હતા. તેમણે બે–ત્રણ દિવસ મારા સાન્નિધ્યમાં રહેવાની ઇચ્છા બતાવી. ત્યાં પણ પ્રસ્થાનત્રયી ઉપરનાં તેમનાં વ્યાખ્યાનો ચાલુ હતાં. એક દિવસ તેઓ બ્રહ્મ–ઉપાસક અને સગુણભક્તિમાર્ગના ઉપાસક વચ્ચેનો ભેદ સમજાવતા હતા. તેમાં તેમણે કહ્યું કે, 'સગુણભક્તિ એ જ શ્રેષ્ઠ ભક્તિ છે. બ્રહ્મોપાસના એ સાચી ભક્તિ નથી. શાસ્ત્રો અને પુરાણોમાં સગુણોપાસના કરનારાઓમાં એવાં ઘણાં ઉદાહરણો મળી આવે છે કે, જેમાં પરમાત્માએ સાકાર રૂપ ધારણ કરી કોઈ ભક્તની હૂંડીનો સ્વીકાર કર્યો છે, તો કોઈને ખવડાવ્યું છે, ઇત્યાદિ. આ પ્રમાણે ભગવાને ઘણા ભક્તોને સંકટ સમયે મદદ કરી છે. પરંતુ નિર્ગુણ-

બ્રહ્મોપાસકોને આ રીતનો કોઈ પણ લાભ થયેલો હોય એમ જણાતું નથી. એટલા માટે નિર્ગુણબ્રહ્મ અથવા આત્મોપાસના કરતાં સગુણ-ઉપાસના જ શ્રેષ્ઠ છે.

## ઉપાસના કેમ સિદ્ધ થતી નથી?

આ રીતનું તેમનું બોલવું સાંભળીને શ્રોતાવર્ગમાં આશ્ચર્ય ઉત્પન્ન થયું તથા તેઓ વિચારમાં પડી ગયા. તેમની આવી સ્થિતિ જોઈ બે ગાંડાઘેલા શબ્દો કહેવાની મને જરૂર જણાઈ. મેં તેમને કહ્યું કે, હું કાંઈ વિદ્વાન, પંડિત, શાસ્ત્રજ્ઞ અથવા પૌરાણિક નથી. આપ તો સારા વિદ્વાન, પંડિત અને શાસ્ત્રજ્ઞ છો. વળી આપ પ્રવચન વગેરે દ્વારા લોકોને જ્ઞાન ઇત્યાદિનો લાભ આપી રહ્યા છો, તે ઘણા આનંદની વાત છે. એ ઉપરાંત આપ વીસપચીસ વર્ષોથી શ્રીકૃષ્ણ ભગવાનની પરમનિષ્ઠાથી ઉપાસના કરો છો. અહીં આવેલામાંથી પણ ઘણાખરા તો વર્ષો થયાં પોતપોતાના ઇષ્ટદેવતાની પરમનિષ્ઠા અને ભક્તિથી ઉપાસના કરે છે. છતાં આમાંથી હજુ સુધી તો કોઈની પણ હૂંડી ઇષ્ટદેવે સ્વીકાર્યાનું જણાતું નથી! ઉપરાંત ઘણા સગુણ-ઉપાસકો એવા જોવામાં આવે છે કે, તેમને જ્યારે બહારગામ જવાનો પ્રસંગ આવે અથવા બીજા કોઈ કારણ માટે દ્રવ્યાદિની જરૂર પડે, ત્યારે તેઓ પોતાના ઇષ્ટદેવને બદલે વ્યાવહારિક લોકો પાસે જ યાચના કરતા જોવામાં આવે છે, એવો અનુભવ છે. તો આમ થવાનું કારણ શું હશે?

બીજું, મહર્ષિ વાલ્મીકિનો દાખલો લો. તેઓ પ્રથમ ભીલ જાતિના હતા અને નિત્ય પ્રતિ ઘણા જીવોનો નાશ કરતા તથા લૂંટફાટનો ધંધો કરતા હતા. આવા મહાન પાપીનો ઉદ્ધાર થવાને માટે ફક્ત બાર વર્ષ જેટલો જ અવધિ બસ થયો અને તે પણ 'રામ, રામ'ને બદલે 'મરા મરા,'નો ઊલટો જપ કરવાથી!

શાસ્ત્રો અને પુરાણોમાં બીજાં પણ ઘણાં ઉદાહરણો મોજૂદ છે.

નામસ્મરણનો પુષ્કળ મહિમા છે. કેટલાક પરમભક્તોને હાલના સમયમાં પણ થોડેઘણે અંશે આ પ્રકારના અનુભવો થયાના પુરાવા મળી આવે છે. આમ હોવા છતાં અમારી હૂંડીનો સ્વીકાર તો આખરે વ્યાવહારિક લોકોની પાસે યાચના દ્વારા જ કરાવવો પડે છે. તેનું શું કારણ હશે ?

તમારો પોતાનો જ દાખલો લો. તીર્થયાત્રાએ જવા માટે તમે આ વ્યાવહારિક લોકો પાસેથી જ કંઇક મદદ મેળવવાની અપેક્ષા ધરાવો છો. તો આને શું કહેવું ? વારુ, વાલ્મીકિ જેવા પાપીના ઉદ્ધાર માટે બાર વર્ષ જેટલો કાળ પૂરતો થયો. અમે પોતે પોતાની જાતને વાલ્મીકિ જેટલા પાપી સમજતા નથી. અમોએ આજ સુધીમાં એક પણ મનુષ્યનું ખૂન કર્યું નથી. અર્થાત્ અમે મહાન પાપી નથી એમ માનીએ છીએ. હવે મહાન પાપીના ઉદ્ધારને માટે જ્યારે બાર વર્ષની ઉપાસના બસ થઇ, ત્યારે અમે એવા પાપી નહિ હોવા છતાં અને વીસવીસ પચ્ચીસપચીસ વર્ષોની ઉપાસના થવા છતાં અમારી હૂંડી સ્વીકારાતી નથી, અમારો ઉદ્ધાર પણ થતો નથી, અથવા જીવનભરમાં કદી પણ શાંતિ પ્રાપ્ત કરી શકાતી નથી. આ તો મહા આશ્ચર્યની વાત ગણાય !

દરેક ઉપાસક દુરાગ્રહ છોડીને, શુદ્ધ બુદ્ધિ અને નિર્મળ અંતઃકરણથી વિચાર કરશે, તો ઉપરનું કથન નગ્નસત્ય જ છે એમ તેને જણાયા સિવાય રહેશે નહિ. આમ થવાનું કારણ શું છે, તેનો હવે આપણે વિચાર કરીશું.

## અસિદ્ધ ઉપાસનાનાં કારણો

સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરતાં આમાં ફક્ત શંકા ઉઠાવી શકાય એવાં ત્રણ જ કારણો મળી શકે છે. (૧) શું પુરાણ અને શાસ્ત્રોમાં વર્ણવાયેલાં ઉદાહરણો સત્ય હશે ? (૨) શું આપણે વાલ્મીકિ,

અજામિલ કરતાં પણ મહાન પાપી હોઇશું? અથવા (૩) આપણો ઉપાસનામાર્ગ ભૂલભરેલો તો નથી ને?

આ ત્રણ કારણોમાંના પહેલા કારણ માટે શંકા રાખવાનું કાંઇ પણ પ્રયોજન નથી; કારણ કે ઉપાસક તે માટે જો શંકાશીલ હશે, તો તેવા ઉપાસક કિંવા બોધ આપનારમાં દંભ સિવાય બીજું કાંઈ જ નથી એમ કહેવું પડશે. વળી જેને તે બાબતમાં શંકા હોય, તેને તે સંબંધમાં વિવેચન કરવાનો અગર તો તે સંબંધી જ્ઞાનનો પ્રચાર કરવાનો ન્યાયદષ્ટિએ અધિકાર જ પ્રાપ્ત થતો નથી. ઉપરાંત પુરાણાદિકનાં ઉદાહરણોને મળતા અનુભવો હાલ પણ કેટલાકને પ્રત્યક્ષ થયેલા મોજૂદ છે, તેથી પ્રથમની શંકા નિરર્થક ગણાય.

બીજી શંકા રાખવી પણ નિરર્થક છે. કારણ કે કોઈ પણ ઉપાસક રોજ સેંકડો–હજારો જીવો તથા મનુષ્યોનો પ્રત્યક્ષ નાશ કરતો હોય એવો વ્યવહારમાં અનુભવ નથી. બનતાં સુધી સાચા ‘ઉપાસકો’ મિથ્યા દંભથી દૂર રહે છે. જેઓ દંભી હોય તેઓ ઉપાસક નામને પણ લાયક નથી. વળી ઉપાસના કરવાની સાચી ઇચ્છા તો અંતઃકરણમાં સાત્ત્વિક ગુણોની વૃદ્ધિ થાય ત્યારે જ પ્રગટે છે; અને આવો સાત્ત્વિક ઉપાસક ક્રૂર તથા હિંસક કર્મોથી દૂર રહે છે. પ્રથમ ગમે તેટલો ક્રૂર હોય, પણ ઉપાસક બનતાં જ તે પૂર્ણ સાત્ત્વિક બની જાય છે. વાલ્મીકિનું ઉદાહરણ તે માટે બસ છે. તેમણે પ્રથમ અગણિત પાપકર્મો કર્યાં, પણ ભક્ત બનતાં જ તે એકદમ સાત્ત્વિક થયા હતા. એટલે આ બીજા કારણનો પણ સ્વીકાર થઈ શકતો નથી. વળી જેઓ એમ કહેવા માગતા હોય કે, અમે તો મહાન પાપી છીએ, તેમણે તો જ્યાં સુધી પોતાનાં સર્વ પાપોનું નિવારણ થાય ત્યાં સુધી રાહ જોવી પડશે. અને ત્યાં સુધી તો તેમને ભક્ત થવાપણું પણ રહેતું નથી.

હવે ત્રીજી શંકા એ ઊઠે છે કે, ઉપાસનામાર્ગ ભૂલભરેલો તો નથી ને ? એનો વિચાર કરતાં એક દષ્ટાંત યાદ આવે છે.

## ઉપાસના કોની ?

એક ભક્તરાજ ભગવાન રામચંદ્રજીના સગુણોપાસક હતા. સુમારે દસ–પંદર વર્ષ સુધી યોગ્ય પૂજાર્ચનવિધિ અનુસાર તેમણે ઇષ્ટદેવની ઉપાસના કરી, છતાં સ્વપ્નમાં પણ કોઇ વાર રામચંદ્રજીનાં દર્શન થયાં નહિ. આથી તેમણે વિચાર્યું કે, 'શ્રીરામચંદ્રજીનો જન્મ ત્રેતાયુગમાં થયો હતો અને અત્યારે તો કલિયુગ ચાલે છે. એટલે રામચંદ્રજીને થયે લાખો વર્ષો વીતી ગયાં છે.' તેથી તેમનું દૈવત ઓછું થયું હશે. એટલે ઇષ્ટદેવ બદલવાની જરૂર છે. આ રીતે વિચારીને નજીકના કાળમાં એટલે શુમારે પાંચ હજાર વર્ષો પૂર્વે થયેલા શ્રીકૃષ્ણ ભગવાનની ઉપાસના કરવાનો તેમણે નિશ્ચય કર્યો. શ્રીરામચંદ્રજીની મૂર્તિ એક ખૂણામાં ખસેડી દઇને તેમણે તેને ઠેકાણે તરત શ્રીકૃષ્ણની મૂર્તિ પધરાવી. એટલું સારું થયું કે, રામની મૂર્તિને સમુદ્રમાં ન પધરાવી ! ત્યારપછી તેમણે શ્રીકૃષ્ણની ઉપાસના ઘણા જ પ્રેમથી શરૂ કરી. દરમ્યાન તેમના એક સ્નેહીએ પોતાના આ ભક્ત–મિત્ર માટે પ્રવાસમાંથી સર્વોત્તમ સુગંધીદાર ધૂપની ભેટ મોકલી. ભક્તરાજને આથી ઘણો આનંદ થયો અને કોઇ સારા મહોત્સવને પ્રસંગે એ ધૂપનો ઉપયોગ કરવાનો તેમણે નિશ્ચય કર્યો. થોડા સમયમાં શ્રીકૃષ્ણ જન્માષ્ટમીનો મહોત્સવ આવ્યો. ઘણી ધામધૂમથી તેમણે ભગવાનના ઉત્સવની શરૂઆત કરી. મધ્યરાત્રિએ જન્મસમયે ષોડશોપચાર પૂજનવિધિમાં ધૂપસમર્પણનો પ્રસંગ આવ્યો. ધૂપિયું ભગવાન આગળ મૂકયું અને પેલો શ્રેષ્ઠ ધૂપ ધરાવવા માટે તૈયારી કરી. એટલામાં તેમને વિચાર આવ્યો કે, આ ધૂપ તો ઉત્કૃષ્ટ છે, ભગવાન રામચંદ્રજીની મેં ઘણાં વર્ષો સુધી સેવા કરી, પણ તેઓ કદી સ્વપ્નમાં પણ પ્રસન્ન થયા નથી. તેથી આ પાસે ખૂણામાં મૂકેલા રામચંદ્રજીને

આ શ્રેષ્ઠ ધૂપની સુગંધ મફતમાં મળી જશે, તે સારું ન કહેવાય. આ વિચારની સાથે જ રામની મૂર્તિનાં બે નસકોરાં રૂ વડે બંધ કરી દીધાં અને ખાતરી કરી લીધી કે હવે રામચંદ્રજીને આ સુંદર ધૂપની સુવાસ બિલકુલ મળી શકશે નહિ. પછી તેમણે ધૂપ–દીપવિધિનો આરંભ કર્યો. હવે ચમત્કાર એવો બન્યો કે, ભગવાન શ્રીકૃષ્ણની મૂર્તિની જગાએ શ્રીરામચંદ્રજી પ્રત્યક્ષ પ્રગટ થયા. તેમને જોતાં જ ભક્તરાજ ગભરાઈ ગયા, તેમનાં ગાત્રો શિથિલ થઈ ગયાં, આખે શરીરે પરસેવો છૂટ્યો અને હાથપગ કંપવા લાગ્યા. તેમની આવી ગભરાટભરેલી સ્થિતિ જોતાં સત્ત્વગુણસંપન્ન, દેવતાઓમાં શ્રેષ્ઠ, શાન્ત અને દયાળુ એવા ભગવાન રામચંદ્રજીએ તેમને ઘણું આશ્વાસન આપ્યું અને પોતાને બોલાવવાનું કારણ પૂછ્યું, તથા 'વર' માગવા જણાવ્યું, ત્યારે જ ભક્તરાજને ધીરજ આવી. તેમણે નમ્રતાપૂર્વક પૂછ્યું: 'ભગવન્, મેં પંદર–વીસ વર્ષો આપની એકનિષ્ઠાથી ભક્તિ કરી, છતાં આપે કદી સ્વપ્નમાં યે દર્શન ન આપ્યાં, અને આજે જ્યારે આપનો મોટો અપરાધ કર્યો છે, ત્યારે આપ પ્રત્યક્ષ પ્રગટ થયા, તેનું કારણ શું? એ જાણવાની પ્રથમ મારી ઇચ્છા છે.' એ સાંભળીને દયાળુ શ્રીરામચંદ્રજીએ સ્મિત કરીને ઉત્તર આપ્યો કે, "આમાં મારો શો અપરાધ? વિચારી જો કે તેં આજ દિન સુધી પૂજન કર્યું ખરું, પરંતુ કેવળ પાષાણની એક જડ મૂર્તિની જ ભાવના તારા અંતઃકરણમાં હતી. અર્થાત્ હું ચેતન છું, એવો તેં કદી સ્વપ્ને પણ ખ્યાલ કર્યો નહોતો. આજે તારી અન્ય ભાવનાઓ ગમે તેવી હતી, પરંતુ મારામાં શ્વાસ લેવાની શક્તિ છે એટલે કે ચેતના છે, એવો તારા અંતરમાં દૃઢ નિશ્ચય થયો અને તે માટે જ મારા નાકનાં છિદ્રો બંધ કરવાનો ઊલટો માર્ગ તેં સ્વીકાર્યો. પરંતુ ચેતનનો નિશ્ચય થતાં જ હું તારી સામે આવીને પ્રત્યક્ષ થયો છું. મારે તારાં કર્મો સાથે સંબંધ નથી, પણ અંતઃકરણની શુદ્ધ ભાવનાનો જ વિચાર કરવાનો હોય છે. ચેતનની ભાવના રાખ્યા

સિવાય ગમે તેટલાં દ્રવ્યો અને ઉપચારોથી તેમજ ગમે તેટલા સમય સુધી પૂજન કરવામાં આવે તો પણ તે નિરર્થક જ નીવડે છે. આથી જ લોકો ઘણા કાળપર્યંત પૂજન કરે છે, છતાં તેમને મારા દર્શનનો અનુભવ મળતો નથી.'

## વ્યક્ત કેમ?

તાત્પર્ય એ કે લોકો નિત્યપ્રતિ પૂજનાદિ તથા દર્શનાદિ કરે છે, તે સમયે ઉપરઉપરથી તો તું ત્રૈલોક્યનો નાથ છે, સર્વવ્યાપક છે, સર્વની સંભાળ રાખનારો છે વગેરે શબ્દોચ્ચાર કર્યે જાય છે, પરંતુ તે સમયે મન તથા દૃષ્ટિ તો 'કોઈ બહાર ઉતારેલો જોડો તો ઉઠાવી જતું નથી ને?' તે તરફ જ હોય છે. કોણ જાણે કે સર્વની સંભાળ રાખનારો સર્વવ્યાપક ભગવાન કદાચ તુચ્છ એવા મારા જોડાની સંભાળ નહિ રાખે, કિંવા ઉઠાવી જશે તો શું થશે? વળી ભગવાન સર્વશક્તિમાન છે એમ મોઢેથી બોલવા પૂરતું તો ખરું, પણ કોઈ સ્થળે એકલા જવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, તો બીજો કોઈ સંગાથ કિંવા વ્યાવહારિક સાધનોનો જ આશ્રય કરવો પડે છે. કારણ કે ખરે સમયે અમારા અંતઃકરણમાં નિશ્ચયાત્મક એવો દૃઢ વિશ્વાસ હોતો નથી. પરંતુ ડોળ કરવા તથા ભક્તમાં ખપવા માટે આવો શબ્દોચ્ચાર કર્યે જઇએ છીએ. જો નિઃશંક રીતે મનમાં દૃઢ વિશ્વાસ હોય, તો પછી દર્શનને માટે વાર પણ શી? કહેવાનો આશય એ છે કે, વસ્તુતઃ અમારો ઉપાસનાનો માર્ગ જ ભૂલભરેલો છે. અમે ઘણા લાંબા કાળ સુધી ઉપાસના કરીએ છીએ ખરા, પરંતુ ઉપાસના કોની અને શા માટે કરવામાં આવે છે, તે જ મૂળમાં જાણતા નથી.

ચૈતન્યઘન પરમાત્મા ચરાચર સૃષ્ટિમાં વ્યાપક છે. પોતે અવ્યક્ત,× નિર્ગુણ, નિરાકાર હોવા છતાં જે ચરાચર દૃશ્ય જગતમાં

× આમાં આવેલા 'અવ્યક્ત' શબ્દપ્રયોગ 'તત્' દર્શક સમજવો.

સાકારરૂપે થયેલો હોય એમ ભાસે છે, તે જ બ્રહ્મદેવ, વિષ્ણુ, મહેશ, સૂર્ય, વરુણ, દિક્‌પાલ, આકાશ, વાયુ, તેજ, જલ અને પૃથ્વીરૂપી પંચમહાભૂતરૂપે થયેલો છે. તે ચૈતન્યરૂપ પરમાત્મા જ પહાડ, ઝાડ, પશુ, પક્ષી, ઘાસ ઇત્યાદિ અનેકરૂપે તથા મનુષ્યાદિ તેમજ પશુ આદિ અનેક સ્થાવર–જંગમના આકારે પ્રતીતિમાં આવે છે. એવા અવ્યક્ત, ચૈતન્યઘન પરમાત્માની જ ઉપાસના થઈ શકે છે. હવે એ પરમાત્મા નિર્ગુણ, નિરાકાર અને અવ્યક્ત હોય છે, જ્યારે ઉપાસક વ્યક્ત અને સાકાર રૂપવાળો હોય છે. આમ હોવાથી આ વ્યક્ત એ અવ્યક્તની ઉપાસના કેવી રીતે કરી શકે? ઉપાસનામાં શરીર, મન, વાણી, અને બુદ્ધિથી જે જે ક્રિયા અગર વ્યાપાર થાય છે, તે તો વ્યક્ત કહેવાય છે. અર્થાત્ એ સર્વ અવ્યક્ત પરમાત્મામાંથી જ ઉત્પન્ન થયેલાં વ્યક્ત સ્વરૂપો છે. એટલે ઉપર્યુક્ત ઇન્દ્રિયોની તે તે ક્રિયા અથવા તો વ્યાપાર થતાં પૂર્વે જે સ્વરૂપ હોય છે, તે જ પરમાત્માનું મૂળ સ્વરૂપ છે. તે સ્વરૂપની વ્યક્તભાવે પૂજા કરવા માટે તેના અનંત દૃશ્ય આકારો પૈકી જે આકારોએ પોતે પોતાના વ્યક્ત સ્વરૂપમાં જ અવ્યક્ત એવા ચૈતન્યસ્વરૂપ પરમાત્માનો અનુભવ લીધો હોય છે, તે જીવન્મુક્ત આકારો જ પરમાત્માની મુખ્ય વિભૂતિઓ ગણાય છે. આવી અનેક વિભૂતિઓ પૈકી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, સૂર્ય, દેવી, ગણપતિ, ઇન્દ્ર, કુબેર, વરુણ, યમ વગેરે તથા વરાહ, નૃસિંહ, રામ, કૃષ્ણ, ઇત્યાદિ અવતારો મુખ્ય છે; અને તેમને સગુણ દેહમાં જ ચૈતન્યસ્વરૂપ પરમાત્માનું જ્ઞાન હોવાથી તેઓ પણ પૂર્ણચૈતન્યઘન પરમાત્મા જ ગણાય છે. હવે ઉપાસના કરવાનો મૂળ ઉદ્દેશ તો અવ્યક્ત એવા ચૈતન્યસ્વરૂપ પરમાત્મતત્ત્વની જ ઉપાસનાનો હોય છે. પરંતુ તે તત્ત્વ નિર્વિકાર અને અવ્યક્ત હોઈ સવિકાર એવા ઉપાસકને નિર્વિકલ્પ અર્થાત્ વાણી, મન, બુદ્ધિથી પણ પર ચૈતન્યસ્વરૂપ પરમાત્મતત્ત્વની ઉપાસના કરવી અત્યંત કઠણ છે. આથી તે તે સાકાર સ્વરૂપોમાંથી પોતાના અંતઃકરણને જે મૂર્તિ પ્રત્યે

પ્રેમ હોય, સદ્‌ભાવના હોય, શ્રદ્ધા હોય તેવી કોઈ પણ વિભૂતિવિશેષની સાકારરૂપે ઉપાસના કરવામાં આવે છે. આ રીતે અવ્યક્તની ઉપાસના કરવાની અશક્તિને લીધે સરળતા માટે મૂળ સ્વરૂપની સાકાર સ્વરૂપે ઉપાસના કરવાનો ક્રમ શાસ્ત્રમાં કહ્યો છે. હવે તે ચૈતન્ય-સ્વરૂપ જ અનેક નામરૂપો વડે દશ્યમાન થયેલું હોવાથી તેનો આરોપ જે મૂર્તિ ઉપર કરવામાં આવે, તેને માટે પણ 'તું ચરાચર-રૂપે વ્યાપ્ત છે' એવી ભાવના કરવી એમ શાસ્ત્રમાં કહેવામાં આવે છે. આથી આમાં વિરોધાભાસ જેવું કંઈ જ નથી. આ સંબંધી નીચેના પ્રસંગથી વધુ સ્પષ્ટતા થશે.

## એક કે અનેક ?

એક સદ્‌ગૃહસ્થ હંમેશાં પંચાયતન (વિષ્ણુ, મહેશ, સૂર્ય, ગણપતિ અને દેવી આ પાંચને શાસ્ત્રમાં પંચાયતન કહેવામાં આવે છે)નું પૂજન કરતા હતા. તેમની સ્તુતિ કરતી વખતે શ્રુતિમાં બતાવેલા પંચાયતન દેવતાના અથર્વશીર્ષોપનિષદ્‌નો પાઠ કરતા હતા. પાઠમાં દરેક દેવતાને સંબોધીને 'તું પ્રત્યક્ષ **तत्त्वमसि** છે, તું બ્રહ્મ છે, કર્તા, હર્તા, ધર્તા તું જ છે; આ સર્વ સહિત નિશ્ચયાત્મક બ્રહ્મરૂપે પણ તું જ છે, તું જ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, સૂર્ય, દેવી, ગણેશ અને ચંદ્રમા રૂપે છે; તેમજ ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો કર્તા પણ તું છે; તું જ સર્વનો સાક્ષી આત્મા છે; ઋત, સત્ય પણ તું જ છે; હું પણ તું જ છે અને તે પણ તું જ છે' ઇત્યાદિ વર્ણન આવતું હતું. આથી તે ગૃહસ્થના મનમાં શંકા રહેતી કે, 'આ પાંચેમાં મોટો કોણ હશે વારુ ?' પૂજન તો તેઓ ભક્તિથી કરતા, પણ મનમાં આ બાબતમાં હંમેશાં સંશય રહેતો. તેમણે એક દિવસ આ સંબંધમાં મને પ્રશ્ન કર્યો. તે પોતે વિદ્વાન હતા. મેં તેમને કહ્યું—હું કાંઈ શાસ્ત્રનો જ્ઞાતા નથી કે તમારા પ્રશ્નનો યોગ્ય રીતે ઉત્તર આપી શકું. પણ ઠીક, તમારું નામ શું ?

ગોવિંદરાય.

તમારા સ્નેહી તમને કયા નામથી બોલાવે છે?

નાનાભાઈ.

તમારો બાપુ તમને શું કહીને બોલાવે છે?

દાદા.

હું તમને દેસાઇસાહેબ કહું છું. આ દરેક નામ વખતે તમે ઉત્તર આપો છો. એમ નથી કહેતા કે 'મારું આ નામ નથી. તો ખોટા નામથી કેમ બોલાવો છો?' આનો અર્થ તો એ થાય છે કે, વ્યવહારમાં એક જ વ્યક્તિને પુત્ર પિતા કહે છે, માબાપ બાળક કહે છે, સ્ત્રી પતિ કહે છે, કાકા ભત્રીજો, મામા ભાણેજ, ભાણેજ મામા, વગેરે જુદાંજુદાં નામોથી ઓળખે છે અને આમ જુદીજુદી રીતે બોલનાર પોતપોતાના વ્યવહારમાં સાચા પણ હોય છે. આ રીતે જો એક સામાન્ય વ્યક્તિ જુદાંજુદાં અનેક નામરૂપ-વાળી બની શકે છે, તો પછી ચૈતન્યસ્વરૂપ પરમાત્મા કેમ નહિ બની શકે? તાત્પર્ય એ કે અનિર્વચનીય એવો એક અવિનાશી પરમાત્મા જ ઉપર જણાવ્યા પ્રમાણે ચરાચર જગત આદિ રૂપે તથા બ્રહ્મા, વિષ્ણુ, મહેશ; સૂર્ય, ચંદ્ર, ગણેશ, દેવી, રામ, કૃષ્ણ ઇત્યાદિ અનંત રૂપે થયેલો ભાસે છે. તેવા અવિનાશી એક પરમ ચૈતન્યઘન પરમાત્માની ઉપાસના જ પોતપોતાની સરળતાને ખાતર ઉપાસક પોતાને પ્રિય એવા એકાદ નામથી અથવા અનેક નામથી કરે છે અને તેને કહે કે, 'તું જ સર્વત્ર છે, સર્વવ્યાપક છે; હું, તું તથા તે રૂપે પણ તું જ છે.' તો તેમાં તમને શંકાનું સ્થાન ક્યાં રહે છે? એક પરમ ચૈતન્યતત્ત્વની જ સગુણોપાસકો પોતપોતાના ઇષ્ટદેવરૂપે તથા બ્રહ્મોપાસકો બ્રહ્મરૂપે ઉપાસના કરે છે. વસ્તુતઃ મૂળમાં સગુણ–નિર્ગુણ એવો કંઈ પણ ભેદ નથી. જ્યાં સુધી આ પ્રમાણેની સગુણ–નિર્ગુણની ભેદદષ્ટિ હોય છે, ત્યાં સુધી ઉપા-સનાનું સાચું રહસ્ય જાણ્યું નથી અથવા તો સાચું જ્ઞાન થયું નથી

એમ સમજવું.

અરે ! જુઓ, કે વ્યવહારમાં પણ પરમાત્માની ભક્તિ કરો, જ્ઞાન પ્રાપ્ત કરો, ધ્યાન કરો, દર્શન કરો, ઇત્યાદિ શબ્દપ્રયોગ કરવામાં આવે છે. આનો શો ઉદ્દેશ હશે વારુ ? ઉપર પ્રમાણે કહેવામાં વાસ્તવિક રીતે દ્વંદ્વભાવના નષ્ટ કરી, ઐક્યની ભાવના કરવા માટે જ એવી શબ્દરચના શાસ્ત્રમાં થયેલી છે. તેનો જરા સંક્ષેપમાં વિચાર કરીએ.

**ભક્તિ**–ભક્તિ કરો, એમ કહેવાની વ્યવહારમાં પ્રથા છે. સૂક્ષ્મ વિચાર કરતાં જણાશે કે, આ 'ભક્તિ' શબ્દ મૂળ ત્રિપુટી પૈકીનો એક છે. (૧) ભગવાન, (૨) ભક્તિ અને (૩) ભક્ત. આ મુજબ ત્રણ પુટો (પડ અથવા આવરણ) જેમાં છે, તે ત્રિપુટી કહેવાય છે. હવે ભક્તિ કરવા માટે પહેલાં ભક્ત બનવું જોઇએ. જેનામાં વિભક્તતા એટલે કે જુદાપણું લવલેશ નથી, તે ભક્ત કહેવાય છે. અર્થાત્ ભક્તને સાધ્ય કરવાનું જે ધ્યેય ભગવાન તેની સાધ્યતા માટે ભક્તિરૂપી સાધનનો આશ્રય કરી ઉપાસક ભક્ત બની જાય છે. એટલે કે સર્વ દ્વૈત–ભાવના (બે–જુદાપણાની ભાવના)નો લય થઇ ભક્ત અને ભગવાન એકરૂપ બની જાય એવું જે સાધન અથવા એવો જે માર્ગ તે જ ભક્તિ કહેવાય છે. આમાં આપણે જોઇએ છીએ કે, પ્રાપ્તવ્ય ધ્યેય તો ભગવાન છે, છતાં 'ભગવાન કરો' એમ તો વ્યવહારમાં પણ કહેવામાં આવતું નથી, પરંતુ તેમ થવાને સાધનરૂપ જે શબ્દ 'ભક્તિ' તે પ્રાપ્ત કરી ભક્ત બનો એમ કહેવાની વ્યવહારમાં પ્રથા છે. આ ઉપરથી સાચો ભક્ત તો તે જ કહી શકાય કે જેની બેપણાની ભાવનાઓ (દ્વૈતભાવનાઓ) સદાને માટે નષ્ટ થયેલી હોય છે. અર્થાત્ જે વિભક્ત÷ નથી તે જ ભક્ત.

÷ 'વિભક્ત' શબ્દ વ્યવહારમાં જુદાપણાની ભાવનાનો દર્શક છે. જેમકે વિભક્ત તથા અવિભક્ત કુટુંબ. આથી જ તે વ્યવહારમાં 'અભક્ત' શબ્દનો અર્થ બતાવે છે.

( સ્પષ્ટતા માટે આગળ ' દર્શન ' શબ્દનું વિવેચન તથા ભગવદ્-ગીતાના કેટલાક શ્લોકોનું વિવરણ જુઓ. )

**જ્ઞાન**–જ્ઞાન પ્રાપ્ત કરો. આ શબ્દ પણ ( ૧ ) જ્ઞાતા, ( ૨ ) જ્ઞાન અને ( ૩ ) જ્ઞેય એ ત્રિપુટીમાંનો છે. જાણવાની વસ્તુ તે જ્ઞેય, જાણનારો તે જ્ઞાતા અને જાણવાનું જે સાધન તે જ્ઞાન. હવે ' જ્ઞાન પ્રાપ્ત કરો ' એમ કહેતાં, તેમાં ' જ્ઞાતા ' અને ' જ્ઞેય 'ભાવને છોડી શેષ રહે તે સ્વરૂપ પ્રાપ્ત કરો એમ કહેવાનો ઉદ્દેશ સ્પષ્ટ જણાય છે. જ્ઞાન એ જ પ્રથમ જ્ઞાતારૂપ બને છે, પછી તે જ્ઞાનરૂપે રહી ત્યારબાદ જ્ઞેયરૂપે થાય છે અને પછી પુનઃ જ્ઞાનરૂપમાં જ વિલયને પામે છે. અર્થાત્ જ્ઞાન એ જ સર્વશ્રેષ્ઠ હોઇને, તેનું મૂળ સ્વરૂપ અવ્યક્ત, નિરાકાર, નિર્વિકલ્પ એવું જ છે.

**ધ્યાન**–ધ્યાન શબ્દમાં પણ (૧) ધ્યાતા, (૨) ધ્યાન અને ( ૩ ) ધ્યેય એ ત્રિપુટીનો સમાવેશ થયેલો છે. ધ્યેય પ્રાપ્ત કરનારો ધ્યાતા, પ્રાપ્તવ્ય વસ્તુ ધ્યેય, અને તે પ્રાપ્તિનું સાધન તે ધ્યાન છે. પ્રાપ્ત કરવાનું તો ધ્યેય છે, છતાં પણ વ્યવહારમાં ' ધ્યાન કરો ' એમ કહેવામાં આવે છે. અર્થાત્ ધ્યેય અને ધ્યાતા એવો દ્વૈતભાવ છોડી દઇને, સર્વત્ર ધ્યાનરૂપ અર્થાત્ એકરૂપ એવા અદ્વૈતભાવની પ્રાપ્તિ કરો, એવો ઉદ્દેશ તેમાં સમાયલો છે.

**દર્શન**–(૧) દ્રષ્ટા, (૨) દર્શન અને (૩) દૃશ્ય એ ત્રિપુટી પૈકી ' દર્શન ' શબ્દ વચલો છે. દ્રષ્ટા એટલે જોનાર, દૃશ્ય એટલે જોવાની વસ્તુ અગર વિષય અને દર્શન એટલે વસ્તુ કિંવા વિષય જોઇ કે જાણી શકાય તે સાધન–એવા અર્થમાં આ ત્રિપુટીમાં શબ્દો યોજાયેલા છે; છતાં વ્યવહારમાં લોકો દેવમંદિરોમાં કે મહાત્માઓની પાસે જાય છે, ત્યારે ' દર્શન માટે જવું છે ' અથવા તો ' દર્શન કરી આવ્યા, ' ' દર્શન થાય છે, ' વગેરે શબ્દોચ્ચાર કરતા નજરે પડે છે. વ્યવહારમાં પણ સામાન્યતઃ ' દર્શન ' શબ્દ

આ અર્થમાં જ પ્રચલિત છે. આથી શું સમજવું? સર્વ લોકો જૂઠ્ઠું બોલે છે કે શું? આવો વિચાર ઉત્પન્ન થયા વિના રહેશે નહિ. કારણ કે જોવાની વસ્તુ અથવા જાણવાના વિષયને તો દૃશ્ય કહેવામાં આવે છે, એવો વ્યવહારનો જ નિયમ છે. દ્રષ્ટા અને દૃશ્ય આ બન્ને જોઈ શકાય, પરંતુ દર્શન તો અદૃશ્ય વસ્તુ છે. છતાં દેવમંદિરોમાં દેવનાં તથા મહાત્માઓનાં દર્શન માટે ગયા હતા એમ બોલવામાં આવે છે. વસ્તુતઃ દેવમંદિરોમાં દેવતાઓની મૂર્તિઓ કે અન્ય દૃશ્યો અથવા તો મહાત્માઓ એ સર્વે તો દૃશ્ય હોય છે, તથા દર્શને જનારા પોતે તેના દ્રષ્ટા હોય છે; છતાં તે દૃશ્યોને જ 'દર્શન' શબ્દ લગાડવામાં આવે છે, તેનું કારણ શું હશે? આમાં જૂઠ્ઠું બોલવાનું પણ કોઈ પ્રયોજન નથી. અને શાસ્ત્રકારો આપણને જૂઠ્ઠું બતાવે એમ પણ સંભવતું નથી. બીજાં વ્યાવહારિક દૃશ્યો જેવાં કે નાટક, સૃષ્ટિસૌંદર્ય, ઇત્યાદિ માટે 'દૃશ્યો' જોયાં એવું કહેવામાં આવે છે. તેમને માટે 'દર્શન' શબ્દ લગાડવામાં આવતો નથી. પરંતુ દેવતાઓ, મહાત્માઓ, પૂજ્ય અને વયોવૃદ્ધો ઇત્યાદિ માટે ખાસ કરીને 'દર્શન' એવો શબ્દપ્રયોગ થાય છે. તો આવા શબ્દપ્રયોગમાં કાંઈ વિશેષ મહત્ત્વ હોવું જોઇએ, તેનો હવે આપણે અહીં વિચાર કરીશું

સ્વભાવથી જ મનુષ્યમાત્રની ઇચ્છા શાશ્વત, અખંડ સુખ માટેની હોય છે, અને તેટલા માટે જ તેઓ રાત્રિદિવસ પ્રયત્ન (પ્રવૃત્તિ) કર્યે જાય છે. પરંતુ સુખનું સાચું સ્થાન કયું અને ક્યાં છે, તેનું સર્વ મનુષ્યને જ્ઞાન હોતું નથી. આથી પોતાની પાસે પોતાના અંતઃકરણમાં જ બેઠેલા, અદ્વૈત એવા એક ચૈતન્યઘન પરમાત્માને તે ઓળખી શકતા નથી અને આમતેમ વ્યર્થ ફાંફાં મારે છે. આ એક ચૈતન્યઘન પરમાત્મા જ—હું, તું, તે, આ, ઇત્યાદિ રૂપે ભાસતું દૃશ્ય-વિશ્વ, ત્રિપુટીઓ, ત્રણે અવસ્થાઓ તથા તે સર્વેનો સાક્ષી ઇત્યાદિ ઉપર જણાવી ગયા તે પ્રમાણે—ચરાચરરૂપે

વ્યાપ્ત થયેલો છે. અર્થાત્ આ દૃશ્યાદિમાં એક નિર્વિકાર, ચૈતન્યઘન પરમાત્મા વિના બીજું કશું દ્વૈત સંભવતું જ નથી. નામરૂપોથી વ્યાપેલું આ દૃશ્ય કેવળ મિથ્યારૂપ જ છે. આ સર્વ નામરૂપો તે ચૈતન્યઘન પરમાત્માના જ વિવર્તો છે. આ પ્રકારની અદ્વૈતભાવની સિદ્ધતા માટે જ દેવદર્શન કિંવા મહાત્માઓનાં દર્શનનો પ્રઘાત અર્થાત્ ક્રમ વ્યવહારમાં બોધને અર્થે યોજેલો હોઈ, તેમાં 'દૃશ્ય' શબ્દને બદલે 'દર્શન' શબ્દની અર્થસૂચક યોજના શાસ્ત્રકારોએ કરેલી છે, એમ વિચારને અંતે જણાશે.

વ્યવહારમાં પણ જોનારને દ્રષ્ટા તથા જે જોવામાં આવે તેને દૃશ્ય કહે છે. આ પ્રમાણે દ્રષ્ટા જેને દૃશ્ય કહે છે, તે દૃશ્યની દૃષ્ટિએ વિચાર કરીશું તો જણાશે કે, તે દૃશ્ય પોતાને દ્રષ્ટા કહેશે તથા જે પોતાને દ્રષ્ટા તરીકે ઓળખતો હતો તેને દૃશ્ય કહેશે. ઉદાહરણ તરીકે જેમ ગોવિંદ નામનો કોઈ માણસ ગોપાળ નામના કોઈ મનુષ્યના દર્શને ગયો. તેમાં જનાર ગોવિંદ પોતે દ્રષ્ટા તથા ગોપાળ એ તેનો દૃશ્ય છે. હવે ગોપાળ ગોવિંદને પણ એમ જ કહે છે કે, મને પણ તમારા દર્શનનો લાભ થયો. અર્થાત્ તે ગોપાળ કે જેને ગોવિંદ દૃશ્ય સમજતો હતો, તે પોતે પોતાને દ્રષ્ટા સમજશે તથા ગોવિંદને દૃશ્ય સમજશે. એટલે ગોવિંદની દૃષ્ટિએ પોતે દ્રષ્ટા અને ગોપાળ દૃશ્ય તથા ગોપાળની દૃષ્ટિએ પોતે દ્રષ્ટા અને ગોવિંદ દૃશ્ય થાય છે. આ મુજબ જો વ્યવહારમાં પરસ્પર ભાવોનો વિચાર કરવામાં આવે, તો એક જ વ્યક્તિ અરસપરસ દ્રષ્ટા અને દૃશ્યરૂપે થાય છે તથા દર્શન તો અદૃશ્ય એવા પોતાના સ્વસ્વરૂપમાં જ સ્થિત હોય છે; તેમાં કિંચિત્ માત્ર પણ ફેર થતો નથી. આ રીતે વ્યવહારમાં પણ એક જ વ્યક્તિ પરસ્પર સાપેક્ષભાવ વડે દ્રષ્ટા તથા દૃશ્યરૂપે બને છે. આમ હોવાને લીધે સૂક્ષ્મદૃષ્ટિએ વિચારનાર બુદ્ધિમાનને જણાશે કે, વ્યાવહારિક રીતે પણ દ્રષ્ટા અને દૃશ્ય ભાવોની સિદ્ધતા અથવા સ્થિરતા થઈ શકતી નથી. આથી જે દષ્ટા છે, તે જ

દશ્ય છે અને જે દશ્ય છે તે જ દ્રષ્ટા છે. આ રીતે પણ દ્રષ્ટા અને દશ્ય ભાવોનું એકત્વ જ સિદ્ધ થાય છે. હવે દર્શનનો વિચાર કરવો રહ્યો. વાસ્તવિક રીતે દશ્ય-દ્રષ્ટા ભાવોનું ઐક્ય સિદ્ધ થયા પછી દર્શનનું જુદું અસ્તિત્વ જ રહેતું નથી. અર્થાત્ તે પણ ઐક્ય-સ્વરૂપ જ બને છે. આમ છતાં તે શબ્દમાં પણ ગૂઢ રહસ્ય શું છે, તે જાણવાથી આપણા શાસ્ત્રકારોની રચના કેવી વ્યાપક અને અર્થસૂચક છે, તે સમજી શકાશે.

'દર્શન' શબ્દનો ઉદ્દેશ તો દ્રષ્ટા અને દશ્ય આ બે ભાવ જ્યાં નથી તેવું અદશ્ય, નિર્વિકલ્પ, નિરાકાર, અવ્યય આત્માનું ચૈતન્ય-સ્વરૂપ કે જેને આ ત્રિપુટીમાં મધ્ય-સંધિ અર્થાત્ દર્શનના નામથી કહેવામાં આવે છે, તે જ આ દશ્યસ્વરૂપે થયેલું છે, એવું કહેવાનો છે. એટલે કે તે ચૈતન્યસ્વરૂપ જ પ્રથમ કેવળ નિર્વિ-કલ્પ, નિરાકાર, તત્ (વૃક્ષાંક ૧ *) સ્વરૂપે હતું, તે જ પ્રથમ દ્રષ્ટાના દ્રષ્ટા રૂપે અર્થાત્ ત્રિપુટીના સાક્ષી( વૃક્ષાંક ૨ ) રૂપે થયું, બાદ તે જ પુનઃ અવ્યક્તરૂપે નિરાકાર અવસ્થામાં રહી દ્રષ્ટા ( વૃક્ષાંક ૩ ) રૂપે વ્યક્ત થયું અને પાછું અવ્યક્ત એવા દર્શનરૂપ પોતાના સ્વસ્વરૂપમાં રહી બાદ તે જ પુનઃ દશ્યરૂપે વ્યક્ત સ્વરૂપમાં પ્રગટ થાય છે અને તે પછી જ્ઞાન વડે દ્રષ્ટા-દશ્યનો બાધ (વિલય) થતાં, તે જ ચૈતન્ય-તત્ત્વ પુનઃ અવ્યક્ત એવા પોતાના મૂળ તત્ ( વૃક્ષાંક ૧ ) સ્વરૂપમાં જ રહે છે. તાત્પર્ય કે, સુવર્ણ જેમ પોતાના મૂળ સ્વરૂપમાં બદલાયા વિના દાગીનારૂપે રહે છે, એટલે સુવર્ણનો અંશ કાઢી લેતાં દાગીનાનું જુદું અસ્તિત્વ રહી શકતું નથી; અર્થાત્ જેનું ખરું નામ સુવર્ણ છે, તેને જ જુદાજુદા નામરૂપથી દાગીના સ્વરૂપે કહેવામાં આવે છે; તેમ તે એક ચૈતન્યતત્ત્વ જ મૂળ અપ્રગટ ( અદશ્ય-અવ્યક્ત ) એવા પોતાનાં સ્વસ્વરૂપમાં જેવું ને તેવું રહી તે જ 'અહં' (હું), 'મમ' (મારું), ઇત્યાદિ દશ્ય ( પ્રગટ )રૂપે તથા તેના સાક્ષી, ઇત્યાદિ રૂપે

* જુઓ પૃષ્ઠ ૪૩ માં આપેલું વૃક્ષ.

ભાસે છે. આથી તે પરમતત્ત્વની ઉપર જે અનેક નામોનો આરોપ કરવામાં આવે છે, તે નિરર્થક છે. આ પ્રમાણે દેવતા તથા મહાત્માઓ પોતાના કેવળ ચૈતન્યતત્ત્વમાં જ સ્થિર હોય છે. અજ્ઞાનીઓની પેઠે તેમને 'હું' એટલે શરીર એવો જરા પણ ખ્યાલ સ્વપ્નમાંયે હોતો નથી. આ સર્વ 'મમ' રૂપ દૃશ્ય જગત તથા તેનો સાક્ષી 'હું' તેમજ 'હું'નો પણ સાક્ષી જે શુદ્ધ 'હું' તે સર્વે ચૈતન્યરૂપ (પરમાત્મા) જ છે, તે સિવાય બીજું કંઈ છે જ નહિ. તે પરમતત્ત્વ એ જ મારું ખરું સ્વરૂપ છે, એવો અદ્વૈતભાવનો તેમનો પૂર્ણ નિશ્ચય હોય છે, તેથી જ તેઓ લોકદૃષ્ટિએ પણ જીવન્મુક્ત (જીવતાં છતાં બંધનરહિત) કહેવાય છે. તેઓ પોતાની દૃષ્ટિએ કેવળ ચૈતન્યરૂપ જ હોય છે. આથી તેવાઓને માટે 'દર્શન' શબ્દનો પ્રયોગ કરવામાં આવેલો છે. તેનો ઉદ્દેશ એ છે કે, દર્શને જનાર દ્રષ્ટા તેઓ પ્રત્યે દૃશ્યભાવ છોડી દઇને તેને દર્શન એટલે અવ્યક્ત ચૈતન્યસ્વરૂપમાં જ જુએ, એટલે કે તે દૃશ્યરૂપ નથી પણ દર્શન–અવ્યક્ત ચૈતન્ય–રૂપ જ છે, એમ સમજે. આ પ્રમાણે દરેક વસ્તુભાવમાં હંમેશાં અભ્યાસ થવાથી સહેજે અદ્વૈતભાવના સિદ્ધ થાય છે.

હવે જો 'દૃશ્ય' મટીને તે 'દર્શન'રૂપ થાય, તો પછી દ્રષ્ટાનો વિલય પણ અનાયાસે જ થઈ જાય. કારણ 'દૃશ્ય' વિના 'દ્રષ્ટા'નું સ્વતંત્ર અસ્તિત્વ કદી પણ શક્ય નથી. જો દૃશ્ય જ ન હોય તો પછી દ્રષ્ટા કોનો? અર્થાત્ એકની અપેક્ષાએ બન્ને હોય છે અને એક ન હોય તો બન્ને હોતા નથી. આથી દૃશ્ય જો ચૈતન્યરૂપ છે, તો પછી દ્રષ્ટા પણ ચૈતન્યરૂપ જ બને, તથા દર્શન પોતે તો કેવળ ચૈતન્યરૂપ પરમ તત્ત્વસ્વરૂપમાં સ્થિત છે જ. એટલે આ પ્રમાણે સર્વ ત્રિપુટીઓનો તેના સાક્ષીભાવ સાથે વિલય થઇને, અદ્વૈતપદની પ્રાપ્તિ થવી એ જ ખરેખર દર્શનનો ઉદ્દેશ છે, એમ સિદ્ધ થાય છે. આ પ્રમાણે સર્વત્ર દર્શનભાવ કરનારને જ પરમાત્માની પ્રાપ્તિ થાય છે.

આથી જ ઉપર જે જે ત્રિપુટીઓ બતાવવામાં આવેલી છે, તે તથા પ્રકાશ, ભોજન, વાચન,× ઇત્યાદિ ત્રિપુટીઓમાં પણ મધ્ય-સંધિ-ભાવ ઉપર જ વિશેષ ભાર મૂકવામાં આવેલો હોઇ તેની જ વિશેષ મહત્તા છે, એમ જણાઇ આવશે. અર્થાત્ આ સંધિભાવ એ જ વાસ્તવિક અવ્યક્ત–ચૈતન્યરૂપ એવું પરમ પદ છે. આ મુજબ ઘણી જ ગૂઢ અને રહસ્યપૂર્ણ દૃષ્ટિથી આ શબ્દરચના વ્યવહારને માટે પણ શાસ્ત્રકારોએ ઠરાવી છે. આ રીતે જો દરેક દૃશ્યોને માટે અભ્યાસ કરવામાં આવે, તો મનુષ્ય થોડા સમયમાં જ કૃતાર્થ બનીને પરમાત્મપ્રાપ્તિ સહેજમાં કરી શકે. ઉપર બતાવેલા દરેક ત્રિપુટીના 'સંધિ' શબ્દનું મહત્ત્વ આ પ્રમાણે જ સમજવું.

## અવ્યભિચારિણી ભક્તિ

શાસ્ત્રમાં અવ્યભિચારિણી ભક્તિ કરવી એમ જણાવ્યું છે, તેનું શું પ્રયોજન છે? પોતાના ઇષ્ટદેવ વિના બીજા કોઈ પણ સ્થળે દૃષ્ટિ પણ કરવી નહિ એટલું જ નહિ પણ મનમાં પણ તેનો સંકલ્પ ઊઠવા દેવો નહિ, એમ ભક્તિમાર્ગપ્રણેતા નારદ–વ્યાસાદિકોએ તેમજ શાસ્ત્ર અને પુરાણોમાં પણ કહેલું છે, તેનો શો ઉદ્દેશ છે?

શાસ્ત્રોમાં અવ્યભિચારિણી ભક્તિ કરવા જણાવેલું છે, તેનો ઉદ્દેશ વાસ્તવિકપણે ઉપર્યુક્ત વિવેચનથી સ્પષ્ટ થાય છે. છતાં બોધની પરિપક્વતાને માટે ફરીથી કહું છું.

ઉપાસના તો નિર્ગુણ, નિરાકાર, અવ્યક્ત, એવા ચૈતન્યસ્વરૂપ પરમાત્માની જ કરવાનો મૂળ ઉદ્દેશ છે. પરંતુ તે થવી અશક્ય હોવાથી તે ચૈતન્યને જ રામ, કૃષ્ણ, વિષ્ણુ, મહેશ, સૂર્ય, દેવી ઇત્યાદિ સગુણમૂર્તિનાં નામો તથા રૂપોની યોજનાનો ક્રમ ઉપા-

---

× પ્રકાશક, પ્રકાશ અને પ્રકાશ્ય; ભોક્તા, ભોજન અને ભોજ્ય; વાચક, વાચન અને વાચ્ય;–આ ત્રિપુટીઓમાંથી મધ્ય-સંધિના જ આ બધા શબ્દો છે.

સકની સરળતાને માટે જ યોજવામાં આવેલો છે. આ સંબંધી પ્રથમ વિવેચન કરેલું છે. એટલે અત્રે વધુ વિસ્તાર કરવાની આવશ્યકતા નથી. જેમને જે મૂર્તિ અંતઃકરણમાં પ્રિય લાગતી હોય, અથવા વંશપરંપરાથી જે દેવતાની ઉપાસના કુટુંબમાં ચાલતી હોય, તેની શુદ્ધ ભાવના વડે નિષ્કામ ઉપાસના કરવી. હવે જે દેવ પ્રત્યે અંતઃકરણમાં શ્રદ્ધા અને પ્રેમ હોય, તે દેવ જ આ ચરાચર જગતમાં દશ્ય તથા અદશ્યરૂપે વ્યાપ્ત છે, એમ સમજવું. એટલે કે વિષ્ણુની ઉપાસના કરનારે ચરાચર જગતમાં સર્વ વિષ્ણુરૂપ જ જોવું. ઇતર લોકો માટે ભલે તે શિવ, રામ, કૃષ્ણ, સૂર્ય, દેવી, ઇત્યાદિ સ્વરૂપે હોય, પરંતુ તેને માટે તો સર્વ વિષ્ણુરૂપ જ છે, એવા અધ્યારોપથી દઢ શ્રદ્ધા અને ભાવના વડે ઉપાસના કરવી. એટલું જ નહિ પરંતુ જે જે કાંઇ કાયિક, વાચિક તથા માનસિક ક્રિયાઓ થાય કિંવા જ્ઞાનેન્દ્રિય દ્વારા જે જે જોવામાં, સાંભળવામાં, સ્પર્શવામાં, સુંઘવામાં અથવા બુદ્ધિ દ્વારા ગ્રહણ કરવામાં આવે છે, તે તમામ વિષ્ણુરૂપ જ છે એવી દઢ ભાવના રાખી, '**सर्वं विष्णुमयं जगत्**' એ સૂત્રોક્તિ અનુસાર ઉપાસના કરવી. શિવના ભક્તે તે પ્રમાણે સર્વત્ર શિવદષ્ટિ રાખવી. એ પ્રમાણે જ દેવી, સૂર્ય, ગણેશ, રામ, કૃષ્ણ કિંવા બ્રહ્મના ઉપાસકે 'હું, તું, તે, આ' ઇત્યાદિ સર્વત્ર પોતપોતાના ઇષ્ટદેવની જ દઢ ભાવના રાખવી. આ પ્રમાણે અભ્યાસ કરતાં કરતાં જ્યારે પોતાના ઇષ્ટદેવ વિના બીજું બધું દેખાતું બંધ થઈ જાય, અર્થાત્ પોતાના એક ઇષ્ટદેવનું જ અદ્વૈત-સ્વરૂપ પ્રતીતિમાં આવે, ત્યારે જ તેને સગુણસાક્ષાત્કાર થાય છે. આ જ સગુણભક્તિનું મુખ્ય રહસ્ય છે. નિર્ગુણ કિંવા સગુણબ્રહ્મના ઉપાસકોને સર્વત્ર બ્રહ્મરૂપ જ અનુભવમાં આવે છે. આથી જ શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**त्वमेव माता च पिता त्वमेव त्वमेव बन्धुश्च सखा त्वमेव।**
**त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देवदेव ॥**

તાત્પર્ય:–તું જ માતા, પિતા, બંધુ, આપ્તજન, વિદ્યા, દ્રવ્ય, ઇત્યાદિ સર્વરૂપ છે. આ નિત્ય પ્રચલિત શ્લોકનો ખરો ઉદ્દેશ ઉપરના વિવેચનથી સ્પષ્ટ રીતે સમજી શકાશે.

## तत्त्वमसि અને સગુણોપાસના

વેદમાં મુખ્ય ચાર મહાવાક્યો છે, તેમાંથી '**तत्त्वमसि**' એટલે 'અનિર્વચનીય પરમતત્ત્વ વા બ્રહ્મ (પૃ. ૪૩–વૃક્ષ **અ** માં ક્રમાંક ૧) તે તું પોતે જ છે' એમ કહેલું છે. સગુણોપાસકોની સરળતાની ખાતર તે તત્ત્વની જ પોતપોતાના ઇષ્ટદેવસ્વરૂપે ઉપાસના કરવાની યોજના શાસ્ત્રમાં કરવામાં આવેલી છે. એટલે આ સગુણોપાસનાનું મૂળ બીજ વેદનાં મહાવાક્ય '**तत्त्वमसि**' (તું તે છે) ને આધારે જ કરવામાં આવેલું છે. આ સંબંધમાં ભક્ત પ્રહ્‌લાદે કરેલી સગુણો-પાસના તથા તેને થયેલા શ્રીવિષ્ણુભગવાનના સાક્ષાત્કારનું ઉદાહરણ અત્રે સંક્ષેપમાં આપું છું. જે ઉપરથી સગુણનિર્ગુણની અભિન્નતા સંબંધી બોધ દૃઢ થશે.

પરમ ભક્ત પ્રહ્‌લાદે વિચાર કર્યો કે, પરમ સમર્થ અને સર્વ-વ્યાપક વિષ્ણુ ભગવાન સાથે મારા બાપદાદાઓએ વૈરભાવ દાખવ્યો તે મૂર્ખતા હતી. હું તેમને શરણે જઇ ઉપાસના દ્વારા તેમને પ્રસન્ન કરી લઉં. આવો નિશ્ચય કરીને, તેણે વિચાર કર્યો કે જળ, સ્થળ, પાષાણ, ઇત્યાદિ દરેકમાં વિષ્ણુ જ સર્વત્ર ભરેલો છે. જે જે કાંઇ દૃશ્ય છે, તે સર્વ વિષ્ણુરૂપ જ છે. મન વડે જે સંકલ્પ કરવામાં આવે છે, તે પણ વિષ્ણુરૂપ જ છે. વાણીથી જે બોલવામાં આવે છે તે પણ સર્વ વિષ્ણુમય જ છે. બુદ્ધિથી જે જે નિશ્ચય કરવામાં આવે છે, તે પણ સર્વ વિષ્ણુરૂપજ છે. 'હું તથા મારું' એ રૂપે જે ભાસે છે, તે પણ સર્વ વિષ્ણુરૂપ જ છે. આ સારું-નરસું જે જે કાંઈ પ્રતીત થાય છે, તે પણ તેનું જ સ્વરૂપ છે. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, સૂર્ય, દેવી, ગણપતિ, ઇન્દ્ર, રુદ્ર, આત્મા, બ્રહ્મ, ઇત્યાદિ

નામરૂપો પણ વિષ્ણુનાં જ છે, અને તે વિષ્ણુ હું જ છું. મેં જ અનેક વખતે અવતારો ધારણ કરીને દૈત્યોનો મહાસંહાર કર્યો તથા ઇન્દ્રાદિ દેવોને રક્ષણ આપ્યું છે. હું જ મહાસાગરમાં અનંત નાગ ઉપર શયન કરું છું. મારા નાભિકમળમાંથી બ્રહ્મદેવની ઉત્પત્તિ થયેલી છે. બ્રહ્મદેવરૂપે હું જ વિશ્વની ઉત્પત્તિ કરું છું, વિષ્ણુરૂપે હું સર્વનું પાલન કરું છું તથા રુદ્રરૂપે હું જ સર્વેનો સંહાર કરું છું. અનંતરૂપે ભાસમાન થતું વિશ્વ હું એવા વિષ્ણુરૂપ જ છે. આ પ્રમાણે ચરાચરમાં વિષ્ણુની ભાવના કરતાં કરતાં તેઓ અંતે તે ભાવને પણ ભૂલી ગયા, તેથી તેમને નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થઈ અને એક હજાર દિવ્ય વર્ષો બાદ વિષ્ણુએ આવી તેમને જગાડ્યા તથા પોતાના હાથે અસુરોના રાજા તરીકે તેમનો રાજ્યાભિષેક કર્યો. આ પ્રમાણે આત્મસ્વરૂપ ભક્તવત્સલ ભગવાને વખતોવખત આવી પ્રહ્‌લાદાદિ ભક્તોને સંકટપરંપરામાંથી બચાવ્યા છે. આવાં અનેક ઉદાહરણો શાસ્ત્રોમાં મોજૂદ છે. (વિશેષ માટે જુઓ યોગવાસિષ્ઠ મહારામાયણ, ઉપશમ પ્રકરણ, અધ્યાય ૩૦ થી ૪૩–અત્રે વર્ણન સંક્ષેપમાં આપ્યું છે.) આવી ભક્તિ એ જ અવ્યભિચારિણી ભક્તિ કહી શકાય. પરંતુ કેટલેક ઠેકાણે એવું જોવામાં આવે છે કે, જેઓ વિષ્ણુના ઉપાસક હોય, તેઓ કદી શિવનું નામ લેતા નથી; અને દર્શન પણ કરતા નથી. આ જ પ્રમાણે શિવભક્તો વિષ્ણુ પ્રત્યે તેવા પ્રકારનું વર્તન રાખતા જોવામાં આવે છે. આ મુજબ દરેક ઉપાસકને પોતપોતાના ઇષ્ટદેવ પ્રત્યે અહંકાર હોય છે. આમાં એટલો બધો પરસ્પર દ્વેષ અને વૈરભાવ જોવામાં આવે છે કે, તેમની આ મૂઢતા માટે દયા ઉપજે છે. તેવાઓ તો ઉપેક્ષાને જ પાત્ર છે. ખરી ઉપાસના તો તે જ છે કે સર્વત્ર પોતાના ઇષ્ટદેવની ભાવના કરતાં કરતાં પોતે પણ તદ્રૂપ થઈ જવું અને આખરે પોતાને અને એ સર્વ ભાવને પણ ભૂલી જવું. આવી ઉપાસના જ સિદ્ધ થાય છે. બાકીના તો વિતંડાવાદ અને સંશયમાં પડી દુઃખ-

ભાગી બને છે. એ કરતા વિશેષ કાંઈ પ્રાપ્ત કરી શકતા નથી. વળી 'આ અમુક આપણા ઉપાસ્ય દેવનું સ્વરૂપ છે' અને 'આ અમુક આપણા ઉપાસ્યનું સ્વરૂપ નથી,' એમ કહેવાથી ઉપાસક પોતાના ઉપાસ્યની સર્વવ્યાપકતા ભૂલીને તેને પોતાના જ હાથે મર્યાદિત બનાવે છે. આમ અવિચારને લીધે તે મહાન દોષ કરી રહ્યો છે, તેની કલ્પના પણ તેને હોતી નથી.

આ રીતે મર્યાદાથી બંધાયેલા દેવમાં અને કર્મ અથવા વાસના–જાળરૂપી દોરીથી બંધાયેલા મનુષ્યોમાં શો ભેદ ? તાત્પર્ય કે, દેવ કદી મર્યાદિત હોઈ શકે જ નહિ. માટે જગતમાં પ્રસરેલા આ પ્રકારના ઝઘડાઓ કેવળ અજ્ઞાન અને મૂઢતાનું જ પરિણામ છે, એમ વિચાર કરતાં જણાઇ આવશે.

આશ્ચર્યની વાત તો એ છે કે, શિવ, વિષ્ણુ, દેવી, રામ, કૃષ્ણ, ઇત્યાદિ ભિન્ન ભિન્ન દેવતાઓ પ્રત્યે મનમાં મિથ્યા અભિમાન રાખી આપસઆપસમાં અનેક પ્રકારના ઝગડાઓ તથા વિતંડાવાદો કરવામાં આવે છે અને તે એટલે સુધી કે તેવી દ્વેષબુદ્ધિ તો વ્યવહારમાં પણ ભાગ્યે જ જોવા મળે. આવા પ્રકારની મૂઢ બુદ્ધિથી એકબીજા પ્રત્યે પરસ્પર કાયમી દ્વેષનું વાતાવરણ છવાયેલું હોય એવું જ્યારે જોવામાં આવે છે, ત્યારે તો તેમની આ મૂઢતા ખરે-ખર હાસ્યાસ્પદ છે એમ લાગ્યા વગર રહેશે નહિ. શિવ, વિષ્ણુ, દેવી તથા શ્રીમદ્‌ભાગવત, વગેરે અઢાર પુરાણો અને અઢાર ઉપ-પુરાણો કે જેમાં સર્વ દેવતાઓનાં વર્ણનોનો સમાવેશ થયેલો છે અને તે વર્ણનોના આધાર વડે જ આ દેવ મોટો અને આ દેવ નાનો ઇત્યાદિ ઝગડા જેઓ કરે છે, તેઓ શુદ્ધ અને નિખાલસ અંતઃકરણથી થોડો વિચાર કરશે તો જણાશે કે આ સર્વે પુરાણો, ઉપપુરાણો, બ્રહ્મસૂત્ર (પૂર્વ અને ઉત્તર મીમાંસા), મહાભારત (શ્રીમદ્‌ભગવદ્-ગીતાસહ) તથા વેદના અનેક વિભાગો વગેરેની રચના કરનાર મહાન પૂજ્ય અને અવતારિક એવા શ્રીકૃષ્ણદ્વૈપાયન મહર્ષિ વેદવ્યાસાચાર્ય

એ એક જ વ્યક્તિ છે. જો આ સર્વ અઢાર પુરાણો તથા અઢાર ઉપપુરાણો તેમજ ભગવદ્દગીતા ( મહાભારત ), બ્રહ્મસૂત્ર તથા વ્યાસ-સ્મૃતિ ઇત્યાદિ અનેક ગ્રંથોની રચના કરનાર જુદી જુદી વ્યક્તિઓ હોત તો તો કદાચ વ્યવહારમાં તે દરેકના ભિન્ન ભિન્ન સાંપ્રદાયો છે એમ સમજીને મંદબુદ્ધિના લોકો કે જેઓ શાસ્ત્રમાંના રહસ્યને ઓળખવાને બદલે વ્યક્તિત્વને જ પ્રાધાન્ય આપે છે, તેવા અજ્ઞાનીઓને માટે તો કદાચ ઝગડાનું સ્થાન રહે, એવું માની શકાત. પરંતુ આમાં તો તેવો પ્રકાર પણ નથી. આ સર્વ પુરાણો, ઉપપુરાણો, બ્રહ્મસૂત્રો, ભગવદ્દગીતા (મહાભારત) ઇતિહાસ અને વેદોના વિભાગો ઇત્યાદિના કર્તા તો એકલા કેવળ એક શ્રીવ્યાસાચાર્ય જ છે, કે જેઓનો અવતાર વસિષ્ઠના પ્રપૌત્ર, શક્તિના પૌત્ર અને પારાશર ઋષિના પુત્ર તરીકે આ કાર્યને માટે જ થયેલો છે અને તેઓ ચાર યુગના અંત સુધી ચિરંજીવી હોઈ અત્યારે પણ છે જ. કલિયુગમાં બુદ્ધિ મંદ તથા આયુષ્ય અલ્પ હોય છે અને અપૌરુષેય વેદ એ તો સર્વનું મૂળ અને આદિ ગ્રંથ છે. તેનો નાશ તો થવો ના જોઇએ, એવા નિયતિના નિયમના પાલનને માટે સાક્ષાત્ ચૈતન્યસ્વરૂપ ભગવાન પોતે વ્યાસાચાર્યના રૂપે વસિષ્ઠકુળમાં અવતાર ધારણ કરી કલિયુગમાં સર્વ વેદોના અભ્યાસ કરનારા તથા તેને જાણનારા ઉત્પન્ન થવા મુશ્કેલ હોવાને લીધે ચાર યુગમાનનો વિચાર કરીને તેમણે વેદને સુમારે એક હજારએકસો એંસી શાખાઓમાં વિભાગી નાંખ્યા છે. તેમજ પોતાનાં પુરાણો, ઉપપુરાણો, બ્રહ્મમીમાંસાદિ શાસ્ત્રો, સ્મૃતિ, ભગવદ્દગીતા ( મહાભારત ) વગેરે દરેકમાં અપૌરુષેય એવા વેદનું તથા તેના મહાવાક્યોનું જ મહત્ત્વ વર્ણવેલું છે. એટલું જ નહિ પણ તેમાંના તાત્ત્વિક સિદ્ધાંતો સારી રીતે સમજી શકાય એટલા માટે જ આ સર્વ ઉપક્રમ કર્યો છે. તેથી તેને વેદવ્યાસ કહે છે. આ સિવાય અન્ય નારદ, વાલ્મીકિ, વસિષ્ઠ, ભૃગુ, ગાર્ગ્ય, દેવલ, હરિત, શંખ, લિખિત વગેરે મહર્ષિઓ તરફથી પણ શ્રુતિ–

સ્મૃત્યાદિ શાસ્ત્રો તથા પુરાણાદિની રચના થયેલી છે. તેનો ઉદ્દેશ પણ અપૌરુષેય એવા (૧) પ્રજ્ઞાનં બ્રહ્મ (૨) અયમાત્મા (૩) તત્ત્વમસિ અને (૪) અહં બ્રહ્માસ્મિ—એ વેદના મૂળ મહાન સિદ્ધાંતોનું જ વિવરણ ન્યાય, તર્ક, યુક્તિ તથા દૃષ્ટાંતો ઇત્યાદિ સાથે કરેલું છે. તત્ત્વ સમજાવવાને માટે પ્રથમ દૃષ્ટાંતોની જરૂર હોય છે, દૃષ્ટાંત ઉપરથી સિદ્ધાન્ત તથા સિદ્ધાન્ત ઉપરથી લક્ષ્યાર્થ સમજી લઇ તે ઉપરથી અંતે તત્ત્વાર્થનો નિર્ણય કરી સદરહુ મહાવાક્યોનો સ્વાનુભવ લઇ કૃતાર્થતા પ્રાપ્ત કરી લેવી એ જ એકમાત્ર સર્વ શ્રુતિ, સ્મૃતિ, પુરાણો ઉપપુરાણો ઇત્યાદિ સર્વનું ધ્યેય છે.

આ રીતે જો ખરેખર ધ્યેય તરફ લક્ષ્ય આપીને સૂક્ષ્મદષ્ટિથી વિચાર કરવામાં આવે, તો મિથ્યાભિમાન કિંવા વિતંડાવાદને ક્યાંયે બિલકુલ સ્થાન જ નથી. છતાં પણ બુદ્ધિમાનો દુરાગ્રહ વડે તથા મંદબુદ્ધિના વગર સમજે પોતાની આ હીન મનોદશા ચાલુ રાખે તો ખરેખર તે દયાને જ પાત્ર ગણાય !

આ સંબંધી ચાર આંધળાઓનું હાથીના વર્ણનનું દૃષ્ટાંત પ્રખ્યાત છે. એકે કાન ઉપરથી કહ્યું કે, હાથી સૂપડા જેવો છે, બીજાએ પગ ઉપરથી કહ્યું કે, થાંભલા જેવો છે, ત્રીજાએ પૂંછડા ઉપરથી કહ્યું કે હાથી દોરડા જેવો છે. પછી તો અંદર અંદર લડ્યા, ઝઘડ્યા અને લોહીલુહાણ થયા. છેવટે આખા હાથીને પ્રત્યક્ષ આંખ વડે જોનારે તેમને શાંત પાડી હાથીનું ખરું સ્વરૂપ તેઓને સમજાવ્યું. તાત્પર્ય એ કે પરમાત્મસ્વરૂપ માટે ચાલતા વિતંડાવાદોને માટે આમ જ સમજવું. એટલા માટે જ અમુક ઉપાસના શ્રેષ્ઠ છે, અમુક કનિષ્ઠ છે, એવો વાદ મિથ્યા છે. વિદ્વાન વક્તા પોતે બ્રહ્મોપાસનાથી જે કરે છે અને તેઓ જે ભગવદ્ગીતાના આધારે ભક્તિમાર્ગનું મહત્ત્વ અત્રે વર્ણવી રહ્યા છે તે ગીતામાં આવેલા આ શ્લોક તરફ લક્ષ આપે.

**ब्रह्मार्पणं ब्रह्महविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।**
**ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥** (ગીતા. અ. ૪. શ્લો. ૨૪)

આથી ખાવાનું, ખાનાર તથા સાધન એ ત્રણે ત્રિપુટી બ્રહ્મરૂપ જ થઈ જાય છે. એટલે બ્રહ્મોપાસકને ખાવાનું મળશે કે કેમ તેની શંકા રાખવાનું પ્રયોજન જ હોતું નથી. જો સર્વ બ્રહ્મ થઈ જાય અને જ્યાં ભેદભાવ જ ન રહે ત્યાં ખાનારો ક્યાંથી સિલકમાં રહેશે ? છતાં કોઈ ઉપાસક આ મુજબ ત્રિપુટીનો વિલય કર્યા બાદ જો દુ:ખી જણાય તો પછી બ્રહ્મવેત્તાઓ પાસે જઈ ખાવાનું માગે તેઓ બ્રહ્મની પાસેથી તેને જરૂર આપશે. માટે ઉપાસનાનું સાચું રહસ્ય સમજી, મિથ્યા વિતંડાવાદથી દૂર રહી, ખરું આત્મકલ્યાણ સાધ્ય કરી લેવું એ જ સાચા જિજ્ઞાસુનું લક્ષણ છે.

આત્માનું ખરું સ્વરૂપ સંધિ–અવસ્થા છે, તે બાબત વધુ સ્પષ્ટ રીતે સમજાય તો પરમાત્મપ્રાપ્તિને માટે ઘણી સરળતા થાય? આત્મસ્વરૂપનું ખરું જ્ઞાન થવાને માટે પ્રથમ ઇષ્ટદેવનું માહાત્મ્ય સમજવું એ પ્રથમ ઉપાય છે. ઉપર જણાવ્યું તે મુજબ ચરાચરરૂપે પોતપોતાના ઇષ્ટદેવતા જ સર્વત્ર વ્યાપ્ત છે, એમ તેના વિરાટ સ્વરૂપની ભાવના રાખી તેનું માહાત્મ્ય સાંભળવું એ પહેલો ઉપાય છે. માહાત્મ્ય સાંભળવાથી ઉપાસકના અંતરમાં ઉપાસના કરવાની ઇચ્છા ઉત્પન્ન થાય એટલે તેણે સદ્‌ગુરુ પાસેથી ઉપાસનાનો ક્રમ સમજી લઇ તે બતાવે તે ક્રમે ઇષ્ટની નિષ્કામભાવે ઉપાસના કરવી. કારણ ઉપાસના અનેક પ્રકારે થઈ શકે છે. તેને માટે શાસ્ત્રમાં આધારો પણ મળી આવે છે. તેથી પ્રથમતઃ બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુ પાસેથી ઉપાસનાનું રહસ્ય સમજી લઈ તે બતાવે તે ક્રમે શ્રદ્ધાપૂર્વક ઉપાસના કરવી. આથી બીજી શંકાઓને સ્થાન રહેશે નહિ. અથવા શાસ્ત્રમાં બતાવેલા અનેક ક્રમોમાંથી જે ક્રમ આપણને યોગ્ય લાગે તે ક્રમે નિશ્ચય અને શ્રદ્ધાપૂર્વક ઉપાસના કરવી. આ પ્રમાણે નિષ્કામ ઉપાસના કરવાથી

ચિત્તશુદ્ધિ થઈ સુવિચાર ઉત્પન્ન થાય છે.

હું કોણ? જગત શું છે? ઇત્યાદિ પ્રકારના આત્મવિચાર ઉત્પન્ન થવા તે સુવિચાર કહેવાય છે. સુવિચાર ઉત્પન્ન થઇ 'હું'નું ખરું સ્વરૂપ જાણવું એ જ સર્વ કરતાં શ્રેષ્ઠ એવું અંતિમ ધ્યેય હોવાથી સ્વાભાવિક રીતે એવો સુવિચાર જ્યાં સુધી ઉત્પન્ન થાય નહિ ત્યાં સુધી ઉપાસનાનું સાચું ફળ પ્રાપ્ત થયું એમ કહી શકાય નહિ. 'હું કોણ? ઇશ્વર કોણ? મારું ખરું સ્વરૂપ શું છે? જગત શું અને ક્યાંથી ઉત્પન્ન થયું? ઉપાસના કોની, કોના વડે અને શા માટે કરવામાં આવે છે?' ઇત્યાદિ વિચાર ઉત્પન્ન થવાથી 'હું'-નું ખરું તાત્ત્વિક સ્વરૂપ સમજાય છે. આ પ્રમાણે સુવિચાર ઉત્પન્ન થતાં જે જે શંકાઓ ઊઠે તેનું સમાધાન સદ્ગુરુ પાસે જઈ કરી લેવું અને આમ પરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થયા બાદ છેવટે જ્યાં શંકાઓ બિલકુલ રહેતી જ નથી તેવા નિઃશંક આત્મપદમાં વિશ્રાંતિ પ્રાપ્ત કરી લેવી.

આ ઉપરથી જણાશે કે ફક્ત ચિત્તશુદ્ધિને માટે જ જપ, તપ, ધ્યાન, ધારણા, ઇત્યાદિ ઉપાયોની યોજના શાસ્ત્રમાં બતાવેલી છે. તે તો કેવળ સાધનરૂપ છે. સાધ્ય જુદું છે. આ વિષયના સંબંધમાં શ્રીત્રિપુરારહસ્ય કિંવા શ્રીસદ્ગુરુ દત્તાત્રય અને પરશુરામના સંવાદનો સારાંશ સંધિ–અવસ્થા સંબંધમાં સ્પષ્ટતા કરી પરમ તત્ત્વ પ્રત્યે લઇ જનારો છે.

## ગિરનારના ગિરિશૃંગ ઉપર

કેટલાંક વર્ષો પૂર્વે ઇશ્વરેચ્છાનુસાર તીર્થાટન કરતા, સૌરાષ્ટ્ર દેશમાં આવેલા ગિરનાર પહાડમાં ઉત્તર તરફના એક ભાગનાં ઘોર અરણ્યમાં એક શાન્ત અને રમ્ય એવા પવિત્ર સ્થાનમાં નિવાસ કરી રહેલા એક મહાત્માનો ભેટો થયો. (આ કથાનક વિસ્તારના ભયે અત્રે સંક્ષેપમાં આપેલું છે.) મહાત્માશ્રી પોતે સારા અભ્યાસી

હોઇ ઘણુંખરું વસ્તીથી દૂર ઉપાધિરહિત એવા અરણ્યમાં એકાંત સ્થાનમાં જ રહેતા હતા. તેમજ તે નિર્વિકલ્પ અવસ્થામાં જ ઝાઝો સમય વ્યતીત કરતા હતા. સિવાય વનસ્પતિશાસ્ત્રમાં પણ સારા નિષ્ણાત હોવાથી કંદમૂળ વગેરેની પણ સારી માહિતી ધરાવતા હતા. સ્વભાવે નમ્ર, વિનયી અને અતિ સ્નેહાળ હતા. બેઠાં બેઠાં સત્સંગના વાર્તાલાપમાં નિર્વિકલ્પ સમાધિયોગ અને તત્ત્વજ્ઞાન સંબંધી વિષય નીકળ્યો. મેં મારી મતિ પ્રમાણે યોગ્ય વિવેચન કર્યું. તે સાંભળી મહાત્માશ્રી બોલ્યા: 'તમે આટલા બધા જ્ઞાની છો તો પછી હંમેશ નિર્વિકલ્પ સમાધિમાં જ કેમ બેસતા નથી? આમ શા માટે દુઃખ ભોગવો છો?' તેમનો આ પ્રશ્ન સાંભળી મને સહેજ હસવું આવ્યું. તે જોઇ તેમણે કહ્યું: 'આપ તો મારા કહેવાની ઉપેક્ષા કરતા જણાવ છો. હું તો આપના ભલાને માટે કહું છું. મારો તેમાં કાંઈ સ્વાર્થ નથી. તમારા જેવા મહાત્મા ન સમજે તો પછી અજ્ઞાની લોકોને માટે શું કહેવું? છતાં આપ આમ ઉપેક્ષા શા માટે કરો છો, તે કૃપા કરીને જણાવશો. કારણ મહાત્મા પુરુષોની ઉપેક્ષાવૃત્તિમાં પણ કાંઈ સાર હશે એમ હું માનું છું. બીજું અત્યાર સુધીના આપના પરિચય તેમજ સત્સંગાદિથી હું ધારું છું કે તેમાં ખાસ કાંઈ મહત્ત્વ પણ હોય!' તેમનાં આ વચન સાંભળી મેં કહ્યું, 'મહાત્માશ્રી, આપને મારા આ વર્તનથી ખોટું લાગ્યું હોય એમ જણાય છે, તે માટે હું ક્ષમા ચાહું છું. પરંતુ મારે ઘણી દિલગીરી સાથે કહેવું પડે છે કે હજુ આપ પરમતત્ત્વથી અજ્ઞાત છો. પરમતત્ત્વ સમજવાને માટે આકાશ અને પાતાળ જેટલું અંતર આપને કાપવાનું છે એમ મને લાગે છે. હું ધારું છું કે નેત્ર બંધ કરવાથી કે ખુલ્લાં રાખવાથી, અગર એકાદ ક્રિયા કરવાથી યા નહિ કરવાથી જો આ પરમપદ પ્રાપ્ત કિંવા અપ્રાપ્ત થતું હોય તો તે પૂર્ણ એવું પરમપદ કેવી રીતે કહી શકાશે? આ તો એક પ્રકારનો મોહ થયો. અમુક કરવું,

અમુક નહિ કરવું, આ બન્ને ભાવો તેમજ તેના સાક્ષીભાવનો પણ ત્યાગ કરી નિશ્ચલ એવા પરમપદમાં સ્થિત રહેવું એ જ ખરી નિર્વિકલ્પતા અથવા સહજ સમાધિ છે. આત્મતત્ત્વ ક્યાં અને કયા કાળમાં નથી ? અમુક કાળમાં કિંવા અમુક પ્રદેશમાં તે નથી એમ જો કહેવામાં આવે તો તે કાળ, તે પ્રદેશ અને તે કહેનારો આ બધાનું અસ્તિત્વ જ સિદ્ધ થઈ શકતું નથી. તે આત્મત્વથી એટલે અહં (હું) રૂપથી આ ચરાચર દૃશ્યમાં અધિષ્ઠાનરૂપે વ્યાપક છે, તથા સાક્ષીરૂપે તે સર્વનો જ્ઞાતા હોઇ તેથી પરરૂપે અનિર્વચનીય પદમાં પણ તે જ સ્થિત છે. અર્થાત્ અહં ( હું ), સાક્ષી, અને તેથી પર ( તત્–તે ) એ સર્વરૂપે પરમપદ જ છે.'

મહાત્માશ્રીએ પૂછ્યું:—સર્વ દૃશ્યમાં આત્મત્વ અધિષ્ઠાનરૂપે કેવી રીતે વ્યાપક છે ? તેમજ તે સાક્ષી તથા તેથી પર એવા ભાવથી તથા સર્વરૂપ કેવી રીતે છે ? નિર્વિકલ્પતા સિવાય આત્મ-પ્રાપ્તિ શક્ય છે કે ? નિર્વિકલ્પતામાં સચ્ચિદાનંદ પરમાત્માનો અનુભવ થાય છે તે શું ખોટો ? આપ સહજ સમાધિ કોને કહો છો ? અને તેનું શું પ્રયોજન છે ?

## હું, તું, તમે

ઉત્તર:–**सर्वस्य चाहं हृदि सन्निविष्टः ।** એ શ્રીભગવદ્-ગીતાના વચનનો તેમજ અધ્યાય ૧૦, વિભૂતિયોગ વર્ણનનો પણ વિચાર કરો. જે પ્રમાણે કડું, કુંડળ, બંગડી, વીંટી, ઇત્યાદિમાં સુવર્ણ અધિષ્ઠાનરૂપે હોય છે, એટલે કે સોનું કાઢી લેવાથી કડાં, કુંડલાદિ નામરૂપ મિથ્યા ઠરે છે, તેમ સર્વના હૃદયમાં 'હું' છું એમ શ્રીકૃષ્ણભગવાન કહે છે. અહીં એ ખ્યાલમાં રાખવું જરૂરી છે કે ભગવાન '**सर्वस्य कृष्ण**' એમ કહેતા નથી, પણ '**च अहम्**' 'હું' એમ કહે છે. વિદ્વાનો 'હું'નો અર્થ શ્રીકૃષ્ણ કરે છે તે ખરેખર ભૂલ છે. કારણ તે અનુભવથી વિરુદ્ધ છે. 'કૃષ્ણ' નામનો

શબ્દ તો દરેક મહાયુગના ત્રીજા ચરણને અંતે ભરતખંડમાં શ્રીક્ષેત્ર મથુરાપુરીમાં વાસુદેવને ત્યાં દેવકીના ઉદરે અષ્ટમ ગર્ભે જન્મ ધારણ કરનાર પરમ યોગેશ્વર શ્રીકૃષ્ણના આકાર અને રૂપ માટે વપરાય છે. વેદ, શ્રુતિ, ઉપનિષદ્, ગીતા આદિ તો આ 'હું'ના સત્ય સ્વરૂપ સિદ્ધાંતોનું જ પ્રતિપાદન કરે છે. ભગવદ્‌ગીતામાં પણ 'હું' સર્વના હૃદયમાં સ્થિત છું,' વેદાદિ આ 'હું'નું જ વર્ણન કરે છે અને સ્મૃતિ પણ વેદને આધારે જ આ 'હું'નું વર્ણન કરે છે. 'વેદાદિરૂપ પણ હું જ છું' તેમ વિભૂતિયોગમાં પણ 'સર્વરૂપે હું જ છું, ધનંજય પણ હું જ છું' ઇત્યાદિ કહે છે તેનો ખરો ઉદ્દેશ શો? ધનંજય (અર્જુન)ને તો આ ગીતારૂપી જ્ઞાનનો બોધ કરવામાં આવે છે અને વળી પાછા કહે છે કે, 'ધનંજય હું જ છું' તેનો શો અર્થ? લૌકિક દષ્ટિએ આ વિરોધાભાસ જણાશે. કારણ કે, 'હું ધનંજય છું' એમ કહેવામાં આવે તો પછી બોધની આવશ્યકતા કોને? અગર તો પોતે જ 'હું' (ધનંજયરૂપી 'હું'ને) એટલે પોતાને બોધ આપે છે, એમ સમજવું? આવા અનેક તર્ક ઉત્પન્ન થાય છે.

સૂક્ષ્મ વિચાર કરતાં જણાશે કે આમાં કાંઈ ખાસ વિરોધાભાસ નથી. દરેક મનુષ્ય પોતે પોતાને પ્રથમતઃ 'હું' એ શબ્દથી અને બીજાને 'તું, તમે' ઇત્યાદિ શબ્દોથી સંબોધે છે. બીજાને માટે આપણે 'તું' શબ્દ વાપરીએ છીએ; પણ જેને આપણે 'તું' કહીએ છીએ તે પોતે તો પોતાને માટે 'હું' એ શબ્દપ્રયોગ જ કરે છે. આ ઉપરથી સમજી શકાશે કે 'હું, **अहम्**' એ જ દરેકનું સામાન્ય રૂપ છે. જેમકે સોનાનાં કડાં, કુંડળ, બંગડી, વીંટી, વગેરે અનેક દાગીના હોય છે, તે દાગીનામાંથી જો સોનું કાઢી લેવામાં આવે તો કડાં, કુંડળ, ઇત્યાદિ આકારો મિથ્યા ઠરે છે, એટલે સોનું એ જ એનું સામાન્ય સ્વરૂપ છે; જ્યારે કડાં, કુંડળ, ઇત્યાદિ વિશેષ, આરોપિત કિંવા વિવર્તરૂપો કહેવાય છે. તાત્પર્ય કે જેને

મૂળ સોનું કહેવું જોઈએ તેને જ કડાં, કુંડળ, ઇત્યાદિ નામો વડે **કહેવામાં આવે છે, તેથી** તે વિવર્ત છે. કિંવા દોરી ઉપર જેમ **સર્પનો ભ્રમ** થતા દોરીને સર્પ કહેવામાં આવે છે તે વિવર્ત **કહેવાય. તે પ્રમાણે** જ દરેક મનુષ્ય પોતાને 'હું' (**अहम्**) કહે છે તે જ તેનું ખરું સામાન્ય રૂપ છે, છતાં તેને 'તું, તમે, મારું તમારું' ઇત્યાદિ શબ્દોથી વ્યવહારમાં વિશેષ નામોથી કહેવામાં આવે છે, તે વસ્તુતઃ મિથ્યા વિવર્તરૂપ જ કહી શકાય.

વ્યવહારમાં પણ એવો નિયમ છે કે જે મનુષ્યનું જે નામ હોય તે સિવાય અન્ય નામથી તેને બોલાવવામાં આવે તો તે કદી જવાબ આપતો નથી. તો પછી જે પોતાને 'હું' કહે છે તેને 'તું' તમે' ઇત્યાદિ નામોથી બોલાવવું એ તો વ્યવહારદૃષ્ટિથી પણ અન્યાય ગણાશે. આથી જ શાસ્ત્રકારો પ્રથમ '**सत्यं वद**–સાચું બોલો' એમ કહે છે. સત્યની વ્યાખ્યા અહીંથી જ શરૂ થાય છે. પરંતુ વ્યવહારમાં તો અમો મૂળમાં જ અસત્ય બોલીએ છીએ. આથી જ શાસ્ત્રકારો આ જગતનો સર્વ વ્યવહાર અસત્ય છે, મિથ્યા છે, એમ કહે છે; અને તે અધિષ્ઠાન, અધ્યારોપ અને અપવાદની દૃષ્ટિનો આશ્રય લઇ વિવર્તભાવે સમજાવી સિદ્ધ કરે છે. ઉપર બતાવી ગયા કે દોરીને ભ્રમથી સાપ કહેવો તે વિવર્ત છે. તે પ્રમાણે મૂળ 'હું' (**अहम्**) ને 'મમ, તું, તમે' વગેરે સંજ્ઞાઓ તેમજ તે ઉપર ગુણ, ધર્મ, રૂપ, રંગ, વર્ણ, તથા અનેક નામરૂપાદિની કલ્પના કરવી એ વિવર્ત જ ગણાય. કારણ કે મૂળ તો 'હું' છે. આથી તે ઉપર 'તું, તમે, મમ' વગેરે ભાવોનો આરોપ તદ્દન ખોટો હોવાથી તે સર્વ મિથ્યા ઠરે છે. વિચાર કરો કે, તમે પોતાને શું કહો છો? ઉત્તર–'હું.' વળી આ સૂતેલાઓ પોતાને શું કહે છે? ઉત્તર–તેઓ પણ 'હું' જ કહે છે. તો પછી તેમને 'તું, તમે' કહેવું યોગ્ય ગણાશે ખરું?

આ સાંભળી મહાત્માશ્રીએ પોતાને આવી દિવ્ય દૃષ્ટિ આપવા

બદલ આનંદ વ્યક્ત કર્યો. પહેલાં ન ઓળખી શકવા બદલ ક્ષમા માગી અને સ્તુતિ કરવા માંડી. ત્યારે જણાવ્યું કે, 'આ સ્તુતિ વગેરે કોની કરો છો ? તમે તમારી જ સ્તુતિ કરો છો એમ થયું કે નહિ ? કારણ હવે 'તમે, તું, મમ' ભાવોનો તો વિલય થઈ ગયો. તાત્પર્ય કે, જેને 'હું, મારું, તારું, તું, તમે' ઇત્યાદિ શબ્દોથી કહી શકાય તે સર્વ મિથ્યા હોઈ કેવળ જે શેષ રહે તેવું એક પરમ સ્વરૂપ જ આપનું ખરું સ્વરૂપ છે.

## સત્યની શોધ

આ સાંભળીને મહાત્માશ્રીએ નમ્રભાવે પ્રશ્ન કર્યો: 'સર્વ મનુષ્યો પોતપોતાને 'હું-**अहम्**' કહે છે, એ વાત તો સાચી છે. અને તે મારા અનુભવમાં પણ આવે છે. પરંતુ નામ-રૂપ વગર એકલા 'હું'થી જ વ્યવહાર કેવી રીતે ચાલી શકે ?'

**ઉત્તર:**-આપણે સત્યની શોધ કરવાની છે. તેમાં અસત્ ક્યાં રહેશે, એવી ચિંતા રાખવાનું કાંઈ પ્રયોજન નથી. ઉપરના કથન ઉપરથી જાણી શકાશે કે વ્યવહાર તો મિથ્યા-ખોટો ઠરે છે. કારણ આકાર, રંગ, વર્ણ, જાતિ, નામ, રૂપ, ઇત્યાદિ અનેક ભેદો 'મમ મારું, તું, તમે,' ઇત્યાદિ ભાવોના છે. જે ભાવો કેવળ મિથ્યા એવા વિવર્તરૂપ છે. હવે '**अहम्**-હું' એ નિર્વિકલ્પ, નિરાકાર, સર્વત્ર અને સર્વમાં વ્યાપ્ત એવો એક જ છે. કારણ વ્યવહારમાં આકાર, રૂપ, રંગ અને નામ વગેરેમાં અનેક ભેદ ભાસે છે.× પરંતુ તમારો 'હું' લાલ, કિંવા બીજાનો 'હું' સફેદ, અથવા કોઇનો 'હું' ગોળ તો કોઈનો ચોરસ, કિંવા કોઇનો 'હું' મોટો તો કોઇનો 'હું' નાનો, ઇત્યાદિ કોઈ પણ પ્રકારનો ભેદભાવ 'હું'

---

× 'ભાસે છે' કહેવાનો ઉદ્દેશ એ છે કે, જે વસ્તુ પોતાના મૂળ સત્યસ્વરૂપથી રહિત અસત્યરૂપે પ્રતીત થાય, તેને 'ભાસ' કહે છે. જેમકે રજ્જુમાં સર્પ મૃગજળ, સ્વપ્ન, ઇત્યાદિ ભાસ મોહને લીધે થાય છે.

માં નથી. વારુ, 'તું, તમે, મારું, ઇત્યાદિ કલ્પના કરવાને માટે પ્રથમ 'હું''ની જરૂર પડે છે, પરંતુ 'હું'ને જાણવાને માટે કોઈ પણ અન્ય સાધનની જરૂર પડતી નથી. 'હું'નું સ્વરૂપ 'હું' શબ્દથી વેગળું એવું બિલકુલ હોતું જ નથી. તેને જાણવાને માટે કેવળ 'હું' કહેવું એટલું જ એક સાધન છે. આ પ્રમાણે વિચાર કરતાં આપણે 'હું'નાં સાચાં સ્વરૂપો સુધી પહોંચ્યા. માયા, જીવ, અવિદ્યા, અસત્, અજ્ઞાન, મન ઇત્યાદિ સર્વ દ્વૈતાદિ મિથ્યાભાવોનો આરોપ આ 'હું' ઉપર જ વિવર્તરૂપે કરવામાં આવે છે.

## આત્મા એટલે શરીર ?

આત્માની પ્રાપ્તિ કરી લો એમ વેદ, વેદાંગ, શ્રુતિ, સ્મૃતિ, શાસ્ત્રો તથા પુરાણો સર્વે કંઠશોષ કરીને મોટેથી પોકારી રહ્યાં છે. પરંતુ મૂઢ અથવા અજ્ઞાની જીવો તો શાસ્ત્રકારો જેના નિર્દેશને માટે 'આત્મા, આત્મા' એવા શબ્દથી પોકાર કરી કરીને કહે છે, તે આત્મા એટલે શરીર અને આ શરીરને કોઈ પણ ઉપાયો વડે સંભાળી રાખવું અને ઐહિક વિલાસો અથવા વિષય–વાસનાઓના ભોગો ભોગવતા જ રહેવું, એ જ એકમાત્ર પોતાના કર્તવ્યની સમાપ્તિ સમજે છે. શરીરનો અથવા શરીરના કોઈ અવયવ પ્રત્યવયવોનો નાશ થવો એટલે જાણે આત્માનો જ નાશ થાય છે, એવી તેઓની દૃઢ માન્યતા હોય છે. આથી તેઓ બિચારા આ ભ્રમમાં ને ભ્રમમાં આખો જન્મારો આંધળાની જેમ પશુવૃત્તિમાં જ, એટલે કે કેવળ ઉદરપોષણ તથા ઇંદ્રિયોની તૃપ્તિમાં જ ગુમાવે છે. આટલું આટલું કરવા છતાં પણ જેના પર કદી પણ વિશ્વાસ રાખી શકાય નહિ, એવું આ અવિશ્વસનીય શરીર વખત આવતાં એક ક્ષણમાત્રને માટે પણ અમારી શરમ નહિ રાખતાં અમને છોડીને ચાલ્યું જાય છે અને અનંત વાસનાઓને લીધે અમારે ફરી જન્મ ધારણ કરવો પડે છે. આ પ્રમાણેનો ચક્રરૂપ ક્રમ

અનાદિ કાળથી અજ્ઞાનને લીધે ચાલી રહેલો છે. તેનું કારણ ફક્ત એજ છે કે, પોતાની ('હું'ની) ઓળખ હોતી નથી. અર્થાત્ મિથ્યા એવો જગતનો માનુષીય વ્યવહાર કેવી રીતે ચાલશે, તેની ચિંતા કરવાનું કોઈ પણ પ્રયોજન નથી. મિથ્યા વસ્તુની તે વળી ચિંતા શી કરવી ? જાગૃત થયા પછી સ્વપ્ન ક્યાં ગયું તેની કોઈ પાછળથી ચિંતા અથવા શોધ કરે છે ખરું કે ? સ્વપ્નનાં આટલાં બધાં આપણાં ભાઈભાંડુઓ તથા પ્રદેશો વગેરે ક્યાં ગયાં ? તેમને જરા મળી આવો તો ખરા ? તાત્પર્ય એ કે, આ પ્રમાણે આપણે અશાસ્ત્રીય એવા મિથ્યા વિચારો કરીને આત્માની શોધ વગર વચ્ચે જ અટકી રહેવું જોઇએ નહિ. કારણ કે આપણે તો પ્રથમ '**अहम्**' ની એટલે આપણી પોતાની જ શોધ કરવાને માટે પ્રવૃત્ત થયા છીએ. અને જો આપણને આપણો પોતાનો (**अहम्**નો) જ પત્તો ન હોય, તો પછી બીજાની તો વાત જ ક્યાં રહી? આમ પોતાનાં અસ્તિત્વનું જ જ્યાં ઠેકાણું નથી, ત્યાં બીજાનું અસ્તિત્વ માની લેવું એ શું ડહાપણ ભરેલું ગણાશે ખરું કે ? જો આપણે સત્યની શોધ બરાબર રીતે કરીશું, તો પછી કોઈ પણ સ્થળે અને કોઈ પણ કાળમાં અસત્યનું અસ્તિત્વ જ રહેશે નહિ. એટલું જ નહિ પણ આ મિથ્યા એવું જગત વગેરે સર્વ દૃશ્ય સત્ય એવા આત્મારૂપે જ પ્રતીતિમાં આવશે. આ રીતે સત્યના પ્રકાશથી અસત્ય (મિથ્યા)ભાવોનો વિલય થાય છે એટલે પછી ચિંતા કરવાનું કાંઈ પ્રયોજન રહેશે જ નહિ.

## હું એક જ છું

અત્યાર સુધીના વિવેચન ઉપરથી 'હું' એટલે શું તેનું સાચું સ્વરૂપ તેમજ મમ, તું, તમે, તારું, ઇત્યાદિ સર્વ દૃશ્ય ભાવોનું મિથ્યાપણું કેવી રીતે સિદ્ધ થાય છે, તે સમજાયું હશે. આનો સ્પષ્ટ બોધ થવા માટે સામેના પાન ઉપર વૃક્ષ–**अ** આપવામાં આવ્યું છે.

# વૃક્ષ—अ

૦ પરમ (ચિદ્રૂપ)

तं तव असि



૧ તત્ (બ્રહ્મ)

૨ સાક્ષી, શુદ્ધ "અહમ્" ઈશ્વર.

૩ અહમ્ (ત્વમ્) શુદ્ધ અહમનું પ્રથમનું પ્રતિબિંબ કિંવા સ્ફુરણ, સદાશિવ, મૂલાવિદ્યા

૪ નાહમ્ શિવ, અવ્યક્ત

૫ જીવ (મમભાવ)=આમાંથી અનેક મહત્ની ઉત્પત્તિ થાય છે.

૬ અહંકાર (મહત્) મૂળમાયા.

૭ ચિત્ત—મહામાયા.

૮ બુદ્ધિ—મહેશ.

૯ મન—વિષ્ણુ—આમાંથી અનેક વિરાટ ઉત્પન્ન થાય છે.

૧૦ વિરાટ ૧૦ વેદયુક્ત બ્રહ્મા (અપ્રગટ)

૧૧ બ્રહ્મા, વેદ (પ્રાગટ્ય)

બ્રહ્માંડ

૧૨ બ્રહ્માંડ

સૂક્ષ્મ પંચમહાભૂત | સ્થૂલ પંચમહાભૂત | સમષ્ટિ વ્યષ્ટિ | મન

૧૩ બુદ્ધિ

૧૪ ચિત્ત

૧૫ અહંકાર

૧૬ પ્રજાપતિ, મનુ, ચૌદ લોક, ઇ.

બ્રહ્માંડ

બ્રહ્માંડ

## વૃક્ષનો ઉદ્દેશ

આ વૃક્ષ આપવાનો ઉદ્દેશ એ છે કે વેદ, વેદાંગ, ઉપનિષદ, શ્રુતિ-સ્મૃતિ, શાસ્ત્રો, ગીતા, પુરાણ, પૌરુષેય રામાયણ, મહાભારતાદિ ઇતિહાસગ્રંથો ઇત્યાદિ દરેકનું મુખ્ય ધ્યેય તો કેવળ બ્રહ્મ અથવા

---

## વૃક્ષાંકનાં વધુ નામો

૧—આ સ્થાન લક્ષ્યાર્થદર્શક છે.

'તત્' ના બીજા પર્યાયવાચક શબ્દો—સત્, આત્મા, ચૈતન્ય; જ્ઞાન, ચિદાકાશ, પરમેશ્વર, બિંદુ, ચિત્, મહેશ્વર, મહત્સ્વાતંત્ર્ય, પરાચિતિ, પ્રકાશનિબિડ, સમ, અમૃતત્વ, અવ્યય, આનંદ ઇત્યાદિ. આ પદ કેવલ સંકેતદર્શક જ છે. ખરું જોતાં તે અનિર્વચનીય હોઈ 'હું' નો વિલય થતાં જ અનુભવ વડે સમજી શકાય છે.

૨—સાક્ષીચૈતન્યના બીજા પર્યાયો—શબલ બ્રહ્મ, ઇશ્વિર, તુર્યાતીત, કૂટસ્થ, આવૃત્ત, મહામન, અર્ધમાત્રા, ઇત્યાદિ.

૩—અહમ્ એ શુદ્ધ ચૈતન્યનો પ્રથમ આભાસ વા પ્રતિબિંબ છે. તેનાં બીજાં નામો—ચૈતન્યાકાશ, ચિત્તાકાશ, મૂલ અવિદ્યા, મહાશૂન્ય, સદાશિવ, મહાકારણ, આવરણ, પ્રથમ મર્યાદા, મહાતમ, પ્રથમ સર્ગ, પ્રકૃતિનું મૂળ, જડ શક્તિનું મૂળ સ્થાન, પ્રથમનું સ્ફુરણ, અત્યન્તાભાવ, મૂલતુર્ય, 'મ્'કાર, વ્યક્તાવ્યક્તપર, વાસુદેવ.

૪—નાહમના બીજા પર્યાયો-શૂન્ય. અવ્યક્ત, શિવ, અભાવ, અર્ધનારીનટેશ્વર, પુરુષ (સાંખ્ય), તૂર્ય, અજ્ઞાન, જડ ભાવનું મૂળ આરંભસ્થાન, મહદાકાશ, અંતઃકરણ, કારણ, 'ઉ'કાર, સત્ત્વ સુષુપ્તિ, મૂલબીજ, મૂલપ્રાજ્ઞ, પ્રધાન ઇત્યાદિ.

૫—મમભાવ, જીવને જ ભૂતાકાશ, પ્રકૃતિ, શક્તિ, વ્યક્ત, ચિદાભાસ, મૂલતૈજસ, 'અ'કાર, રજ, સ્વપ્નબીજ, ઇત્યાદિ કહે છે. જીવ શબ્દની મૂળ વ્યાખ્યા અત્રેથી જ શરૂ થાય છે.

૬—મહત્, અહંકારનાં ઇતર નામો—પરાસ્થાન, શબ્દોત્પત્તિનું

આત્મસ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરી લઈ, તેનો અનુભવજન્ય સાક્ષાત્કાર કરવો એ જ એક છે. આ આત્મપદ તત્ત્વતઃ અનિર્વચનીય હોવાને લીધે તેને માટે લક્ષ્યાર્થદર્શક, અનેક પ્રકારનાં નામોની યોજના શાસ્ત્રોમાં કરેલી છે. તેનો ઉદ્દેશ કેવળ નિર્દેશ કરવા પૂરતો જ

---

મૂળ, મૂલવૈશ્વાનર કિંવા વિશ્વ, મહાકાશ, તમ, જાગ્રત–મૂલબીજ, મૂલમાયા, તન્માત્રાશબ્દ, વ્યાન, સ્થાન, વાણી ઇત્યાદિ.

૭—ચિત્ત–મહામાયા, તન્માત્રાસ્પર્શ, ઉદાન, સ્થાન, ત્વક્, મૂલ શુદ્ધ વાયુ, તૂર્ય ઇત્યાદિ.

૮—બુદ્ધિ–અવ્યાકૃત, મહેશ, તન્માત્રારૂપ, સમાન, સ્થાન ચક્ષુ, મૂલ શુદ્ધ વહ્નિ, મહાસુષુપ્તિ ઇત્યાદિ.

૯—મન–વ્યાકૃત, તૈજસ, હિરણ્યગર્ભ, વિષ્ણુ, તન્માત્રારસ, અપાન, સ્થાન જિહ્વા, મૂલ શુદ્ધ જલ, મહાસ્વપ્ન ઇત્યાદિ.

૧૦—વિરાટ્, વેદયુક્ત બ્રહ્મા–તન્માત્રાગંધ, પ્રાણ, સ્થાન ઘ્રાણ, મહાજાગૃતિ, મૂલ શુદ્ધ પૃથિવી.

૧૧, ૧૨—સૂક્ષ્મ મહાભૂત, સ્થૂલ મહાભૂત, સમષ્ટિ, વ્યષ્ટિ બ્રહ્માંડમાં અંતર્ગત છે.

૧૩—પ્રજાપતિ, મનુ, દેવ, ઋષિ, વેદ, સર્વ છંદ, ૐકાર, વષટ્કાર, વ્યાહૃતિ, યજ્ઞ, સંખ્યા, સિદ્ધ, ઇત્યાદિ બ્રહ્મદેવના આયુષ્યના બે પરાર્ધપર્યંત રહેનારા અંડજ, જરાયુજ, સ્વદેજ અને ઉદ્ભિજ્જ તેમજ ભૂઃ, ભૂવઃ, સ્વઃ, મહઃ, જનઃ તપઃ અને સત્ય એમ ક્રમે ઉપરના તથા અતલ, વિતલ, સુતલ, તલાતલ, રસાતલ, મહાતલ અને પાતાલ એમ ભૂર્લોકની નીચેના સાત-સાત મળી ચૌદ લોકો સહિત સૂક્ષ્મ તથા સ્થૂલ પંચ મહાભૂતયુક્ત ચોર્યાશી લક્ષ સ્થૂલ યોનિઓ તથા અસંખ્ય સૂક્ષ્મ યોનિઓવાળું, વ્યષ્ટિ-સમષ્ટિ સહિત ચરાચર બ્રહ્માંડ, જે ઉત્પત્તિથી પ્રલય સુધીના બે પરાર્ધ સૌર વર્ષોના કાળવાળું છે, તે પણ આમાં આવી જાય છે, એમ સમજવું.

હોવાથી કોઇ તેને આત્મા, બ્રહ્મ, વાસુદેવ, તત્, ઇત્યાદિ નામોથી સંબોધે છે. તે પૈકી કેટલાંક નામો અત્રે આપવામાં આવેલાં છે. કેટલાંક શાસ્ત્રોમાં આ તત્ત્વને જ ભિન્નભિન્ન નામોથી સમજાવે છે. જેમકે સાંખ્યશાસ્ત્રકાર વૃક્ષાંક ૨ ને પુરુષ અને ૩ ને પ્રકૃતિ કહે છે; તો કોઈ પરમાણુ કહે છે અને પુરાણમાં વાસુદેવ કહે છે. આ રીતે નામો જો કે ભિન્નભિન્ન હોય છે, છતાં આ સર્વનો લક્ષ્યાર્થ એક જ છે. તે સારી રીતે સમજી શકાય એટલા માટે આ વૃક્ષની યોજના કરેલી છે એમ સમજવું. વૃક્ષાંક ૧ થી ૩ સુધીના ભેદ તદ્દન શુદ્ધ અનિર્વચનીય એવા એક 'તત્' (વૃક્ષાંક ૧) ના જ હોવાથી તે તત્ત્વતઃ તો ચૈતન્યસ્વરૂપ જ છે; કારણ કે અહંકાર (વૃક્ષાંક ૬)નો વિલય થતાંની સાથે જ આગળના ૧ થી ૫ સુધીના શુદ્ધ તત્ત્વપંચકનો વિલય સહજ થાય છે. જેમ મોક્ષપટની રમતમાં જ્યાં સીડી આવે, ત્યાંથી એકદમ પાંચદસ ઘરો ઉપર ચઢી જવાય છે તથા સર્પનું મુખ આવે તો ત્યાંથી પૂંછડી સુધી નીચે ઊતરવું પડે છે, તેમ અહંકાર ઉત્પન્ન થતાં જ, આ સર્વ મિથ્યા દૃશ્યજાળ વૃક્ષાંક ૧૬ સુધી એકદમ ખડી થઈ જાય છે અને અહંકારનો વિલય થતાં જ તે એકદમ તત્પદ (વૃક્ષાંક ૧) માં સ્થિત થઈ જાય છે. આથી ક્રમાંક ૧ થી ૫ સુધીના શુદ્ધ તત્ત્વપંચકને કોઈ કોઈ એકરૂપ જ ગણે છે.× આ રીતે દરેક શાસ્ત્રકારોનું

---

× કઠોપનિષદ, અધ્યાય ૧ તૃતીયાવલ્લી, મંત્ર ૬૪–૬૫ માં જે નામો વડે સમજાવેલું છે, તે વૃક્ષાંક ૧ ને પુરુષ; વૃક્ષાંક ૪, અવ્યક્ત; વૃ. ૬, મહત્; વૃ. ૮, બુદ્ધિ; વૃ. ૯ મન; વૃ. ૧૦ અર્થ, તથા વૃક્ષાંક ૧૧ થી ૧૬ (આ સાથે) ઇંદ્રિય, એવી સંજ્ઞાથી સંબોધેલું છે. વૃ. ૨–૩–૫–૭ આ પેટા ભેદો હોઈ તેનો સમાવેશ ક્રમે ૨–૩ નો ૧ માં, ૫–૭ નો ૬ માં, થઇ જાય છે. આથી આ ભાવો ઉપનિષદમાં જો કે અલગ બતાવેલા નથી પરંતુ અત્રે સુગમતાથી સમજી શકાય એટલા માટે વધુ સ્પષ્ટતા કરેલી હોવાથી વૃક્ષાંક ૨–૩–૫–૭ એ પેટાભેદો અલગ બતાવેલા છે.

મૂળ લક્ષ્યબિંદુ તો કેવળ અનિર્વચનીય એવા પરમ સ્થાનનો નિર્દેશ કરવાનું જ છે. એ સ્પષ્ટ રીતે સમજી શકાય તે માટે આ વૃક્ષની યોજના કરવામાં આવેલી છે અને પુસ્તકમાં પણ જ્યાં જ્યાં એ સંબંધમાં વિવેચન આપેલું છે, ત્યાં ત્યાં સમજાવવાને માટે આ વૃક્ષાંકો પણ આપવામાં આવેલાં છે.

જિજ્ઞાસુઓ આ વૃક્ષને લક્ષમાં રાખીને ગીતાદિ અન્ય કોઈ પણ શાસ્ત્રગ્રંથોનો અભ્યાસ કરશે, તો તે ઉપરથી તેઓને શાસ્ત્રકારનો લક્ષ્યાર્થ જરૂર ધ્યાનમાં આવશે; એટલું જ નહિ, પરંતુ અનેક પ્રકારની ટીકાઓ વાંચવાથી મનમાં જે ગૂંચ ઉત્પન્ન થવા પામેલી હોય તે પણ ઉકેલાઈ જશે. ઉદાહરણ માટે ભગવદ્ગીતા લેશું. તેમાં ભગવાને પોતે 'હું સર્વ છું' એવા પ્રકારની ભૂમિકા ધારણ કરી છે. (આ માટે આગળ ઉપર આવતો અભ્યાસક્રમ જુઓ.) તેનો ઉદ્દેશ ક્રમાંક ૧ થી ૩ એ સર્વને 'હું' એમ કહી સમજાવેલું છે. એટલે જ્યાં તત્ત્વનો સંબંધ બતાવવાનો હોય ત્યાં તત્પદરૂપ 'હું' (૧) નો આશ્રય લીધો છે, જ્યારે દ્વૈતનો સંબંધ બતાવવાનો પ્રસંગ હોય ત્યારે પોતે સાક્ષીભાવ (૨) નો આશ્રય લીધો છે અને અર્જુનને 'હું' ક્રમાંક (૩) ના ભાવમાં સ્થિત કરવો પડ્યો. આ પ્રમાણે જ્યાં જ્યાં કેવળ તત્ત્વ સમજાવેલું છે, ત્યાં ત્યાં તેઓ આ ક્રમાંક (૩) થી નીચે કદી ઊતર્યા જ નથી. પરંતુ જ્યાં મમભાવનું વિવેચન પ્રસંગવશાત્ કરવામાં આવ્યું છે ત્યાં જ તેઓ ત્રણથી આગળના વૃક્ષાંકોમાં આવેલા જણાય છે.

## શ્રીભગવદ્ગીતા અને તત્ત્વજ્ઞાન

આ પરમતત્ત્વના સંબંધમાં જ દરેક શાસ્ત્રો, ઉપનિષદો, પુરાણો વગેરેમાં વિવેચનો આવે છે; બહુ પ્રચલિત અને સર્વમાન્ય થયેલી શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને પણ એ સંબંધી

સ્પષ્ટતા કરેલી છે. આધારને માટે તેમાંના કેટલાક શ્લોકો અત્રે આપવામાં આવે તો તે અસ્થાને ગણાય નહિ. એટલું જ નહિ પરંતુ શ્રીમદ્ ભગવદ્ગીતાનો ઉદ્દેશ પણ તત્ત્વબોધનો જ છે, તેની પણ ખાતરી થશે.

આ ભગવદ્ગીતાનો ઉદ્દેશ સ્પષ્ટ રીતે સમજી શકાય એટલા માટે પાન ૪૩ ઉપર વૃક્ષ આ આપેલું છે તે જોવું. તેમાં વૃક્ષાંક ૧ તત્ અથવા આત્મસ્વરૂપ ( હું ), વૃક્ષાંક ૨ સાક્ષીરૂપ અથવા શુદ્ધ ' હું ' અને વૃક્ષાંક ૩ શુદ્ધ ' હું ' નો પ્રથમનો વિવર્ત અથવા સ્ફુરણ. આ ' હું ' સામાન્ય ભાવનો કહેવાય છે, જેને દરેક ત્રિપુટીઓનો સાક્ષી અથવા દૃશ્ય અગર પ્રકૃતિનું મૂળ આરંભસ્થાન કહેવામાં આવે છે. આ ' હું ' નો સાક્ષી વૃક્ષાંક ૨ શુદ્ધ ' હું ' છે, એમ જાણવું. અત્રે સાક્ષીભાવની પૂર્ણતા સમજવી. આને જ પુરુષ કહે છે. વૃક્ષાંક ૧ ને પુરુષથી પર તથા વૃક્ષાંક ૩ એ પ્રકૃતિનું મૂળ આરંભસ્થાન હોવાથી તેને ' પ્રકૃતિ ' એ પ્રમાણે ભગવાન ગીતાકારે સમજાવેલું છે. આ ગીતામાં ભગવાને કોઈ વખત તત્ (૧) નો તો કોઈ વખત ત્વં (૩) નો તો કોઈ વખત સાક્ષી (૨) ભાવનો એમ પ્રસંગવશાત્ ત્રણે ભૂમિકાઓમાં સ્થિત રહી સમજાવેલું છે, તે લક્ષમાં રાખવું. આ ત્રણે ભેદો લક્ષ્યાર્થદૃષ્ટિએ તત્ત્વ સમજાવવા પૂરતા જ અલગ સમજવા; વસ્તુતઃ તો તે શુદ્ધ વિવર્તો જ છે.

## મને કર્મબંધન કેમ નથી ?

( અધ્યાય ૯, શ્લોક ૯ ) શ્રીકૃષ્ણ ભગવાન કહે છેઃ–હે ધનંજય ! આ અધ્યાયના આ પહેલાંના શ્લોકોમાં જણાવ્યા પ્રમાણે આ દૃશ્યાદિ વિવર્તરૂપ મિથ્યા જગત નિર્માણ કરવાના કાર્યમાં આસક્તિરહિત એવો જે ' તત્ ' રૂપ ' હું ' ( વૃક્ષાંક ૧ ) તેને તે કર્મો બંધનકર્તા નથી, એટલું જ નહિ પણ તેનો કદી સ્પર્શ પણ થતો નથી. ' આમ કહેવાનો ઉદ્દેશ તો એ છે કે, ( વૃક્ષાંક ૧ )

તત્માં તત્ત્વતઃ 'હું' એ શબ્દ તથા તેના લક્ષ્યાર્થનો જે હેતુ છે તે છે જ નહિ; એટલે આ 'હું' એ તેમાં છે જ નહિ. આ 'હું'નું પ્રાગટ્ય તો ખરેખરી રીતે વૃક્ષાંક ૩ થી જ શરૂ થાય છે. સર્વત્ર મમાદિભાવો (વૃક્ષાંક ૪ થી ૧૬) ને આ વૃક્ષાંક ૩ 'હું' નો જ આધાર છે. જેમ કુંડળ, કડાં, બંગડી ઇત્યાદિ આભૂષણો સુવર્ણ વિના હોતાં નથી, તેમ મમાદિ સર્વ ભાવોનું અસ્તિત્વ આ વૃક્ષાંક ૩ 'હું'રૂપ સામાન્ય ભાવ વિના કદી હોતું નથી. મમાદિ સર્વભાવોને જાણનારો જેમ આ 'હું' (૩) મળી શકે છે, તેમ આ 'હું'ને જાણનારો 'હું' વિના બીજો કોઈ મળી શકતો નથી. આથી તે વૃક્ષાંક ૩ 'હું' એ વિવર્તરૂપ આદિ સ્ફુરણ કિંવા સામાન્ય હું કહેવાય છે. તથા તેને જાણનારો અધિષ્ઠાન સાક્ષી એવો વૃક્ષાંક ૨ નો કોઈ શુદ્ધ 'હું' છે, એ પ્રમાણે લક્ષ્યાર્થ વડે સમજી શકાય છે અને આ સાક્ષીભાવરૂપ 'હું' ને લીધે જ તત્પદ એવા અનિર્વચનીય વૃક્ષાંક ૧ ના આત્મા (હું) ને કેવળ લક્ષ્યાર્થથી પર એવા લક્ષ્ય-બિંદુ વડે જ જાણી શકાય છે. વધુ વિવેચન પ્રસંગવશાત્ આગળ આપેલું છે.

આ ધોરણે ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે, શુદ્ધ 'હું' (૨) નું પ્રથમનું સ્ફુરણ અથવા વિવર્તરૂપ જે વૃક્ષાંક ૩ 'હું' તે જ આ સર્વ દશ્યાદિ ભાવોની ઉત્પત્તિ, સ્થિતિ અને લયાદિનું આદિકારણ છે. તે 'હું' મારામાં અર્થાત્ વૃક્ષાંક ૧ માં નથી. આથી આસક્તિ રહિત, ઉદાસીન અને અનિર્વચનીય એવો તત્રૂપ 'હું' વૃક્ષાંક ૧ ને દશ્યાદિ સર્વ કર્મોમાં મારી (હું–૧) ની જરા પણ આસક્તિ નહિ હોવાથી મને 'હું' (૧) ને કાર્યબંધન બિલકુલ નથી. અર્થાત્ આ તત્પદ 'હું' (૧) એ કેવળ નિર્લેપ જ છે. કારણ કે, કર્મબંધન ને કારણભૂત એવો વૃક્ષાંક (૩) નો 'હું' છે અને તે 'હું'નું તો મારામાં 'તત્ ૧ માં' નામ નિશાન પણ નથી. આ રીતે કર્મબંધનનાં મૂળ કારણનો જ મારા (૧) માં ગંધ નથી

તો પછી કર્મના લેપની તો વાત જ શી કરવી !

## આ જગત મારી અધ્યક્ષતા નીચે છે ?

( અધ્યાય ૯ શ્લોક ૧૦ ) શ્રીભગવાન કહે છે, ઉપરના શ્લોક ૯ માં જણાવ્યા પ્રમાણે તત્રૂપ એવો જે હું ( વૃક્ષાંક ૧ ) એ તો તદ્દન નિર્લેપ જ છે. પરંતુ વૃક્ષાંક ૨ નો સાક્ષીરૂપ જે હું, તેની અધ્યક્ષતાને લીધે પ્રકૃતિ અર્થાત્ વૃક્ષાંક ૩ નો 'હું' આ સાક્ષીભાવના નિમિત્ત વડે જ દશ્યાદિ ચરાચર જગતને (વૃક્ષાંક ૪ થી ૧૬ જુઓ ) ઉપજાવે છે તથા તે નિત્ય પ્રતિ પરિવર્તનને પામતું રહે છે. [ વૃક્ષાંક ( ૩ ) નો 'હું' એ ત્રિગુણાત્મ પ્રકૃતિનું મૂળ હોવાથી તેને અત્રે વટબીજ–ન્યાયાનુસાર પ્રકૃતિ કહેવામાં આવેલી છે. જેમ વટના બીજમાંથી વટવૃક્ષની જ ઉત્પત્તિ થાય છે, તેમ આ 'હું' (૩ ) પ્રકૃતિનું બીજ હોઈ તેમાંથી જ પ્રકૃતિ ઉદ્ભવે છે. તેથી તે પર્યાયે પ્રકૃતિ જ છે. આથી જ આને પ્રકૃતિનું મૂળ અથવા મૂલાજ્ઞાન એમ કહેવામાં આવે છે. ]

## રાક્ષસી અથવા આસુરી સ્વભાવ

( અધ્યાય ૯, શ્લોક ૧૧–૧૨ ) શ્રીભગવાન કહે છે–ઉપરના શ્લોક ૧૦ માં જણાવ્યા પ્રમાણે વસ્તુતઃ નિર્લેપ એવો તત્રૂપ જે હું (૧) તેવા સર્વ ભૂતોના પરમ ઈશ્વરસ્વરૂપ એવા મારું [ એટલે તત્રૂપ હું (૧) નું ] આ પરમ સ્વરૂપ નહિ જાણવાવાળા મૂઢ પુરુષો મને ( 'તત્રૂપ હું ને' ) માનુષી શરીરનો આશ્રયી સમજે છે. અર્થાત્ 'હું' ને વૃક્ષાંક ૧ તત્ એવા આત્મરૂપે નહિ સમજતાં 'હું' એટલે શરીર જ છે, એમ દેહભાવથી જ સમજે છે. ( વૃક્ષાંક ૨ સાક્ષીભાવને ઈશ્વર તથા–વૃક્ષાંક ૧ તત્ ભાવને પરમેશ્વર એવી સંજ્ઞાઓ છે. વૃક્ષ અ જુઓ. ) આ બન્ને શ્લોકોમાં ભગવાન શ્રીકૃષ્ણ આસુરી અથવા રાક્ષસી વૃત્તિના કોને કહેવા તે સમજાવે છે. તેમનો કહેવાનો આશય ( ઉદ્દેશ ) એવો છે કે, જેઓ

મને 'તતરૂપ એવા હું' (૧) અર્થાત્ પોતે પોતાને જે 'હું' 'હું' કહે છે તે 'હું' કોણ, તેનું ખરું સ્વરૂપ સમજતા નથી અને પોતે આત્મસ્વરૂપ એવા તતરૂપ (૧) હોવા છતાં પણ પોતાને 'હું' એટલે શરીર જ છું એમ સમજે છે. આ રીતે પોતે પોતાને 'હું' એટલે (વૃક્ષાંક ૧) પરમેશ્વર અર્થાત્ આત્મા નહિ સમજતાં, 'હું' એટલે શરીર જ એમ સમજીને અવમાને છે. અવમાનવું એટલે અસલ રૂપે માનવાને બદલે બીજી રીતે માનવું તેને જ અવમાનવું કહે છે. તેવા મૂર્ખાઓની આશાઓ નિરર્થક છે, કર્મો વ્યર્થ છે, પોતે જે જે જાણતા હોય એમ સમજે છે, તેઓનું તે તે સર્વ જાણુવાપણું અથવા જ્ઞાન વાંઝણીના પુત્ર જેવું મિથ્યા હોય છે. એવા આ અવિચારીઓનું ચિત્ત મોહને લીધે ભ્રમિત થયેલું હોય છે. તેઓ રાક્ષસી અને આસુરી સ્વભાવનો આશ્રય કરનારા છે. આ પ્રમાણે આસુરી સ્વભાવનું લક્ષણ કહીને આગળના શ્લોક ૧૩ માં દૈવી પ્રકૃતિનું લક્ષણ કહે છે.

## દૈવી સ્વભાવ

(અધ્યાય ૯, શ્લોક ૧૩) હે પાર્થ ! જે મહાત્મા 'હું' એ સર્વ ભૂતોનું અવ્યય (વૃક્ષાંક ૧) એવું આદિ અને અવિનાશી સ્થાન છે, એ પ્રમાણે તત્ રૂપ 'હું' (૧) ના સાચા સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરી લઇને જરા પણ બીજી તરફ મનને નહિ જવા દેતાં મને [એટલે તત્ રૂપ 'હું' (વૃક્ષાંક ૧) ને] જ એકનિષ્ઠાથી ભજે છે, તે દૈવી પ્રકૃતિનો આશ્રયી વા અવલંબી કહેવાય છે. આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણે જે પોતે પોતાને શરીરરૂપ સમજે છે, તેને આસુર અથવા રાક્ષસ કહ્યા છે તથા જે પોતે પોતાને 'તત્' આત્મરૂપ સમજે છે, તેને દૈવી સ્વભાવના મહાત્મા કહીને સંબોધ્યા છે.

## સતત કીર્તન કોનું કરવું ?

(અધ્યાય ૯, શ્લોક ૧૪) ઉપરના શ્લોક ૧૩ માં જણાવી

ગયા તેમ જે સતત્ મારું અર્થાત્ [ તત્રૂપ 'હું' (વૃક્ષાંક ૧) નું ] જ હંમેશાં કીર્તન કરે છે તથા સ્વીકારેલા આ વ્રતને અહોનિશ સર્વદા ભક્તિયુક્ત અંતઃકરણથી દૃઢ રીતે ચલાવે છે; તે ચલાવવાને માટે તેના તરફથી જે જે નમસ્કારાદિ યત્નો કરવામાં આવે છે, તે તે સર્વે ક્રિયાઓ સહિત તે પોતે મારી [ એટલે તત્રૂપ 'હું' (૧) ની ] જ ઉપાસના કરે છે. તાત્પર્ય એ કે તેવી ઉપાસના કરનાર કાયા, વાચા અને મન વડે જે જે કર્મો આ તત્પદની દૃઢતાને માટે કરતા હોય, તે કર્મોને બદલે પોતે 'તત્' રૂપની જ ઉપાસના કરે છે; એટલે કે તે સર્વભાવે આત્મસ્વરૂપનો જ ઉપાસક છે, એમ જાણવું. કારણ કે શ્લોક ૧૧ માં જણાવ્યા પ્રમાણેના આસુરી ઉપાસકોનાં સર્વ કર્મો, આશા વગેરે વ્યર્થ હોય છે, એમ શ્લોક ૧૨ માં કહ્યું છે. તેથી ઊલટું શ્લોક ૧૩ પ્રમાણે દૈવી સંપત્તિમાં મહાત્માનાં સર્વ કર્મો સ્થળ–કાળ સહિત જ્ઞાનરૂપ હોવાથી, તેનાં કોઈ કર્મો વ્યર્થ હોતાં નથી એવો શ્રીભગવાનનો કહેવાનો આશય છે. આ શ્લોકમાં એકત્વથી આત્માની ઉપાસના કરનારની શ્રેષ્ઠતા જણાવી, આગળના ૧૫ મા શ્લોકમાં ભગવાન શ્રીકૃષ્ણ પૃથક્ભાવથી યજન કરનારાઓનું વર્ણન કરે છે.

## સર્વત્ર મારી જ ઉપાસના થાય છે

(અધ્યાય ૯, શ્લોક ૧૫) શ્લોક ૧૪ માં બતાવી ગયા તે સિવાયના બીજાઓ તો વળી વિશ્વમાં અનેક પ્રકારના મુખેથી જે 'હું, હું' એમ કહેવામાં આવે છે, તે સર્વે જુદા જુદા જ છે, એવું સમજીને ઉપાસે છે ખરા; પરંતુ વસ્તુતઃ જ્ઞાનયજ્ઞ વડે અર્થાત્ જ્ઞાનદૃષ્ટિથી વિચાર કરવામાં આવે, તો તે પર્યાયે એકત્વ અથવા એક ભાવ વડે સ્થિત એવા મારું એટલે તત્રૂપ 'હું' (વૃક્ષાંક ૧)નું જ યજન કરે છે. એટલે એકરૂપથી, જુદાપણાથી અથવા તો અનેક રૂપોથી જે જે કાંઈ કરવામાં આવે છે, તે તત્ત્વતઃ તત્રૂપ એવા 'હું'

(વૃક્ષાંક ૧)ની જ ઉપાસના થાય છે, એમ સમજવું. સુવર્ણનાં કડાં, કુંડલ ઇત્યાદિ આભૂષણોનાં નામો અથવા વિશેષ ભાવો જેમ સામાન્ય ભાવ એવા સુવર્ણરૂપ જ છે તેમ. સામાન્ય (અધિષ્ઠાન) ભાવ વગર વિશેષ ભાવનું અસ્તિત્વ હોતું જ નથી, તેમ તત્રૂપ 'હું' (વૃક્ષાંક ૧) એ (અધિષ્ઠાન) સામાન્યભાવ હોઇને તે વિના દરેક જણ પોતપોતાને 'હું' 'હું' એમ જે કહે છે, તેનું અસ્તિત્વ કદી પણ સંભવતું જ નથી. તાત્પર્ય એ છે કે, 'તત્રૂપ હું' (વૃક્ષાંક ૧) એજ લક્ષ્યાર્થબિંદુ છે; એમ ધ્યાનમાં રાખીને કેવળ તેની જ અભિન્ન ભાવે ઉપાસના કરવામાં આવે, તેને જ જ્ઞાનયજ્ઞ અર્થાત્ વિધિસરની ઉપાસના કહે છે. અને તું, મારું, આ ઇત્યાદિ ભાવો વડે જે ઉપાસના કરવામાં આવે છે, તેને ભિન્નરૂપ અને અજ્ઞાનયુક્ત અર્થાત્ અવિધિસરની ઉપાસના કહે છે. જેમ પ્રથમ દોરીમાં સર્પનો આભાસ થાય છે, પણ જેમને દોરીનું સાચું ભાન થાય તે તેને દોરીરૂપ સમજે છે; તેમ પરિપક્વ થતાં સુધીના કાળમાં થતી ઉપાસનાને જ્ઞાનોપાસના સમજો; તથા જેઓ તે દોરીને સર્પરૂપથી જ જુએ છે, તે અજ્ઞાનોપાસના સમજવી. હવે દોરી સર્પ નથી પણ દોરી છે, એમ કહેવાથી જ તે દોરી થઈ ગઈ એમ નથી, તેમ સર્પ છે એમ કહેવાથી તે સર્પરૂપ પણ બનતી નથી. દોરી કહો વા સર્પ કહો, છતાં તે તો દોરીની દોરી જ છે. તે પ્રમાણે આ તત્રૂપ આત્મા (હું) (વૃક્ષાંક ૧)ને આત્મા સમજીને જ્ઞાનયુક્ત ઉપાસના કરો; અથવા તો હું, તું, આ, મારું,તારું ઇત્યાદિ વિવર્તભાવો વડે અનેક રૂપે સમજીને અનાત્મા ભાવે ઉપાસના કરો; પરંતુ પર્યાયે તો તે આત્માની જ ઉપાસના થાય છે, એમ હવે સમજી શકાશે. કારણ કે અધ્યાય ૧૦, શ્લોક ૨૦ માં શ્રીકૃષ્ણ ભગવાને વિભૂતિયોગના આરંભમાં જ કહ્યું છે કે, 'હે ગુડાકેશ ! આત્મા એટલે તત્રૂપ 'હું' (વૃક્ષાંક ૧) છે અને સર્વ ભૂતમાત્રના આશયરૂપે સ્થિત એવો જેને સાક્ષી આત્મા કહે છે, તે (વૃક્ષાંક ૨) પણ હું જ છું.

અર્થાત્ દરેક ભૂતમાત્રનો આશય એટલે મૂળસ્થાન સર્વનો સાક્ષી-સ્વરૂપ એવો (વૃક્ષાંક ૨) સાક્ષી હું છું; તેમજ દરેક ભૂતમાત્રનો આદિ, મધ્ય અને અંત પણ હું (વૃક્ષાંક ૩) છું. તાત્પર્ય એ છે કે, સર્વ ત્રિપુટી કે જેમાં વૃક્ષાંક ૩ થી ૧૬ પર્યંતના સર્વ ભાવોનો સમાવેશ થાય છે, તે સર્વના સાક્ષીરૂપ 'હું' (વૃક્ષાંક ૨) સમજો. તેમજ વૃક્ષાંક ૪ થી ૧૬ સુધીના સર્વ મમાદિ ભાવોનો વિલય વૃક્ષાંક ૩ ના 'હું' રૂપમાં થાય છે; તે વિના વૃક્ષાંક ૪ થી ૧૬ પર્યંતના ભાવોનું અસ્તિત્વ જ હોતું નથી. આથી વટબીજન્યાય અનુસાર આદિ, મધ્ય અને અંત પણ હું જ છું એમ ભગવાને કહ્યું છે. તે 'હું' (૩) એ સામાન્ય રૂપ સમજો! તેમ તે 'હું' (વૃક્ષાંક ૩) નો સાક્ષી વા દૃષ્ટા પણ વૃક્ષાંક ૨ નો શુદ્ધ 'હું' જ છું તથા આ શુદ્ધ 'હું' રૂપ સાક્ષીભાવથી પર એવા તતરૂપ 'હું' વૃક્ષાંક ૧ સમજો. આને જ આત્મા, ચૈતન્ય, બ્રહ્મ ઇત્યાદિ કહે છે. સારાંશ એ કે, સામાન્ય ભાવ એવા 'હું' ને જાણનાર સાક્ષી તથા તેનાથી પણ પર એવા લક્ષાર્થબિંદુને 'આત્મા' અથવા 'તત્' ઇત્યાદિ નામોની સંજ્ઞાથી સમજાવેલું છે.

આ પ્રમાણે તતરૂપ એવો 'હું' વૃક્ષાંક ૧ ના સાચા સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત થવાના ઉદ્દેશથી આ વૃક્ષાંક ૧ તતરૂપ 'હું' ની વ્યાપકતાની કલ્પના આવે એટલા માટે આ અધ્યાયમાં વિભૂતિઓનું વર્ણન કરેલું છે. તે જોવાથી શ્રીમદ્ ભગવદ્ગીતાનો ઉદ્દેશ પણ તત્ત્વજ્ઞાન દર્શાવવાનો જ છે, એમ સ્પષ્ટ રીતે લક્ષ્યમાં આવશે. વધુ વિસ્તાર ન થાય એ સારુ અત્રે તેનો સંક્ષિપ્તમાં જ વિચાર કર્યો છે.

કેટલાકો સંપ્રદાયના પ્રચારાર્થે ગીતાના શ્લોકોના આધાર લઈને, તેનો પોતપોતાના સંપ્રદાયને અનુકૂળ એવો અર્થ કરે છે; પરંતુ જેઓ સ્વાનુભવથી વિમુખ હોય છે, તેઓ તેનો ખરો અર્થ સમજી શકતા નથી. બુદ્ધિમાનો જો આનો શુદ્ધ અંતઃકરણથી વિચાર કરશે, તો તેઓને વિતંડાવાદનું કાંઈ પણ પ્રયોજન રહેશે નહિ.

દરેક કર્મો તત્ એવા 'હું' રૂપ જ (૧) છે. તેની સ્પષ્ટતાને માટે અધ્યાય ૯, શ્લોક ૧૬ માં યજ્ઞનું દૃષ્ટાંત આપ્યું છે તે જોવું; તેનો ઉદ્દેશ એ છે કે, જે જે કાયિક, વાચિક અને માનસિક કર્મો કરવામાં આવે છે, તે સર્વ યજ્ઞરૂપ કહેવાય છે એવી શાસ્ત્રની પરિભાષા છે.

## ભક્તનું યોગક્ષેમ હું ચલાવું છું

(અધ્યાય ૯, શ્લોક ૨૨,) ઉપરના શ્લોક ૧૩, ૧૪, ૧૫ માં બતાવ્યા પ્રમાણેના તતરૂપ 'હું' વૃક્ષાંક ૧ નું જે અનન્ય (અન=નહિ+અન્ય=બીજો) અર્થાત્ બીજો કોઈ છે જ નહિ એવા ઐક્ય અથવા એકત્વની ભાવના રાખીને અથવા જુદાપણાનો ભાવ વીસરી જઈને, આ વૃક્ષાંક ૧ થી ૧૬ પર્યંતનું સર્વ 'હું' એવા એકરૂપ જ છે એમ સમજી, કેવળ એકરૂપનું જ અહોનિશ ચિંતન કરે છે તેવા તત્ સ્વરૂપ 'હું' (વૃક્ષાંક ૧) રૂપ થયેલા નિષ્કામ ભક્તોનો યોગક્ષેમ 'હું' જ (વૃક્ષાંક ૧) ચલાવું છું; એટલે કે એકનિષ્ઠા વડે જે કેવળ આ પ્રમાણે તતરૂપ 'હું' (વૃક્ષાંક ૧) ની જ ઉપાસના નિત્યપ્રતિ કરતાં હોય છે; તે પોતે 'હું' રૂપ થવાને લીધે તેમના (વૃક્ષાંક ૨ થી ૧૬) સુધીના મિથ્યા સ્ફુરણથી દૃશ્યમાન થતા વિવર્તરૂપ દરેક મમાદિ દ્વૈતભાવો, અર્થાત્ કર્મો તત્રૂપ જ બની જાય છે. આ રીતે તેનો યોગ એટલે બેપણામાંથી એકપણારૂપ થવું તે યોગ× કહેવાય. અર્થાત્ તત્રૂપ 'હું' (વૃક્ષાંક ૧) માં એકતા થવારૂપ યોગ તથા આ પ્રમાણે ઐક્યતાનું જ્ઞાન થયા બાદ તેમાં તન્મયતા અથવા સ્થિરતા થવી તે ક્ષેમ* તે બંને તત્રૂપ એવો 'હું' (વૃક્ષાંક ૧) જ ચલાવું છું. અર્થાત્ આ તત્રૂપ 'હું' જ વિવર્તરૂપે મિથ્યા (વૃક્ષાંક ૨ થી ૧૬) મમાદિ ભાવોનું વહન કરે છે, એમ કહેવાનો ઉદ્દેશ છે.

---

× આ ભૂમિકા સાક્ષાત્કાર થતાં સુધીની સાધકાવસ્થાની સમજવી.

* આ ભૂમિકા સાક્ષાત્કાર થયા બાદ સહજાવસ્થા (સહજસમાધિ) પ્રાપ્ત થતાં સુધીની સમજવી.

## યોગક્ષેમ એટલે શું ?

આ પ્રમાણે સર્વત્ર એક આત્મદેવતા કિંવા તત્રૂપ એવો (વૃક્ષાંક ૧ નો) 'હું' જ હોઈ તેનાથી અન્ય કોઈ છે જ નહિ, એવી રીતે અથવા તો તેને બદલે જે જેનો ઉપાસ્ય દેવ હોય તે ઉપાસ્યની જ સર્વત્ર અનન્યભાવ વડે ભાવના કરે, એટલે વસ્તુતઃ અન્ય નહિ એવું આ સર્વ એકરૂપ જ છે, એવું જ્ઞાન પ્રાપ્ત થવા છતાં પણ તેવા પ્રકારનો પ્રત્યક્ષ અનુભવ થઈ ઐક્યતા પ્રાપ્ત થાય તે દરમિયાનની સાધકાવસ્થામાં સાધકની રહેલી દ્વૈતવૃત્તિ પછી રહેતી નથી. પરંતુ આ સર્વ અદ્વૈત જ છે, એવા પ્રકારની અદ્વૈત સાધના ચાલુ રાખે છે અને તેવા દૃઢ અભ્યાસથી નિઃસંશય બનીને અંતે અદ્વૈત એવા પરમપદની અનુભવયુક્ત પ્રાપ્તિ કરી લે છે. પછી તે સાધક મટીને સિદ્ધ થયો એમ જાણવું. આ પ્રમાણે સાક્ષાત્કાર સિદ્ધ થતાં સુધીનો જે અભ્યાસક્રમ તે યોગ અને અદ્વૈતભાવની પ્રાપ્તિ થઈ તેમાં એકરૂપે તદાકાર બની જવું તે ક્ષેમ.+ સાધક જ્યાં સુધી સિદ્ધ અવસ્થા પ્રાપ્ત કરી લે ત્યાં સુધી તે નિશદિન અનન્ય ભાવે કેવળ તત્રૂપ 'હું' (વૃક્ષાંક ૧) એવા એક અદ્વિતીય આત્માની જ ઉપાસના કરતો હોવાથી, તેનો કાયિક, વાચિક અને માનસિક એ સર્વ વ્યવહાર પણ તત્ એવા આત્મ (હું) રૂપ બની જાય છે અને અંતે તે પરમ અદ્વૈતપદમાં સ્થિર થાય છે. આ મુજબનું તેના યોગ અને ક્ષેમનું વહન 'હું' (વૃક્ષાંક ૧) જ કરું છું એમ શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે.

વહન કરવું એટલે વહેવું, ભાર વહેવો, એવો વ્યવહારમાં પ્રચલિત અર્થ છે. ભરેલા ગાડાની નીચે ચાલનાર કૂતરો મિથ્યા

---

+ પ્રાપ્તવ્ય ધ્યેયની પ્રાપ્તિ થતાં સુધી પ્રયત્ન કરી જે સાધ્ય કરવામાં આવે છે, તેને યોગ તથા ધ્યેય પ્રાપ્ત કરી લીધા પછી તેનું રક્ષણ અથવા તેમાં સ્થિત રહેવું તે ક્ષેમ.

અભિમાનથી આ ગાડામાંનો સર્વ બોજો હું જ વહન કરું છું એમ મનમાં સમજી લઇને ગાડાની નીચે નીચે ચાલ્યા કરે છે; પરંતુ જ્યારે તે થાકી જઈ એક જગાએ સ્થિર થઇને બેસે છે, ત્યારે જ તે સમજી શકે છે કે, હું તો મિથ્યા અભિમાનમાં પડીને થાકી ગયો; પરતુ ભાર વહેનાર તો કોઈ જુદો જ છે. તેમ સંસારરૂપ સંકટના મોહમાં સપડાઇને હું, તું, મારું, તારું ઇત્યાદિ કરીને મિથ્યા ભાર વહન કરનારો વૃક્ષાંક ૩ નો 'હું' (અહંભાવ) જ્યારે હું તું, મારું, તારું વગેરે તમામ દ્વૈતભાવોનો ત્યાગ કરીને, પોતે પોતાને 'હું' (વૃક્ષાંક ૩) આ મિથ્યા ભાર વહેનાર એવો નથી; પરંતુ 'હું' વૃક્ષાંક ૧ તત્રૂપ એવો આત્મા જ છું. એ પ્રમાણે તે પદમાં સ્થિત થતાં સુધી જુદાપણાની ભાવનાનો ત્યાગ કરી દઇને તેનું અનન્યભાવથી ચિંતન કરે છે; તો તેવા સાધકનો આ મિથ્યા અહંભાવ વડે માનેલો મિથ્યા ભાર અર્થાત્ સાધકને સિદ્ધ અવસ્થા પ્રાપ્ત થતાં સુધી જે દ્વૈત ભાવની પ્રતિતી થાય તે સર્વનું વહન 'હું' (તત્ ૧) જ કરું છું; એમ કહેવાનો શ્રીકૃષ્ણ ભગવાનનો આશય છે એમ સ્પષ્ટ રીતે જણાઈ આવશે. આથી જ વ્યવહારમાં પણ સંસારરૂપી શકટ ચલાવવાને માટે એ જ 'યોગક્ષેમ' શબ્દની પ્રથા પ્રચલિત છે. શ્રીકૃષ્ણ ભગવાને આ શ્લોકમાં હું ભક્તોનો યોગક્ષેમ ચલાવું છું, એમ જે કહ્યું છે, તેનો અર્થ કેટલાકો તરફથી સામાન્ય લોકવ્યવહારમાં એવા પ્રકારે પ્રચલિત હોવાનું જણાય છે કે, ભગવાન ભક્તોનો ખાવાપીવાનો તથા તેનો સંસારપ્રપંચ ચલાવવાનો બોજો જ ફક્ત ઉપાડી લે છે. વિચાર કરતાં જણાશે કે, આ અર્થ તો ઘણો જ સંકુચિત અને ક્ષુદ્ર છે. આમાં એવો સંશય ઉત્પન્ન થવા સંભવ છે કે, શું ભગવાન પણ એવા સ્વાર્થી હશે કે ભક્તોનો જ ખાવાપીવારૂપ યોગક્ષેમ તે ચલાવે છે ? અને વ્યવહારમાં જેઓ ભક્ત ગણાતા નથી, તે સર્વનો તે પ્રકારનો યોગક્ષેમ તો ચાલુ જ હોય છે; તો શું તે કોઈ બીજો ચલાવે છે ? વળી વ્યવહારમાં

જોઇશું તો જેને ભક્ત કહે છે, તેની ઐહિક સ્થિતિ મોટેભાગે ઘણી જ નબળી હોવાનું જણાઈ આવે છે. જેમકે નરસિંહ મહેતા, તુકારામ, કબીર, સુદામાજી વગેરે જેઓ સાચા ભક્ત હતા તેઓ વ્યવહારદૃષ્ટિએ કરોડપતિઓ કદી બન્યા છે? તેઓ તેવી કદી ઇચ્છા પણ રાખે છે? ઊલટું તેઓને કોઈ કોઈ સમયે તો એક ટંક ખાવાના પણ સાંસા ( ફાંફાં ) હતા. આ ઉપરથી જાણી શકાશે કે, આ યોગક્ષેમનો વ્યવહારદૃષ્ટિએ જે સંકુચિત અર્થ કરવામાં આવે છે, તે વ્યવહારદૃષ્ટિથી પણ અનુભવમાં આવી શકતો નથી; પરંતુ તાત્ત્વિક દૃષ્ટિએ જોઇશું તો જણાશે કે, ભક્તના એકલા ખાવા-પીવાનો જ બોજો તો શું પણ અનંત બ્રહ્માંડ ઉત્પન્ન થવા તથા નાશ કરવા ઇત્યાદિ ( તેના વૃક્ષાંક ૨ થી ૧૬) સુધીના તેના સર્વ ભારનું વહન (વૃક્ષાંક ૧ તત્‌રૂપે) ભગવાન જ કરે છે. વિસ્તારના ભયને લીધે અહીં તેનું વધુ વિવેચન કર્યું નથી.

## મારી અવિધિસરની ઉપાસના

( અધ્યાય ૯, શ્લોક ૨૩ ) ઉપરના અધ્યાય ૯, શ્લોક ૧૫ માં જણાવ્યા પ્રમાણે આત્મદેવ એ જ ખરો દેવ છે એની ( અર્થાત્ વૃક્ષાંક ૧ તત એવા લક્ષ્યાર્થરૂપ એક આત્મસ્વરૂપની ) ઉપાસના કરવામાં આવે, તે વિધિસરની ઉપાસના કહેવાય. વધુ વિગત આગળ 'આત્મપદવિશ્રાન્તિનો અભ્યાસક્રમ' એ મથાળા નીચે આપવામાં આવી છે. પરંતુ જેઓ આ સિવાય આ, તું, મારું એવા દ્વૈતભાવ વડે મને ( અર્થાત્ વૃક્ષાંક ૧ ને ) બીજો સમજીને એટલે મૂર્તિ આદિ ઇષ્ટરૂપે માને છે; પરંતુ તેને પૂર્ણ શ્રદ્ધાયુક્ત અંતઃકરણથી ઉપાસે છે, તો તે પણ, હે કુંતીપુત્ર! પર્યાયે તો મારું ( એટલે તત્‌રૂપ 'હું' વૃક્ષાંક ૧ નું )જ પૂજન કરે છે. પણ તેમનું એ પૂજન અજ્ઞાનયુક્ત હોવાથી તે અવિધિસરનું કહેવાય છે. ( અવિધિસરની ઉપાસના સંબંધી ઉપર શ્લોક ૧૫ માં વિવેચન આપ્યું છે તે જુઓ.)

## મને કોઈ દ્વેષ્ય કિંવા પ્રિય નથી

( અધ્યાય ૯, શ્લોક ૨૯ ) તત્રૂપ એવો ‘ હું ’ વૃક્ષાંક ૧ સર્વ ભૂતમાત્રમાં સમાન એટલે એક ( સરખો ) જ છે. તેમાં કોઇને માટે દ્વેષ કે પ્રીતિ–આમ બન્ને ભાવો કદી પણ હોતા નથી; છતાં ઉપર જણાવ્યા પ્રમાણે આ ‘ તત્રૂપ ’ ‘ હું ’ વૃક્ષાંક ૧ ને જે ભક્તિથી ભજે છે, તે મારા વૃક્ષાંક ૧ ના વિષે છે તથા તેના વૃક્ષાંક ૩ ના વિષે ‘ હું ’ વૃક્ષાંક ૧ છે, એમ સમજો.

એક સદ્ગૃહસ્થ સંસારથી કંટાળીને પોતાની સ્ત્રી તથા એક વર્ષના પુત્રને મૂકીને નાસી ગયા. ઘણાં વર્ષો સુધી ભિક્ષાવૃત્તિ કરતા રહી વિચરતા રહ્યા. એ રીતે ફરતાં ફરતાં તે કોઇ મોટા શહેરમાં આવી ચઢ્યા. ત્યાં તેમને દ્રવ્ય પ્રાપ્ત કરવાની ઇચ્છા થઈ અને ઈશ્વર-કૃપાથી તે સારા શ્રીમંત બન્યા. આમ ૧૫–૧૭ વર્ષનો કાળ વહી ગયો, તે પછી તેમને પોતાના પુત્ર તથા સ્ત્રીને મળવાની ઉત્કંઠા થઈ આવી; એટલે તેઓ પોતાના દેશ તરફ જવા માટે નીકળ્યા. આ તરફ તેમના સંસાર છોડી ગયા પછી તેમની સ્ત્રી–પુત્ર નિરાધાર થયાં અને ગામમાં ભિક્ષાવૃત્તિ કરીને પેટ ભરવા લાગ્યાં. છોકરો ધીમેધીમે મોટો થયો અને ૧૦–૧૨ વર્ષની ઉંમરે નોકરી કરવા લાગ્યો અને તે જે ગૃહસ્થને ત્યાં નોકરીએ રહ્યો હતો, તે ગૃહસ્થ વેપારના અંગે આ શહેરમાં જ રહેતા હતા, એટલે ત્યાં તે છોકરાને લાવ્યા હતા. કેટલાંએક વર્ષો પછી શેઠની સ્થિતિ તંગ બનવાથી નોકરોને રજા આપી પછી છોકરો નોકરીની શોધ કરવા લાગ્યો અને કોઈકની ભલામણથી છેવટે આ શ્રીમંત ગૃહસ્થ કે જે તેના પિતા હતા, તેમને ત્યાં નોકરીમાં રહ્યો. પછી શેઠ જ્યારે પોતાના દેશ તરફ જવા નીકળ્યા ત્યારે પોતાની સાથે આ નવા નોકરને પણ લીધો હતો. ગામમાં પહોંચ્યા પછી તપાસ કરતાં સ્ત્રી–પુત્રના બૂરા હાલ થયેલા જાણી, તેમને ઘણું દુઃખ થયું. તેમણે પોતાની

ત્રીની શોધ કરાવી અને તેને પોતાની પાસે બોલાવી મંગાવી. તેને જોતાં જ શેઠની સાથે આવેલો છોકરો 'ઓ મારી મા!' એમ કહીને તેને વહાલથી ભેટી પડ્યો. શેઠ વસ્તુસ્થિતિ તરત સમજી ગયા. તેમણે પોતાના પુત્રને ઓળખ્યો અને પુત્રે પિતાને ઓળખ્યા.

આ પ્રમાણે તત્રૂપ 'હું' એવા આત્માનું જ્ઞાન થવાથી તે વૃક્ષાંક ૩ નો 'હું' આત્માને તથા તત્રૂપ આત્મા ( વૃક્ષાંક ૧ ) તે ( વૃક્ષાંક ૩ )ને ઓળખે છે. પરંતુ જ્ઞાનના અભાવથી આત્મા સર્વત્ર વ્યાપક હોવા છતાં પણ તેને આત્મરૂપે નહિ ઓળખતાં 'હું,' 'તું' ઇત્યાદિ મર્યાદિત એવા દશ્ય ( જગત ) રૂપે જુએ છે. ઉદ્દેશ એ છે કે, કોઈ પણ વસ્તુનું અસ્તિત્વ હોવા છતાં તે જો જાણવામાં આવે નહિ તો તે નિરર્થક જ છે; તેમ આત્મા તે ચરાચરમાં વ્યાપક હોવા છતાં તેનું જ્ઞાન નહિ હોવાથી આ મિથ્યા સંસારમાં જન્મ–દુઃખની નિવૃત્તિ થતી નથી. આથી જ 'જે ભક્ત મને ભજે છે એટલે આત્માને જાણે છે, તેમાં 'હું' તથા 'હું' માં તે છે.' એમ ભગવાને સાપેક્ષ ભાવે કહ્યું છે. એટલે આ સર્વ દશ્ય આત્મરૂપ હોવા છતાં, તેને આત્મરૂપે નહિ ઓળખતાં જગતરૂપ સમજે છે; પરંતુ આત્મા તો ( તત્રૂપ 'હું' લક્ષ્યાર્થદર્શક ) સર્વમાં સમભાવે રહેલો છે અને તેનો કોઈ પ્રિય અથવા દ્વેષ્ય નથી; છતાં જેઓ ( વૃક્ષાંક ૩ ) મને અર્થાત્ તત્રૂપ 'હું' ( વૃક્ષાંક ૧ ) ને ભક્તિથી ભજે છે, તેઓ તે 'હું' તત્ (૧) માં હોય છે અને 'હું' તત્ (૧) તેઓમાં છે.

## વિભક્ત નહિ રહેતાં ભક્ત થા

( અધ્યાય ૯, શ્લોક ૩૪ ) ઉપર બતાવી ગયા તે સર્વ-નો ભાવાર્થ આ શ્લોકમાં સ્પષ્ટ કરેલો છે. મારામાં ( એટલે તત્રૂપ 'હું' વૃક્ષાંક ૧ માં ) મનને સ્થિર રાખ, મારો ( તત્રૂપ 'હું' વૃક્ષાંક ૧ નો )જ ભક્ત થા. અર્થાત્ જે ( તત્પદ ) 'હું' ( ૧ )થી

વિભક્ત નથી, તે જ ભક્ત એ વ્યવહારના પ્રચલિત ન્યાયાનુસાર 'હું' (તત્) રૂપ જ થા. મારું (તત્નું) જ યજન, પૂજન કર, તથા મને (તત્રૂપ 'હું') ને જ નમસ્કાર કર. આ પ્રમાણે મારા પરાયણ (અર્થાત્ તત્ એવા 'હું' રૂપ) થવાથી તું (ત્વં–વૃક્ષાંક ૩) નો ('હું') અંતે મને [ એટલે તત્રૂપ 'હું' (આત્મા) ને જ ] પ્રાપ્ત થઈશ. આ પ્રમાણે સાક્ષીભાવ વૃક્ષાંક ૨, માં સ્થિત રહી શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનરૂપી ત્વં (અર્થાત્ વૃક્ષાંક ૩ ના 'હું') ને આત્મ-સ્વરૂપ (અર્થાત્ વૃક્ષાંક ૧ તત્રૂપ) થવાને માટે ગીતામાં સ્થળે સ્થળે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપેલો છે. ભક્તાદિને માટે ઘણાઓ તરફથી ગીતાના આધારો ટાંકી તેના વ્યવહાર્યને અનુકૂળ એવા અને પોતાની ઇચ્છાનુસાર અર્થ કરીને કંઈ કંઈ પ્રચાર ચાલેલો સર્વત્ર જોવામાં આવે છે. પરંતુ સાંપ્રદાયિક ઝગડાઓ છોડી ગીતાનો મૂળ તત્ત્વાર્થ જાણવાની ઉત્કંઠાવાળા જિજ્ઞાસુઓને આ વિવેચન માર્ગદર્શક થશે. સર્વ બ્રહ્મસ્વરૂપ જ છે, તે સિવાય અન્ય કાંઈ છે જ નહિ. આ દ્વૈતની ભાવના તજી દઇને અદ્વૈત એવા બ્રહ્મપદમાં સ્થિત થવા માટે વેદ, વેદાંગ, શ્રુતિસ્મૃતિ, શાસ્ત્રો, પુરાણો ઇત્યાદિ પોકાર કરી કરીને જે કહી રહ્યાં છે. પણ તે જ સિદ્ધાંતનું શ્રીકૃષ્ણ ભગવાને શ્રીમદ્‌ભગ-વદ્‌ગીતામાં સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરેલું છે, તે આ પરથી સમજી શકાશે. એટલું જ નહિ, પરંતુ વિતંડાવાદોને સ્થાન રહેશે નહિ. હવે ઉપર જે વૃક્ષ આપવામાં આવેલું છે, તેની સમજૂતીનો વિચાર કરીશું.

## વૃક્ષની સમજૂતી

આપણે ઉપર જે 'હું (**अहम्**) ની વાત કરી, તે નકશામા અંક ૩ થી બતાવેલો છે. તે **अहम्** આ 'હું' અંક ૪ થી ૧૬ માં બતાવેલા દરેકમાં હોય છે. જો તે 'હું' ન હોય, તો ૪ થી ૧૬ સુધીના કોઇનું પણ અસ્તિત્વ જ ન હોય. આ મિશ્રણનો ક્રમ આ પ્રમાણે સમજવો:–૪ માં ૩ નું મિશ્રણ છે; ૫ માં ૩–૪ નું

મિશ્રણ; ૬ માં ૩ થી ૫ નું મિશ્રણ; ૭ માં ૩ થી ૬ નું મિશ્રણ; ૮ માં ૩ થી ૭ નું; ૯ માં ૩ થી ૮ નું; ૧૦ માં ૩ થી ૯ નું; ૧૧ માં ૩ થી ૧૦ નું ઇત્યાદિ. એ રીતે મિશ્રણ હોય છે. હવે ૧ તો સ્વતઃસિદ્ધ જ છે. તે અનિર્વચનીય હોવાથી અત્રે મિશ્રણમાં ગણેલો નથી અને ૨ તથા ૩ એકબીજા સાથે છાયાની જેમ પરસ્પર સંકળાયલા છે. આ મિશ્રણ સમજાવવાનો ઉદ્દેશ તો ફક્ત એટલો જ છે કે, પરમાત્માની અંદર વિવર્તભાવના ક્રમે પ્રથમ 'હું' શૂન્ય, ભ્રમ, ઇત્યાદિ ભાવો ઉત્પન્ન થઇને પછી અહંકાર ઉત્પન્ન થાય છે. ત્યાર પછી ચિત્ત, બુદ્ધિ અને મન, એ ક્રમથી વિવર્તભાવે ઉત્પન્ન થયેલાં ભાસે છે. એટલે આરંભમાં બુદ્ધિ વગેરે ઉત્પન્ન થયા પછી સર્વના અંતે મન ઉત્પન્ન થાય છે. આથી મહત્‌ના જે જે વિવર્ત-રૂપ સંકલ્પો ઉત્પન્ન થાય, તેમાંથી સત્યસંકલ્પરૂપ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, મહામાયાઓની જ ઉત્પત્તિ થાય; અને આથી જ એટલે કે બ્રહ્મદેવની ઉત્પત્તિ મહત્‌ના મનમાંથી થતી હોવાથી અને તે મન શુદ્ધ અહંકાર, ચિત્ત, બુદ્ધિ, ઇત્યાદિ પછી સર્વને અંતે ઉત્પન્ન થતું હોવાથી, સત્ય સંકલ્પરૂપ જ હોય છે. આથી ફક્ત તેના એટલે બ્રહ્મદેવના સંકલ્પથી જ સમસ્ત સમષ્ટિ-વ્યષ્ટિભાવરૂપ ચૌદ લોકવાળું વિશાળ બ્રહ્માંડ ઉત્પન્ન થાય છે. એટલે આ ચૌદ લોકના વિસ્તારવાળું બ્રહ્માંડ ઉત્પન્ન કરવાને માટે કલ્પના એટલે સંકલ્પ વિના બીજા કોઈ પણ સાધનની તેને જરૂર હોતી નથી. પ્રત્યેક મનુષ્ય જીવ પોતપોતાના મનમાં સંકલ્પરૂપ તરંગમાંથી જેમ માનસ (સંકલ્પ) સૃષ્ટિ ઉત્પન્ન કરે છે, તેવી જ રીતે આ સમગ્ર બ્રહ્માંડ બ્રહ્મદેવની સંકલ્પસૃષ્ટિ છે. તે બ્રહ્મદેવના સંકલ્પ (અર્થાત્ ક્રમાંક ૬) મહત્‌ના મન (ક્રમાંક ૯) માંથી સમષ્ટિ અને વ્યષ્ટિ-ભાવની ઉત્પત્તિ થયેલી હોવાથી, બ્રહ્માના સંકલ્પની અંતર્ગત આવેલા બ્રહ્માંડપ્રદેશમાં પ્રથમ (૧) મન, (૨) બુદ્ધિ, (૩) ચિત્ત અને (૪) અહંકાર એ પ્રમાણે ક્રમ હોય છે. આ રીતે સમષ્ટિ

અને વ્યષ્ટિજીવોને પ્રથમ મન દ્વારા સંકલ્પ કરવો પડે છે. ત્યારબાદ અનેક સંકલ્પોમાંથી એકાદ બુદ્ધિ વડે સ્થિર થઇને, પછી ચિત્તરૂપ અને છેવટે અહંકારરૂપ બની પ્રત્યક્ષ કાર્ય કરવાની તેને પ્રેરણા થાય છે. આ પ્રમાણેનો ઊલટો ક્રમ હોવાથી વ્યષ્ટિજીવોનાં દરેક સંકલ્પ સિદ્ધ થતો નથી. તેના કારણમાં ઉપરના વિવેચનથી સ્પષ્ટ જણાય છે કે, મહત્‌માં પ્રથમ અહંકાર, ચિત્ત, બુદ્ધિ અને મન એવો વિવર્તક્રમ હોઇને મન સર્વને અંતે ઉત્પન્ન થયેલું છે તથા નિશ્ચય વગેરે પ્રથમથી જ થઈ ચૂકેલો હોય છે. આથી તેના ( મહત્‌ના ) દરેક સંકલ્પો સત્ય જ હોય છે. પરંતુ વ્યષ્ટિજીવો તો મહત્‌ના મનની અંતર્ગત એવા બ્રહ્મદેવના સંકલ્પરૂપ હોવાથી, તેમને માટે કોઈ પણ કાર્ય કરવા માટે પ્રથમ મનથી સંકલ્પ, પછી બુદ્ધિથી નિશ્ચય, બાદ ચિત્ત દ્વારા સ્થૂલ કાર્ય કરવાની પ્રેરણા તથા અંહંકાર દ્વારા કાર્યનું પ્રત્યક્ષ સંચાલન, પછી સ્થૂલ ક્રિયા–એ પ્રમાણે થાય છે. આ પ્રમાણે ઊલટાસૂલટી ભેદ વિવર્તક્રમે ભાસે છે. બ્રહ્માંડના આ વિવર્તક્રમમાં પણ બ્રહ્મદેવે પ્રથમ સત્યસંકલ્પનું સામર્થ્ય ધરાવનાર પ્રજાપતિ, મહર્ષિ મનુ અને ઇન્દ્રાદિ દેવતાઓ ઉત્પન્ન કરેલા છે અને તે પછી અસત્ય સંકલ્પવાળી સ્થૂલ સૃષ્ટિની ઉત્પત્તિ વિવર્તક્રમે કરેલી છે. આથી વ્યષ્ટિજીવોને માટે સત્યસંકલ્પની સિદ્ધતા કરવી પડે છે; જ્યારે સત્યસંકલ્પરૂપ દેવાદિકોને તે સ્વાભાવિક જ હોય છે; તેથી તેઓ ચૈતન્યનો આ સર્વ ખેલ સારી રીતે સમજે છે; પરંતુ વ્યષ્ટિજીવોને તે સમજવા માટે ઘણા પ્રયત્નો કરવા પડે છે.

શાસ્ત્રમાં કહ્યું છે, **एकोऽहं बहु स्याम्।** એટલે 'હું એક-માંથી બહુ થવા ઇચ્છું છું.' તેનું કારણ પણ આ જ છે. વૃક્ષમાં બતાવ્યા પ્રમાણે ક્રમાંક ( ૨ ) નો શુદ્ધ **अहं** ( હું ) એક જ હોવા છતાં બહુરૂપે ભાસે છે. 'હું' એક કેવી રીતે છે, તે તો ઉપરના વિવેચન ઉપરથી બરાબર સમજી શકાશે. હવે આપણે એથી પણ આગળનો વિચાર કરવાનો છે.

## મનુષ્યેતરમાં 'હું'નો સર્વાત્મભાવ સિદ્ધ થઈ શકે છે ?

**મહાત્માએ પૂછ્યું:**–મનુષ્યમાત્ર તો પોતપોતાને 'હું' કહી સંબોધે છે, તે તો ખરું; પરંતુ મનુષ્ય સિવાયનાં અન્ય પ્રાણીઓ અથવા સ્થાવરજંગમાત્મકને પણ 'હું' કેવી રીતે કહેવું? અને જો તેમ ના થાય તો 'હું' નો સર્વાત્મભાવ કેવી રીતે સિદ્ધ થાય?

**ઉત્તર:**–આ સર્વ ચૌદ લોકમાંના સ્થાવર, જંગમ, અંડજ, જરાયુજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જાદિ પ્રાણીઓ, સપ્તર્ષિ, મનુ, ઇન્દ્રાદિ દિક્‌પાલો, ધ્રુવ, દેવતાગણો, ગંધર્વો, સિદ્ધો ઇત્યાદિ સર્વેના કર્તા જે બ્રહ્મદેવ તે સહિત શિવ, જીવ ઇત્યાદિ આગળ આપેલા વૃક્ષમાં બતાવ્યા પ્રમાણે અંક ૪ થી ૧૬ સુધીના તેમજ ક્રમાંક ૧૬ ના પેટામાં આવેલા સર્વ વ્યષ્ટિસમષ્ટિભાવો કે જેમાં આ સર્વ સ્થાવરજંગમાદિનો સમાવેશ થાય છે, તે સર્વનું મૂળ ક્રમાંક (૩) માં જણાવેલ 'હું' છે. વ્યવહારમાં પણ નિયમ છે કે, જેવું બી તેવું વૃક્ષ. જેમ આંબાનાં બીજમાંથી આંબાનું ઝાડ અને વડના બીજમાંથી વડનું ઝાડ ઉત્પન્ન થાય છે, તેમ જેનું મૂળ બીજ 'હું' (**अहम्**) છે, તેમાંથી વિવર્તરૂપે ઉત્પન્ન થયેલું ભાસતું આ મૂળ, શાખા પલ્લવાદિવાળું ઝાડ 'હું' રૂપ જ હોય તેમાં આશ્ચર્ય શું છે?

જગતમાં સ્થળ તથા કાળભેદથી અનેક પ્રકારની ભિન્ન ભિન્ન ભાષાઓ તથા ભિન્ન ભિન્ન આચારવિચારાદિનું પાલન થતું સર્વ સ્થળે જોવામાં આવે છે. એટલે મનુષ્યજીવોના વ્યવહારમાં પણ સર્વત્ર એકવાક્યતા નથી. આમ છતાં સર્વનો મૂળ ઉદ્દેશ તો એક જ હોય છે. જેમકે સંસ્કૃતમાં કોઇ પોતાને માટે **अहम्** કહેશે, તો ગુજરાતીમાં 'હું', મરાઠીમાં 'મી' હિન્દીમાં 'मैं' ઇત્યાદિ નામથી સંબોધશે; પરંતુ તે સર્વનો મૂળ ઉદ્દેશ તો એક જ છે. પરંતુ ભિન્નભિન્ન ભાષાના મનુષ્યો એકબીજાની ભાષા પરસ્પર સમજી શકતા નથી, એવો વ્યવહારમાં પણ પ્રત્યક્ષ અનુભવ થાય છે. તો પછી મનુષ્યેતરમાં કંઇ ભાષા જ નથી

એવું અનુમાન કરવું યોગ્ય ગણાશે ખરું ? મનુષ્યેતર પ્રાણીઓ પણ આપસઆપસમાં પોતપોતાનો વ્યવહાર કરતાં હોવાનું જણાય છે અને જે પ્રમાણે મનુષ્યો આહાર, નિદ્રા, ભય, મૈથુન ઇત્યાદિ વ્યવહાર કરતાં નજરે પડે છે, તેવા વ્યવહાર તો પશુપક્ષ્યાદિ દરેક જીવજંતુમાં પણ નજરે પડે છે. એટલું જ નહિ પણ સ્થાવર ગણાતાં વૃક્ષોમાં પણ સમયસર પલ્લવાદિ ફૂટવા, નિદ્રા લેવી, ઇત્યાદિ ગુણધર્મો જણાય છે. વધવું, ઘટવું, ક્ષય પામવું ઇત્યાદિ ક્રિયાઓ મનુષ્યની જેમ મનુષ્યેતરોમાં પણ થતી હોવાનું જણાય છે. બીજું મનુષ્યો જેમ આસન લગાવી થોડા સમય માટે સ્થિર તથા નિશ્ચેષ્ટ રહેવાની ક્રિયા નિદ્રાદિ સમયે કરતાં જણાય છે, તેમ સ્થાવર ગણાતા પહાડો પણ ઘણા લાંબા કાળ સુધી સ્થિર બેસી રહેવાની ( નિદ્રા જેવી ) ક્રિયા કરી રહેલા દેખાય છે. તાત્પર્ય એ કે, ક્રિયા વગેરેની દૃષ્ટિએ વિચાર કરીશું તો પણ મનુષ્યો અને સ્થાવર-જંગમ તથા અન્યમાં સમાનતા જ જણાઈ આવશે. ભેદ એટલો જ છે કે, મનુષ્ય આ સર્વ ક્રિયાઓ પોતપોતાનાં મન પ્રમાણે એકદમ એકસાથે અથવા જુદી જુદી પણ કરી શકે છે; ત્યારે મનુષ્યેતર પ્રાણીઓ તથા સ્થાવરજંગમાદિમાં કોઇમાં એક તો કોઇમાં અનેક ક્રિયાઓ થતી હોવાનું જણાય છે. વિચારશીલ પુરુષો સમજી શકશે કે, ક્રિયાઓમાં સર્વાંશે અથવા એકાંશે પણ સામ્ય હોય તો તે થવાને માટે ખાસ કાંઈ સંકેત હોવો જ જોઇએ; પરંતુ તેમના એ સંકેતથી આપણે મનુષ્યો અજ્ઞાત છીએ. જે પ્રમાણે મનુષ્યોની ભાષા અને વર્ણાદિની વ્યવહારરચના મનુષ્યેતરો માટે નિરર્થક છે, કારણ કે તેઓ તેથી અજ્ઞાત હોય છે; તે પ્રમાણે મનુષ્યેતરોની વ્યવહારરચનાથી મનુષ્યો અજ્ઞાત હોવાથી તેને નિરર્થક ગણે છે.

## મનુષ્યોનો વ્યવહાર કેવળ એકતરફી અને સ્વાર્થી છે

મનુષ્યોએ પરસ્પર પોતાના વ્યવહાર માટે તેની રચનામાં

કેવળ પોતાના સ્વાર્થ તરફ જ ધ્યાન આપ્યું છે. આ મનુષ્યરચિત વ્યવહાર ખરેખર એકતરફી હોઇને કેવળ સ્વાર્થી છે. તેને એકતરફી શા માટે કહેવામાં આવે છે તેનો વિચાર કરીએ. મનુષ્યોએ પોતાને માટે 'મનુષ્ય' શબ્દની તથા અન્ય માટે પહાડ, ઝાડ, પશુ, પક્ષી ઇત્યાદિ નામોના આરોપની યોજના કરેલી છે. પરંતુ મનુષ્યોએ તેમને માટે સ્થાવરજંગમાદિ તથા પશુપક્ષ્યાદિક એ નામો વાપર્યાં છે એમ તે જાણતાં નથી; અથવા તેઓ એમ પણ સમજતા નથી કે આમને મનુષ્યો કહેવા અને અમે પશુ ઇત્યાદિ છીએ. વ્યવહારમાં પણ આરોપ તો ત્યારે જ સિદ્ધ થાય છે કે, જ્યારે ન્યાયાધીશ બન્ને પક્ષોનું કહેવું સાંભળીને તે પછી યોગ્ય ન્યાય આપે. પરંતુ મનુષ્યોએ તો કેવળ એકતરફી પોતાના વ્યવહારમાં આમને પશુ કહેવાં એમ ઠેરવીને વ્યવહાર શરૂ કર્યો. પશુ પોતે એમ નથી કહેતાં કે 'હા તમો મનુષ્ય છો, અને અમો પશુ છીએ.' કદાચ કોઈ મનુષ્ય પશુને બદલે બીજાં કોઈ નામ, રૂપ કે વર્ણાદિથી તેમને સંબોધે, તો તેથી તેઓ એમ પણ નથી કહેતાં કે 'અમો તો પશુ છીએ, તમો બીજું નામ શા માટે કહો છો?' એટલું જ નહિ પણ મનુષ્યેતરોને કલ્પના પણ નથી કે, મનુષ્ય નામથી ઓળખાતું કાંઈ જગતમાં છે અને તેમનામાં કોઈ ભાષા અથવા વ્યવહાર-રચના છે! મનુષ્યોને માટે મનુષ્યેતર વૃક્ષાદિકો એવા વિચારો નહિ કરતા હોય કે, 'આ પાંદડાં અને ફળફૂલ વગરનાં ઠૂંઠાં ઝાડો એક જગા ઉપર અમારી જેમ સ્થિર કેમ નથી ઊભાં રહેતાં? અગર એમનાં મૂળિયાં જમીનમાં કેમ નથી દાટતાં?'

મનુષ્યવ્યવહારમાં પણ એવો નિયમ છે કે, કોઈ કુંટુંબમાં ઘણાં મનુષ્યો હોય અને તેમાં કોઈ સત્ત્વ, કોઇ રજ, તો કોઇ તમોગુણસંપન્ન હોય છે, તો પણ સર્વની સાથે હળીમળીને કાર્ય લેવું પડે છે. બધાની સંમતિ અનુસાર જો વ્યવહાર કરવામાં આવે, તો જ તેમનો ઘરકારોબાર શાંતિથી સરળ રીતે ચાલી શકે.

આ નિયમ સમષ્ટિજીવોના વ્યવહારમાં વિસારે મૂકવામાં આવ્યો છે. સમષ્ટિમાં ચોર્યાશી લાખ યોનિ અથવા આકારરૂપે જીવ બ્રહ્માંડમાં વ્યાપ્ત છે. તેનો વ્યવહાર ચાલવાને માટે તેમાંથી ત્યાશીલાખ, નવ્વાણું હજાર નવસો નવાણું ( ૮૩,૯૯,૯૯૯ ) યોનિ અર્થાત્ આકારોની સંમતિ લીધા સિવાય, કેવળ એક મનુષ્યયોનિએ જે નિયમો કે વ્યવહાર ઠરાવ્યો, તેને સત્ય કેવી રીતે કહી શકાય ?

મનુષ્યો આ વ્યવહારનિયમો ઘડતી વખતે પશુ, પક્ષી આદિની કદી સંમતિ લેતા હોય એમ જણાતું નથી. ખરેખર જ જો તેમની આવી વ્યાપક ભાવના હોત તો તેઓ મનુષ્યેતર સર્વ યોનિના વ્યવહાર સમજીને તે ઉપરથી વ્યવહારની રચના કરત અને જો તેમ થયું હોત તો આજે ધારાસભા અને કાઉન્સિલો ( રાજસભા ) માં વનના અગ્રણી સિંહ, વૃક્ષોના અગ્રણી અશ્વત્થ, પક્ષીઓના અગ્રણી ગરુડ, નાગાદિના અગ્રણી અનંતનાગ વગેરે ચૂંટાઇને આવ્યા હોત. આ રીતે વ્યાપક અથવા વિરાટભાવનો વિચાર દુરાગ્રહ છોડીને સૂક્ષ્મતાથી કરવામાં આવે તો મનુષ્યો અને તેમનો વ્યવહાર કેવળ હાંસીપાત્ર જ ગણાશે.

વિધાતા બ્રહ્મદેવે આ સર્વ વિરાટવ્યવહારની યોજના દરેકની યોગ્યતાનુસાર જ પૂર્વકર્મવશાત્ બરાબર કરેલી છે અને તે સર્વ નિયમો, વેદ, વેદાંગાદિ શાસ્ત્રો દ્વારા મનુષ્યોમાં સર્વ યોનિ કરતાં બુદ્ધિનો અંશ પૂર્ણ સ્વરૂપનો હોવાથી, તેમને માટે જ પ્રસૃત કરેલા છે.

**आहार निद्राभयमैथुनं च सामान्य मेतत्पशुर्भिनराणाम् ।**
**बुद्धिर्हि तेषामधिको विशेषो बुद्धेर्विहीनाः पशुभिः समानाः ॥**

અર્થાત્ આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ ચાર બાબતો તો મનુષ્યેતર (પશુપક્ષ્યાદિ) તેમજ મનુષ્યોમાં એકસરખી જ છે. વિશેષતા એટલી જ છે કે, મનુષ્યોમાં મનુષ્યેતરો કરતાં બુદ્ધિતત્ત્વનો અંશ વિશેષ છે અને તેટલા માટે જ સત્યસ્વરૂપ જાણવાની તેમના ઉપર મોટી જવાબદારી રહેલી છે. છતાં જો મનુષ્યો આજીવિકા, નિદ્રા

(એશઆરામ) ભય તેમજ કેવળ વિષયભોગોમાં જ રચ્યાપચ્યા રહી આખો જન્મારો ભારવાહીની જેમ મિથ્યા ભાર ખેંચ્યા કર્યાં કરે અને પોતાનું સાચું સ્વરૂપ ઓળખવા માટે બુદ્ધિનો ઉપયોગ ન કરે, તો તેવા પામર મનુષ્યોમાં તથા મૂઢ પશુઓમાં શો ભેદ છે? મનુષ્યેતરથી મનુષ્યો કાંઈ શારીરિક બળમાં શ્રેષ્ઠ નથી; પરંતુ કેવળ બુદ્ધિબળમાં જ શ્રેષ્ઠતા ધરાવે છે. તેથી જ મનુષ્યો હાથી અને વ્યાઘ્રાદિ જેવાં બળવાન હિંસક પ્રાણીઓને જેર કરી બંધનમાં રાખી શકે છે.

આ રીતે ઊંડાણમાં ઊતરીને મૂળનો સૂક્ષ્મ વિચાર કરવાથી સિદ્ધ થાય છે કે, એક તો મનુષ્યોનો ઠરાવેલો આ સર્વ વ્યવહાર મર્યાદિત હોઇ મિથ્યા છે અને તે પ્રમાણે મનુષ્યેતરોમાં પણ કંઇ વ્યવહારરચના હોવી જોઇએ. આમ છે તો પછી તેઓ દરેક પોતપોતાની ભાષામાં પોતાને માટે ( अहम् ) 'હું' એવી સંજ્ઞાનો કોઇ શબ્દપ્રયોગ કરતાં હોવા જોઇએ. આ રીતે ચરાચર સ્થાવર-જંગમાત્મક વિશ્વ 'હું' રૂપ જ છે, એમ નિઃસંશય કહેવું પડશે. ઉપર જણાવી ગયા તેમ દરેક મનુષ્ય બીજાને 'તું, તમે' ઇત્યાદિ ભાવોથી સંબોધે છે, પણ પોતાને માટે 'હું' ભાવથી સંબોધે છે. તે પ્રમાણે આ સ્થાવરજંગમાત્મક જગતના વ્યવહારસમયે પણ તે 'મારું, તારું' ઇત્યાદિ શબ્દોનો પ્રયોગ જ કરે છે. મનુષ્યો આ મમાદિ શબ્દો તેમની ભાષાના હોવાથી સમજી શકે છે અને તેથી તેનો તાત્કાલિક પ્રત્યુત્તર પણ આપી શકે છે. પરંતુ મનુષ્યેતર યોનિઓ તેથી અપરિચિત હોવાથી તે સમજી શકતાં નથી.

## વ્યાઘ્રાદિ પશુઓની શોધ

પરમાત્મા જે કરે તે સારાને માટે જ છે, એવી કહેવત છે તે સત્ય છે. કારણ કે, પરમ દયાળુ પરમાત્માએ મનુષ્યયોનિ ઉપર દયા કરીને જે અમૂલ્ય બાબતોની વ્યવસ્થા તેમના હિત માટે કરી છે, તેમાં મુખ્ય તો એ છે કે, મનુષ્યેતર પ્રાણીઓમાં બુદ્ધિતત્ત્વનો અંશ

પૂર્વકર્માનુસાર મનુષ્યો કરતાં ઓછા પ્રમાણમાં બક્ષવામાં આવ્યો છે. આથી મનુષ્યયોનિએ તેનો ગેરલાભ લઇને પોતાને અનુકૂળ થાય એવા સ્વાર્થી કાયદાઓની રચના કરી છે. જેમકે કોઈ સ્ત્રી નાનાં બાળકને મૂકીને મરી જાય, તો તે બાળકને જીવતો રાખવા માટે મનુષ્યોએ તેને ગાય કે બકરીનું દૂધ આપવાની વ્યવસ્થા કરી છે; પણ જો ગાય કે બકરી મરી જાય તો તેનાં બચ્ચાં માટે મનુષ્યો પોતાનું દૂધ આપતા નથી. જો આ પ્રમાણે અરસપરસ થયું હોત, તો તે એકતરફી ગણાત નહિ. પરંતુ મનુષ્યના બાળકને જીવવાનો અધિકાર છે, પણ ગાય-બકરીનાં બાળકની મનુષ્યોને શી પડી છે? અર્વાચીન કાળમાં મનુષ્યોએ શોધ કરી છે કે, આયુષ્ય વધારવું હોય તો વાંદરા કે સસલાના કાળજાનો ઉપયોગ કરવો. એક મનુષ્યના જીવન માટે કેટલાં વાંદરાં કે સસલાંનો ભોગ લેવામાં આવે છે તેની મનુષ્યોને કશી જ પડી નથી. એટલું સારું છે કે, પશુપક્ષી આદિમાં બુદ્ધિતત્ત્વ ઓછું છે. કદાચ વ્યાઘ્રાદિને મનુષ્યો જેવી બુદ્ધિ હોત અને તેમની શોધમાં એમ જણાયું હોત કે, તેમને વધુ જીવવા માટે મનુષ્યોના કાળજાની જરૂર છે; અથવા લાંબા આયુષ્ય માટે મનુષ્યોએ બાંધેલા મકાનોમાં રહેવું અથવા તેમના ઐશ્વર્યાદિ સાધનો ઉપયોગી છે, તો આજે મનુષ્યોના કેવા હાલ થાત? અમે ન રહી શકત ગામમાં કે ન જઈ શકત જંગલોમાં. કારણ કે એક બાજુએ એકલા મનુષ્યો અને બીજી બાજુએ વિરુદ્ધમાં ૮૩,૯૯,૯૯૯ જીવો, અને તે દરેકની નવી નવી શોધો! પછી તો ફજેતીનો પાર રહેત નહિ! પરંતુ માનુષી વ્યવહારની કે તેમની શોધોની કે ઐશ્વર્યની મનુષ્યેતરોને તો સહેજે પડી નથી. તેઓ તો કેવળ નિયતિના વ્યવહાર પ્રમાણે વિચરે છે, પૂર્વકર્માનુસાર આવેલા દેહનો ભોગ ભોગવે છે અને ઉપર બતાવેલા આહાર-નિદ્રાદિ ચાર પ્રકારના ભોગોમાં પ્રવૃત્ત રહી, આયુષ્ય પૂર્ણ થયે મરણને શરણ થાય છે અને પુનઃ જન્મે છે. મૂઢ મનુષ્યો પણ બુદ્ધિતત્ત્વનો દુરુપ-

યોગ કરીને પોતાના ખરા સ્વરૂપને ઓળખતા નથી અને આ રીતે પશુની જેમ મરે છે અને કરેલાં કર્મોનું ફળ ભોગવવા માટે પુનઃ જન્મે છે. કોઈ સમયે પશુ–પક્ષીની કે વૃક્ષ–પહાડ વગેરેની યોનિઓમાં જન્મે છે. વળી પાછા મનુષ્યયોનિમાં અને ફરી પાછા સ્થાવરજંગમાદિમાં ભટકયા કરે છે. આ પ્રમાણે દુઃખપરંપરામાં રખડ્યા કરવું, એ કેવું શોચનીય છે!

## સર્વ દૃશ્યમાત્ર કેવળ 'હું' રૂપ છે

શાસ્ત્રકારો જગત મિથ્યા છે, કિંવા ઉત્પન્ન જ થયું નથી એમ કહીને આ અતિ ભયંકર દુઃખપરંપરામાંથી બચવાને માટે 'હું કોણ છું' તેનો વિચાર કરવાનો ઉપદેશ આપે છે. તેનું કારણ સૂક્ષ્મ બુદ્ધિમાનોના લક્ષ્યમાં હવે સહેજમાં આવશે. કારણ આ 'હું, તું, તે, તમે, મારું' ઇત્યાદિ અનેક નામરૂપો વડે ચાલતો સર્વ દૃશ્યવ્યવહાર કેવળ મનુષ્યયોનિએ જ ઠરાવેલો છે. આગળના વૃક્ષમાં જણાવ્યા પ્રમાણે ક્રમાંક ૩ થી દૃશ્યની શરૂઆત થાય છે અને આગળ તેનો ક્રમપૂર્વક વિસ્તાર થવા પામેલો છે. અર્થાત્ સર્વ દૃશ્યનું મૂળ, ક્રમ ૩ નો **अहम्** ( હું ) જ છે અને આ 'હું' નું સાચું સામાન્ય અધિષ્ઠાન એવું વ્યાપક સ્વરૂપ વટબીજન્યાય અનુસાર એક માત્ર 'હું' (૧) જ છે, જે ઉપર કહેવામાં આવ્યું છે. તે 'હું' જ **एकोऽहं बहुस्याम्**। એ શ્રુતિવાકય પ્રમાણે સાક્ષીભાવે થઇને અનેક રૂપે ભાસમાન થઈ રહ્યો છે, એ હવે સારી રીતે સમજાશે.

## હું કોણ?

અત્યાર સુધીના વિવેચન ઉપરથી આપણને 'હું' (૩) નું ખરું (સામાન્ય) સ્વરૂપ સમજાયું. હવે આપણે તેથી આગળ વધીને 'હું કોણ' તેની શોધ કરવાની છે; કારણ કે સર્વ 'મમ' અથવા દ્વૈતભાવનો તો 'હું માં' વિલય થઇ અદ્વૈતભાવ સિદ્ધ થયો. છતાં હજુ સુધી પૂર્ણ અદ્વૈતભાવ સિદ્ધ થયો નથી. કારણ 'હું' એમ

કહેનારો કોઈ સૂક્ષ્મભાવ બાકી રહે છે. જો 'હું' પોતાને જ 'હું' કહે, તો તેથી પણ વિરોધાભાસ આવે છે. કારણ કે એવો સિદ્ધાંત છે કે, કહેનારો અને કહેવાની વસ્તુ એમ બે ભિન્ન ન હોય તો કહેવાની વસ્તુ સિદ્ધ થતી નથી. હવે 'મમ–મારું' એમ કહેતાંની સાથે જ 'હું'ની સિદ્ધતા અનાયાસે જ થઇ જાય છે. કારણ કે 'હુ' ન હોય તો 'મારું–તું' ઇત્યાદિ દ્વૈતનું અસ્તિત્વ હોતું નથી. તેમ 'હું' કહેવામાં પણ તે જ દોષ આવે છે. પરંતુ આ 'હું'માં 'હું' કહેનારો 'હું' વિના બીજો કોઈ મળી આવતો નથી. આથી એક 'હું' તથા બીજો તેનો સાક્ષી 'હું'–એવા બે સૂક્ષ્મ ભેદ નીકળી શકે છે; અથવા 'હું' કહેવું એ પણ દ્વૈત જ છે એમ સિદ્ધ થાય છે. ( જુઓ વૃક્ષ–ક્રમાંક ૨–૩ ) તે 'હું' (૩) ને તો જ્યાંથી તેની ઉત્પત્તિ થઈ તે મૂળ સ્થાન જાણવાની જરૂર હોવાથી તે પોતાના સાક્ષી ( ક્રમ–૨ ) ને પૂછે કે 'હે સાક્ષી ! હું કોણ ? મારું મૂળ સ્થાન અને સ્વરૂપ કયું ? તે પ્રશ્ન ઉપરથી સાક્ષી કહે છે કે, હે 'હું' ( ક્રમાંક ૩ ), તું ( त्वं ) વૃક્ષમાં ક્રમાંક ૧ માં બતાવ્યા પ્રમાણે ( **तत् असि** ) 'તે' છે.' એટલે ક્રમાંક ૧ ના પદ તરફ ફક્ત નિર્દેશ કરીને જે સ્થાનને ( ક્રમાંક ૧ જુઓ ) વ્યવહારમાં સમજવાને માટે અનિર્વચનીય આત્મા, બ્રહ્મ, જ્ઞાન ઇત્યાદિ મિથ્યા આરોપિત શબ્દોથી સમજાવવામાં આવેલું છે, તે તું છે, એમ કહી સ્તબ્ધ રહે છે. કારણ કે કર્તા, કારણ, કાર્ય; જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય; દ્રષ્ટા, દર્શન, દૃશ્ય; ઇત્યાદિ સર્વ ત્રિપુટીઓનો વિલય તો ક્રમાંક–૩ 'હું'માં જ થયેલો છે. તથા તે ક્રમાંક ૩ 'હું' નો વિલય ક્રમાંક ૨ સાક્ષીમાં થયેલો છે. આગળનું પદ કેવળ અનિર્વચનીયતા અથવા મૌનનું જ દ્યોતક છે. ( **तत्त्वमसि** ) તે, તું છે. ( **अहंब्रह्मास्मि** ) હું બ્રહ્મ છું. ( **अयमात्माब्रह्म** ) આ આત્મા બ્રહ્મ છે. ( **प्रज्ञानंब्रह्म** ) જ્ઞાન એ જ બ્રહ્મ છે. ઇત્યાદિ ચાર મહાવાકયોમાં નિર્દેશ કરી વેદ પણ **नेति नेति** એટલે

'ઇતિ થયું નથી' 'પૂર્ણ થયું નથી' એમ કહે છે. શાસ્ત્રનો નિયમ એવો છે કે, જે વિષય સમજાવવાનો હોય તેના આરંભમાં '**अथ** અમુક વિષય આરંભ' એમ કહી, સમાપ્તિસમયે '**इति** અમુક વિષય સમાપ્ત' એમ કહી તેની પૂર્ણતા કરવામાં આવે છે. તે ન્યાય પ્રમાણે વેદ કહે છે કે, 'મેં આ પરમતત્ત્વ સમજાવવાને **अथ**—આરંભ તો કર્યો, પરંતુ **इति** થઇ નથી, **इति** થઇ નથી. તેનો તો જ્યારે તમે સહજભાવે **अहम्** ('હું')નો વિલય કરશો ત્યારે જ અનુભવ લેશો.' હવે તે આત્માને **तत्** (તે) એવું પદ લાગે છે, તેટલો પણ દોષ રહી જાય નહિ એટલા માટે, શાસ્ત્રકારો તેથી પણ પર (ક્રમાંક ૦ જુઓ) એવા સ્વરૂપની ઉપમા આપે છે.

આ જ પરમાત્મા પરબ્રહ્મ, પરમપદ સમજવું. આ પરમપદ ચરાચરમાં મોજૂદ છે. આ પદનો સ્પષ્ટ અનુભવ જો કે હંમેશ થાય છે, પરંતુ ખાસ કરીને સંધિની અવસ્થામાં તો સ્વસ્વરૂપમાં કાંઈ પણ ફેરફાર વિના અનિર્વચનીય એવા પોતાના સ્વરૂપમાં સ્થિત હોય છે; આ સંધિ દરેક બે ક્રિયાઓના વચલા ગાળામાં પોતાના મૂળ અનિર્વચનીય સ્વરૂપમાં મોજૂદ હોય છે.

આ પરમતત્ત્વના અનુભવનાં અનેક સ્થાનો છે. તેમાંથી મુખ્ય મુખ્ય સ્થાનકો નીચે પ્રમાણે છે.

૧. નિદ્રા અને જાગૃતિ એ બે અવસ્થાની વચમાં.

૨. એક સંકલ્પનો વિલય થઈ બીજો સંકલ્પ અંતઃકરણમાં ઉત્પન્ન થાય, તે બે ક્રિયાઓની વચ્ચે.

૩. સંકલ્પ અંતઃકરણમાંથી સ્ફુરતાં પહેલાંની જે સ્થિતિ તે.

૪. અંતઃકરણમાં સંકલ્પ સ્ફુરતાં તે જે વસ્તુ ઉપર જાય, તે બેની વચ્ચે એટલે કે અંતઃકરણમાંથી સંકલ્પ સ્ફુરવો તથા વસ્તુરૂપે બનવો—તે બેની વચ્ચેની સંધિ. જેમકે અંતઃકરણમાંથી પ્રથમ મોસંબીનો સંકલ્પ સ્ફુર્યો તે પહેલાં, તેમજ મોસંબીનો સંકલ્પ

અંતઃકરણમાં સૂક્ષ્મરૂપે સ્ફુરીને સામે પડેલી મોસંબીના સ્થૂલ આકારે બને તે પહેલાં, સંકલ્પ અંતઃકરણમાંથી સ્ફુરવો તથા આકાર-રૂપ બનવો, આ બેની વચ્ચેની સંધિ. તેમજ મોસંબીમાંથી કેળારૂપ બનવો, એટલે કે મોસંબીનો આકાર અંતઃકરણમાંથી નીકળી જવો અને કેળારૂપ આકાર બનવો–તે બે ક્રિયાઓની વચ્ચે ક્ષણિકને માટે જે પરમપદની અવસ્થા હોય છે, તે જ આ કેળા અને મોસંબીરૂપે બને છે. તે જ સ્વસ્વરૂપ–દર્શનાદિ શબ્દ વડે જે ઉપર સમજાવ્યું છે, તે જ આ પરમપદ છે. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, ઇત્યાદિ સર્વ તેના વિવર્તો હોઇને ચરાચરરૂપે તે જ સર્વત્ર વ્યાપ્ત છે.

આ સંબંધમાં ભગવાન દત્તાત્રેયે પરશુરામને જે બોધ આપ્યો છે, તે ઘણો જ રહસ્યપૂર્ણ હોઇ ત્રિપુરારહસ્યમાં છે. તેમાંનો જ્ઞાન-ખંડ અતિ શ્રેષ્ઠ હોવાથી તેનો સારાંશ કહું છું. તે સાંભળવાથી મનુષ્યોના તમામ સંશયો છેદાઈ જાય છે અને પરમપદમાં કાયમી વિશ્રાંતિ પામી શકાય છે.

**પ્રશ્ન:**–શ્રીદત્તાત્રેય અને પરશુરામ વચ્ચે થયેલો સંવાદ કે જે પરમ રહસ્યમય હોવાનું આપ કહો છો, તે સાંભળવા પહેલાં મનમાં એક સંશય ઉત્પન્ન થાય છે. આપે અત્યાર સુધી જે અત્યંત સુંદર અને રહસ્યપૂર્ણ જ્ઞાન સમજાવ્યું, તે ખરેખર અપૂર્વ હોઇ વિચારણીય છે. તેનો વિચાર કરતાં તો મને એમ જણાય છે કે, આ ( ૦ ) પરમાત્મા, (૧) આત્મા, બ્રહ્મ (૨) સાક્ષી, (૩) હું, (૪) **नाहम्**–( હું નથી;) (૫) મમ–મારું, તું, જીવ ઇત્યાદિરૂપે જે વિવેચન દ્રષ્ટા, દર્શનાદિ ત્રિપુટીરૂપે કહેવામાં આવ્યું છે, તે ( મૂળ ૦ શૂન્યથી માંડીને ૧૬ સુધી ) સર્વે, મનુષ્યયોનિએ જ રચેલી વ્યવહાર–રચના અનુસાર હોવાથી, તે પણ મિથ્યા ઠરે છે. આથી શું કરવાનું, અથવા શું નહિ કરવાનું, તે સમજી શકાતું નથી. તો અભ્યાસકોની સરળતા માટે કયો ક્રમ યોગ્ય છે?

**ઉત્તર:**–આ બાબતમાં તમે જે સમજ્યા છો તે બરાબર છે. પરંતુ તમે 'શું કરવું?' એમ કહીને જે પ્રશ્ન કરો છો, તો કહો કે

એવો પ્રશ્ન કરનાર કોણ ? ઉત્તર, 'હું.' ઠીક, હવે એ 'હું' તો મનુષ્યવ્યવહારમાં નિશ્ચિત થયેલા વ્યવહાર પૈકી ( ક્રમાંક ૩ )નો જ છે અને તમારા કથન પ્રમાણે (૦) પરમાત્માથી માંડી તે ક્રમાંક ૧૬ સુધી સર્વ મિથ્યા હોવાથી 'હવે શું કરવું ?' એ પ્રશ્નનો ઉદ્‌ભવ પણ થતો નથી. આથી જ તે પરમપદ તદ્દન નિર્વિશેષ અને અનિર્વચનીય છે, એમ જે શાસ્ત્રમાં કહ્યું છે, તેનું કારણ પણ આ જ છે.

## આત્મપદમાં વિશ્રાંતિનો અભ્યાસક્રમ

મનુષ્યોનો સર્વ વ્યવહાર આ પ્રમાણે મિથ્યા ઠરતો હોવાથી શાસ્ત્રકારોએ તત્ત્વના અભ્યાસકો માટે અથવા પરમ પદમાં વિશ્રાન્તિની તીવ્ર જિજ્ઞાસા હોય તેવા મુમુક્ષુઓ માટે ત્રણ પ્રકારે **અભ્યાસક્રમ** નિશ્ચિત કર્યો છે.

૧. આ સર્વ નામરૂપાત્મક દૃશ્ય બિલકુલ છે નહિ, એટલા માટે દરેક વસ્તુનો નિરાસ કરતાં કરતાં છેવટે 'હું પણ **નથી**' એ પ્રમાણે 'હું' નો પણ સાક્ષીભાવસહિત વિલય કરવો. આ એક પ્રકાર છે. જેમકે સર્વ દૃશ્ય ત્રિપુટી દ્વારા જાણી શકાય છે, (૧) દૃષ્ટા, દર્શન અને દૃશ્ય; (૨.) જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય; (૩) કર્તા, કરણ અને કાર્ય- ઇત્યાદિ ત્રિપુટીઓનો જાણનાર 'હું' છું, માટે સર્વ ત્રિપુટીઓનો વિલય 'આ હું નથી' આ હું નથી' એમ કરતાં કરતાં, અર્થાત્ જેને 'મારું મારું' કહી શકાય તે સર્વનો નિરાસ કરતાં કરતાં, જે શેષ રહે તે જ 'હું'. (વૃક્ષ ક્રમાંક ૩ જુઓ ) અને અંતે તે 'હું' પણ **નથી**, એવો નિરાસ કેવળ મોઢેથી બોલીને નહિ, પણ પ્રત્યક્ષ હું ( **अहम्** )નો સાક્ષીભાવ સહિત વિલય કરીને જે નિર્વિકલ્પ સ્વરૂપ શેષ રહે તે જ આત્મપદ કહેવાય.

૨. બીજો પ્રકાર એ છે કે વટબીજન્યાય અનુસાર ઉપર જણાવી ગયા તેમ આ સર્વ દૃશ્ય, 'હું'જ છું અને તેવા સર્વના જાણનાર 'હું' ની ઉત્પત્તિ જ્યાંથી થઈ તે સ્થાન ( તત્ ) એ જ 'હું'નું ખરું નિજરૂપ છે. આ પ્રમાણે સર્વત્ર કેવળ 'હું' જ

એક વ્યાપી રહ્યો છે, એવી દઢ ભાવના કરવી તે **ऽहमस्मि!** આ બીજો પ્રકાર છે. (શ્રીમદ્ ભગવદ્ગીતાની ભૂમિકા આ પ્રકારના અભ્યાસની છે. અધ્યાય ૧૦, વિભૂતિયોગ જુઓ.)

૩. હવે આ બન્નેનો સમન્વય તે ત્રીજો પ્રકાર છે. એટલે કે આ જે જે કાંઈ છે, તે સર્વ 'હું' જ છું અને એવો જે 'હું' (ક્રમાંક ૩) તે તત્‌રૂપ આત્મામાં (ક્રમાંક ૧) કદી ઉત્પન્ન જ થયો નથી. આ પ્રમાણે એકસાથે બન્નેનો એકદમ પણ અભ્યાસ થઈ શકે છે.

નિઃશેષ એવું પરમપદ કે જ્યાં કાંઇ નથી, અથવા છે તથા તેનો સાક્ષી 'હું', તથા તે 'હું' રૂપ એવા સાક્ષીના સાક્ષીભાવનો પણ વિલય થઈ જાય છે. અર્થાત્ અંતે અનિર્વચનીયતા પ્રાપ્ત થઇ જાય છે, એવા પરમપદનો અનુભવ પ્રાપ્ત કરવો એટલા પૂરતો જ આ અભ્યાસક્રમનો ઉદ્દેશ છે. આ અભ્યાસ કેવળ મોઢેથી પોપટની જેમ બોલીને નહિ, પરંતુ અંતઃકરણપૂર્વક વિવેકયુક્ત વિચાર કરીને કરવાનો હોય છે.

ઉપર જણાવ્યા પ્રમાણે ત્રણમાંથી કોઈ પણ એક પ્રકારનો દઢ નિશ્ચય અને શ્રદ્ધાયુક્ત અંતઃકરણથી અભ્યાસ કરવો, કે જેથી તે અનિર્વચનીય એવા પરમપદનો અનુભવ આવે. તેમાં ક્ષણમાત્ર સ્થિર રહીને પછી આ મોહનો પણ ત્યાગ કરી કેવળ નિશ્ચળ એવી સ્વાભાવિક સ્થિતિમાં રહેવું, એને જ સહજસમાધિ અથવા જીવ-ન્મુક્તિ કહે છે. જેમ જળ, સમુદ્ર, તરંગ, ફીણ, પરપોટા એ સર્વ જળરૂપ હોવા છતાં જુદા જુદા રૂપે જણાવા તે અજ્ઞાન અને તે સર્વ એક જલરૂપ છે એમ જાણવું તે જ્ઞાન કહેવાય છે, તથા પુનઃ સમુદ્ર, તરંગ, ફીણ, પરપોટા ઇત્યાદિ નામરૂપોનું સ્મરણ થાય નહિ, અર્થાત્ સર્વ કેવળ પાણી રૂપે જ દેખાવું, સ્વપ્નમાં પણ પાણી વ્યતિરિક્ત અન્યરૂપે ભાસ ન થવો, તે નિર્વિકલ્પતા, જ્ઞાનની પરિપક્વ દશા વા સાક્ષાત્કાર કહેવાય. અને ત્યાર પછી પાણી કદી પોતાને 'હું પાણી

છું' એમ કહેતું નથી, તેમ તેમાં સમુદ્ર, તરંગો, ફીણ, પરપોટા ઇત્યાદિ છે અથવા નથી, તેની તેને કાંઇ પડી હોતી નથી; હોય તો પણ તે પોતાના સ્વરૂપથી ભ્રષ્ટ થતું નથી અને ન હોય તો પણ તેને કાંઇ હાનિ નથી, તેમ હોવું અને ન હોવું એ બન્નેના સાક્ષીભાવની પણ તેને કાંઇ પડી નથી. તાત્પર્ય એ કે, આ સર્વે કરોડો બ્રહ્માંડાદિ રૂપો પણ તેનાં (પરમતત્ત્વનાં) જ છે અને તેમાં કશું પણ છે નહિ. તે સર્વ જાણે છે પણ ખરો, તેમ નથી પણ જાણતો–એ બન્ને ભાવો, તથા તેના સાક્ષીભાવનો પણ ઉદય નહિ થવા દેતાં, નિશ્ચળ એવા પરમપદમાં સહજભાવે સ્થિત રહેવું, એ જ જીવન્મુક્તિ છે. આ અવસ્થાને જ પરમાત્મા, પરબ્રહ્મઅવસ્થા વા પરમતત્ત્વ કહે છે. તેમાં જ સર્વ છે અને તે જ સર્વમાં છે, છતાં તેમાં કાંઈ પણ નથી અને તે કરતાં પર પણ છે. આ પ્રમાણે નિઃશેષ અવસ્થામાં સ્થિર રહેલા કૃતકૃત્ય અને જ્ઞાતજ્ઞેય ધન્ય જીવન્મુક્ત પુરુષનું વર્ણન કોણ કરી શકે? સંધિ અવસ્થા તે આ જ. તે પદની પોતાને સમજ પડે એટલા માટે મનુષ્યોએ વ્યવહારમાં તેને પરમાત્મા, પરબ્રહ્મ, આત્મા, બ્રહ્મ, સત્ય, જ્ઞાન, કેવળ, પરાચિત, ચૈતન્ય, ચિદાકાશ, સચ્ચિદાનંદ, પરમેશ્વર ઇત્યાદિ નામોની કલ્પના કરેલી છે.* પરંતુ વસ્તુતઃ મનુષ્યોનો આ સર્વ વ્યવહાર

---

* વેદાન્તીઓ **अहम** (હું) **मम** (મારું), તું ઇત્યાદિ ભાવો બ્રહ્મ જ છે એમ સમજાવવા માટે વિવર્તવાદનો આશ્રય કરે છે. તથા **अहम** (હું) નથી જ, એમ બતાવવા માટે અજાતવાદનો આશ્રય કરે છે; પરંતુ આ બન્ને નામો પણ કેવળ સમજાવવા પૂરતાં કાલ્પનિક જ છે. વાણી દ્વારા અમુક અંશે કલ્પના આપી શકાય તેવાં આ બે જ સાધનો વ્યવહારમાં છે, તેથી તેનો વેદાંતશાસ્ત્રકારો ઉપયોગ કરે છે. પરંતુ ખરી રીતે જોતાં પરમપદને માટે અનિર્વચનીયતા એ જ એકમાત્ર સાધન છે. 'હું' નો વિલય એટલે અનિર્વચનીયતા (અજાતવાદ) તથા રજ્જુ સર્પ નથી, છતાં રજ્જુને સર્પ કહેવામાં અથવા તો પાણીને તરંગ કહેવામાં આવે તે વિવર્ત કહેવાય. એનો વ્યવહારદૃષ્ટિથી ભેદ સમજાવેલો છે. પરંતુ 'વિવર્ત

મિથ્યા સમજાતાંની સાથે જ તે સર્વ મિથ્યા ઠરે છે એમ કહો; અથવા તો તરંગો પાણીરૂપ છે, એવો નિશ્ચય દૃઢ થયા પછી તેને તરંગાદિ રૂપે કહેવામાં આવે તો પણ તેથી કાંઇ હાનિ નથી. આ જ સર્વનું મૂળ એવું પરમપદ છે.

**મહાત્માએ પૂછયું**–નિઃશેષ એવા નિર્વિકલ્પ સ્વરૂપનાં જ આત્મા, બ્રહ્મ, ઇત્યાદિ નામો હોય, તો પછી તેમાંથી સાક્ષીભાવ ( ક્રમાંક ૨ ) અથવા **अहम्** ( ક્રમાંક–૩ ) કેવી રીતે ઉત્પન્ન થઈ શકે?

**ઉત્તરઃ**–વાસ્તવિક રીતે ( ૧ ) બ્રહ્મ, આત્મા ઇત્યાદિ નામોથી સંબોધવામાં આવતી નિઃશેષ, નિર્વિકલ્પ અવસ્થાની સાથે સાક્ષીભાવ ( ૨ ) અથવા 'હું' ( ૩ ) નો કાંઈ પણ સંબંધ નથી. આ ( ૨ ) સાક્ષીભાવ તો (૩) 'હું' નો છે. પણ (૧) બ્રહ્મનો નથી. જેમ મનુષ્ય અને છાયા એ બન્ને સાથે જ હોય છે, તે પ્રમાણે સાક્ષીરૂપ મનુષ્ય તથા છાયારૂપ 'હું' એ બન્ને પરસ્પર એકબીજાને છોડીને રહી શકતાં નથી; વળી તેમાંના એકના અભાવે બન્ને હોતાં નથી. જેમ આકાશને વાદળનો પરસ્પર કિંચિત્‌માત્ર પણ સંબંધ હોતો નથી, છતાં આકાશ વિના વાદળનું અસ્તિત્વ, સ્થિતિ અથવા નાશ શકય નથી. વાદળ આ વાત જાણી શકતું નથી; પરંતુ તેને જોનાર જે સાક્ષી અથવા દ્રષ્ટા, તે વાદળને સારી રીતે જાણે છે. વાદળને પોતાનું ખરું સ્વરૂપ એટલે આધારસ્વરૂપ શું તે જાણવાની ઇચ્છા થવાથી તે પોતાના દૃષ્ટા અથવા સાક્ષીને પૂછે છે કે, 'હું' કોણ? મારું ખરું સ્વરૂપ વા આધાર શું છે? ત્યારે સાક્ષી ફક્ત તેને સંકેત કરીને એટલું જ બતાવી શકે છે કે, 'હે વાદળ! તું તે છે,' અર્થાત્ જ્યારે વાદળ પોતાનાં મૂળસ્વરૂપનો અનુભવ લેવાની ઇચ્છા રાખે છે, ત્યારે તેનો પોતાનો જ તે આકાશમાં વિલય થઈ જાય છે. અથવા તો વાદળરૂપમાં રહીને જ જાણવાની ઇચ્છા રાખે તો બે

---

અને અનંત ' એ બન્ને શબ્દો છોડી, જે સહજઅવસ્થા એ જ ખરું અનિર્વચનીય એવું પરમપદ છે.

વાદળાંની વચ્ચેનું જે અનિર્વચનીય આકાશ હોય છે, તે જ તેનું ખરું સ્વરૂપ હોય છે. પણ આ સ્વરૂપ વાદળ જોઈ શકતું નથી; કારણ કે આ વચલી સંધિની અવસ્થામાં, જાણનાર વાદળનો જ વિલય થયેલો હોય છે અને સાક્ષીભાવ પણ વાદળનો જ હોવાથી, તેનો પણ વાદળની સાથે જ વિલય થઇ જાય છે. અને ફરીથી જ્યારે બીજું વાદળ ઉત્પન્ન થાય છે, ત્યારે તેની સાથે જ સાક્ષીનું પણ અસ્તિત્વ હોય છે. ત્યાર પછી જ તે બતાવી શકે છે કે, એક વાદળ નષ્ટ થઇને બીજું વાદળ ઉત્પન્ન થયું, તે બેની વચ્ચેનું જે સ્વરૂપ તે જ તારું અનિર્વચનીય એવું ખરું સ્વરૂપ છે.

ઉપરના ઉદાહરણ પ્રમાણે ( ૩ ) **अहम्** ( હું ) તથા તેનો ( ૨ ) સાક્ષી, એ બન્ને છાયા અને મનુષ્યની જેમ પરસ્પર એકબીજાની સાથે જોડાયલાં જ હોય છે. હવે 'હું' ( ૩ ) ( **अहम्** ) પોતાનું મૂળ સ્વરૂપ કયું છે તે ( ૨ ) સાક્ષીને પૂછે છે. તો સાક્ષી ફક્ત એટલું જ કહે છે કે, હે 'હું' ( ૩ ) ( **त्वम्** ) ત્યાં એટલે તત્ ( ૧ ) માં જેને તું 'હું' કહે છે, તે 'હું' જ નથી. એટલે જ્યાં આ 'હું' નો વિલય થઇને અનિર્વચનીયતા અર્થાત્ સ્તબ્ધતા પ્રાપ્ત થાય છે, તે જ ( **तत्त्वमसि** ) તારું ખરું સ્વરૂપ છે. ( ક્રમાંક ૧ જુઓ. ) આ પ્રમાણે 'હું' નો વિલય થતાંની સાથે જ સાક્ષીભાવનો પણ અનાયાસે વિલય થઈ જાય છે અને તરંગ જેમ પાણીમાં મળી જાય, તેમ સર્વ એકરૂપ થઈ જાય છે. આને જ નિર્વિકલ્પસમાધિ કહે છે. પછી પુનઃ ફરીથી 'હું' રૂપ તરંગ ઉત્પન્ન થાય છે, ત્યારે તે 'હું' 'હું' રૂપમાં સ્થિત રહીને જ પોતાનું સ્વરૂપ જાણવાની ઇચ્છા બતાવે છે; ત્યારે ( ૨ ) સાક્ષી તેને ફક્ત એટલું જ કહે છે કે, બે તરંગોની વચ્ચે પાણી જેમ પોતાના અનિર્વચનીય એવા મૂળ સ્વરૂપમાં જ હોય છે, તેમ આ બે 'હું' 'હું' ની વચ્ચે જે સંધિ વા નિઃશેષ અવસ્થા છે, તે જ તારું મૂળ સ્વરૂપ છે. આ તત્ત્વને સમજાવવાને માટે 'આત્મા, બ્રહ્મ' ઇત્યાદિ મિથ્યા

મનુષ્યવ્યવહારનાં નામો શાસ્ત્રમાં આપવામાં આવેલાં છે. આ રીતે તે 'હું' ને પોતાના ખરા સ્વરૂપનું જ્ઞાન થાય ત્યારે જ તે પોતે જ સમજી શકે છે કે, સમુદ્ર, તરંગ, ફીણ, પરપોટા, પાણી એમાં કશો ભેદ નથી. તે કેવળ પાણીના જ વિવર્તો છે. એટલે જેમ તેમને પાણી કહેવાને બદલે સમુદ્ર, તરંગ ઇત્યાદિ કહેવામાં આવે છે, તેમ હું, સાક્ષી, તથા મમ (મારું) અવિદ્યા ઇત્યાદિ નામરૂપોથી પ્રતીત થતું આ સર્વ અનિર્વચનીય એવું બ્રહ્મ જ છે. તે બ્રહ્મના ઉપર જ વિવર્તરૂપ હું, તું, તે, આ, ઇત્યાદિ નામરૂપાદિની મિથ્યા કલ્પના કરવામાં આવેલી છે. વસ્તુતઃ આ સર્વ શાંત, નિર્મળ, અનિર્વચનીય એવું પરમતત્ત્વ જ છે. તો પછી હવે કહો કે, તે પદ ક્યારે અને ક્યાં નથી? અથવા ક્યારે અને ક્યાં છે?

આટલું સાંભળ્યા પછી મહાત્માશ્રીનો કંઠ ભરાઇ ગયો ક્ષણવાર સર્વત્ર જાણે સ્તબ્ધતા છવાઇ ગઇ. પછી તેઓ ગદ્‌ગદ સ્વરે બોલ્યાઃ 'મને એમ લાગતું હતું કે, મહાત્માઓએ તો કેવળ જંગલમાં જ વાસ કરવો જોઇએ. જગતની તેમને શી પરવા? તેમણે જગતમાં ભટકી લોકો પાસે ભિક્ષાવૃત્તિ શા માટે કરવી જોઇએ? અથવા લોકકાર્યમાં ભાગ શા માટે લેવો જોઇએ? ઇત્યાદિ. પરંતુ હવે આપની આ દિવ્યામૃતરૂપ વાણીથી મારા એ સર્વ સંશયો નાશ પામ્યા છે, મારો મોહ નષ્ટ થયો છે. છતાં તે પદની દૃઢતાને માટે આપ ત્રિપુરારહસ્ય જ્ઞાનખંડ કે જેમાં શ્રીસદ્‌ગુરુ દત્તાત્રેયે શ્રીપરશુરામને બોધ કર્યો છે, તે સર્વે કૃપા કરીને સંભળાવો.' આ ગીર સ્થળ પણ શ્રીસદ્‌ગુરુ દત્તાત્રેયનું જ સિદ્ધપીઠ છે અને આપ પણ અવધૂત છો. જગતમાં આપનું વિચરવું કેવળ લોકકલ્યાણ અર્થે જ છે.' એમ તેમના વિવેકયુક્ત અને પ્રશંસાપૂર્ણ ઉદ્‌ગારો સાંભળીને તેમને ઉત્તર મળ્યો કે, 'પરમતત્ત્વ જાણનાર મહાત્માને માટે સ્તુતિ અથવા નિંદાને અવસર જ નથી. હવે તમને ત્રિપુરારહસ્ય જ્ઞાનખંડનો સારાંશ કે જેમાં ઘણો સુંદર બોધ છે, તે કહું છું.

# દત્ત અને પરશુરામ

## ભાગ બીજો—જ્ઞાનખંડ

[ ત્રિપુરા-રહસ્ય-જ્ઞાનખંડનું અક્ષરશઃ ભાષાંતર આમાં અપાયું નથી. લોકોને સરળતાથી સમજાય તેવા પ્રકારે વિવેચન કરવાનો પ્રયત્ન કર્યો છે. જેમને કેવળ મૂળ જાણવાની જરૂર હોય, તેમણે તે ગ્રંથ જોવો. અત્રે કોઇ કોઇ જગાએ તેનો સારાંશ તથા કોઈ કોઇ જગાએ સાધક-બાધક દૃષ્ટાંતો આપીને વધુ વિસ્તાર કરેલો છે, કે જેથી જિજ્ઞાસુઓ તેનું ગૂઢ રહસ્ય સરળતાથી સમજી શકે. ઘણું કરીને ભાવાર્થમાં ખાસ ભેદ નથી ]

### પ્રકરણ ૧ લું

**ॐ नमः कारणानन्दरूपिणी पराचिन्मयी ।**
**विराजते जगच्चित्रचित्रदर्पण रूपिणी ॥**

ॐ બ્રહ્માનંદ એ જેનું સ્વરૂપ છે અને જે અમર્યાદ એવા ચૈતન્યરૂપ હોઇ જગદ્રૂપ અદ્‌ભુત ચિત્ર પોતે દર્પણરૂપે થઇને, પ્રતિબિંબરૂપથી પોતામાં જ બતાવે છે, તે ત્રિપુરાદેવીને નમસ્કાર હો.

×હરિતાયન કહે છે—હે નારદ ! આ ત્રિપુરાદેવીનું માહાત્મ્ય તમે

---

× આ કથાભાગ હરિતાયન ઋષિએ નારદજીને કહેલો છે. જ્ઞાની પુરુષોને ચિરંતન અને અનાયાસ એવા આનંદપદનો નિત્યનો અનુભવ હોવાથી જગતમાંના સાધારણ જનસમૂહને સુખની ઇચ્છાથી આમતેમ દોડતા જોઇ ખેદ થાય છે અને કોઈ પણ ઉપાય વડે આ સર્વ લોકો સુખમાં રહે, એવો પ્રયત્ન કરવાની બુદ્ધિ જાગૃત થાય છે. એવી બુદ્ધિ વડે હરિતાયન ઋષિએ આ ત્રિપુરા રહસ્ય ( ગ્રંથ ) તૈયાર કર્યો છે. તેના પહેલાં માહાત્મ્યખંડમાં ત્રિપુરાદેવીનો મહિમા વર્ણન કરેલો હોઇને, તેના શ્રવણાદિકથી જેમને જ્ઞાન-વિચારનો અધિકાર પ્રાપ્ત થયો છે, એવા

બરાબર લક્ષપૂર્વક સાંભળ્યું ને? કારણ કે માહાત્મ્ય સાંભળવું એ મોક્ષનું મુખ્ય સાધન છે. હવે હું તમને જ્ઞાનખંડ કહું છું. તે બહુ જ સુંદર છે. તે બરાબર શ્રવણ કરવામાં આવે, તો મનુષ્યને દુઃખ માત્ર સ્પર્શ કરી શકશે નહિ. આ ભાગ વૈદિક, વૈષ્ણવ, શૈવ, શાક્ત, પાશુપત વગેરે સાંપ્રદાયોની બરાબર શોધ કરીને રચાયો છે. બુદ્ધિ કબૂલ કરે એવું, આની બરાબર બીજું શાસ્ત્ર નથી. આ જ્ઞાન શ્રી-ગુરુદત્તાત્રયે પરશુરામને કહેલું છે અને તે અનુભવની વાતો અને યુક્તિપૂર્વક યોજેલી વિચારપદ્ધતિને લીધે ઘણુંજ સુંદર બનેલું છે; તેથી આ શાસ્ત્રના અભ્યાસથી પણ જો કોઇ મનુષ્યને સ્વરૂપજ્ઞાન થાય નહિ, તો તે કમનસીબ પુરુષને કેવળ પથ્થર જ કહેવો જોઇએ. આ વિષય આ જ્ઞાનખંડના રૂપમાં હવે તમને કહું છું. પણ હે નારદ! તમે જ્ઞાની હોવા છતાં કેવળ પરોપકાર માટે મારી પાસેથી કાંઇક શ્રવણ કરવા આવ્યા છો તેથી મને લાગે છે કે, ખરી રીતે સંતપુરુષોનું ચરિત્ર ઘણું અલૌકિક હોય છે. જેમ કસ્તૂરી નાકને કુદરતી રીતે જ સંતોષ આપે છે. તેમ અજ્ઞાનીઓ ઉપર એવી કૃપા કરવી એ સંતપુરુષોનો સહજ સ્વભાવ જ છે.

## ઉપાસનાની ઇચ્છા

અત્યાર સુધી દત્તાત્રેય પાસેથી પરશુરામે ત્રિપુરાદેવીનું માહાત્મ્ય શ્રવણ કર્યું.× તે સાંભળીને તેમના શુદ્ધ અંતઃકરણમાં પ્રેમ ઊભરા-

---

જિજ્ઞાસુ લોકોને માટે આ જ્ઞાનખંડનો આરંભ કર્યો છે.

× ત્રિપુરાદેવી એટલે ગાયત્રી માતા. આ ગાયત્રી નામની બ્રહ્મશક્તિ ત્રિલોકીને ધરે છે અને તેથી પર રહે છે. વળી તે વેદત્રયીના સારરૂપ હોવાથી વેદત્રયીના રહસ્યને જણાવનારી છે. તે ચોવીસ અક્ષર વડે ઘડાયલી, ત્રણ પાદમાં રચાયલી, ત્રણ વ્યાહૃતિમાં બીજભાવે રહેલી અને પ્રણવની ત્રણ માત્રામાંથી પ્રસૂતિબળ મેળવનારી આદ્યાશક્તિ, દ્વિજહિંદનું પરમ દૈવત છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણોને યજ્ઞોપવીતનો

વાથી કેટલોક સમય તો તે તદ્દન સ્તબ્ધ થઇ ગયા. તેમની આંખોમાં આનંદાશ્રુ આવ્યાં, શરીર ઉપર રોમાંચ ખડાં થયાં અને અંતઃકરણમાં હર્ષનું પૂર આવ્યું ! પછી થોડીવારે શુદ્ધિમાં આવ્યા એટલે તેમણે દત્તાત્રેયને વંદન કર્યું. અનહદ આનંદના અનુભવ પછી ગદ્દગદ સ્વરે તે બોલ્યા: 'આપની કૃપાથી આજ હું કૃતાર્થ થયો છું. સાક્ષાત્ શિવરૂપ કરુણાસાગર શ્રીગુરુદત્તાત્રેય સંતુષ્ટ થાય તો પછી તેની આગળ બ્રહ્મપદ પણ તુચ્છ છે, એમ મને લાગે છે. જેમની કૃપા વડે પ્રત્યક્ષ કાળ પણ જીવનો મિત્ર બની જાય છે, તે મહેશ્વર ગુરુએ આજ મારા ઉપર અનાયાસે કૃપા કરી છે. હે ભગવન્ ! મને પ્રાપ્ત કરવા યોગ્ય એવું સર્વ પ્રાપ્ત થયેલું છે, તેથી જેનું માહાત્મ્ય આટલું વિશાળ છે, તે દેવીની ઉપાસના કરવાની રીત આજે મને સમજાવીને કહેશો.'

આ રીતે પ્રાર્થના કર્યાં પછી પરશુરામ ઉપાસના માટે લાયક થયા છે, એવું શ્રીદત્તાત્રેયના લક્ષમાં આવ્યું. ઇશ્વરસેવામાં જ આપણું ખરું કલ્યાણ છે, એવી પરશુરામની શ્રદ્ધા અને પ્રેમાળ અંતઃકરણ જોઇને તેમણે ઉપાસનાનો ક્રમ તેમને સમજાવ્યો. પરશુરામે પણ તે સર્વ ક્રમ વગેરે, બરાબર ધ્યાનમાં રાખ્યાં. પછી દૃઢ અભ્યાસને માટે એકાંતમાં જવા સારુ શ્રીગુરુની અનુજ્ઞા મેળવી અને પછી તે દૂર આવેલા મહેન્દ્ર નામના પર્વત ઉપર ગયા. ત્યાં જતાંની સાથે જ તેમણે મનને આનંદ આપે એવું એક નિવાસસ્થાન તૈયાર કર્યું અને ત્યાં રહીને તેમણે ગુરુએ કહેલી ઉપાસના શરૂ કરી. ત્યાં તેમણે ત્રિપુરાદેવીની મૂર્તિનું ધ્યાન, જપ,

અધિકાર હોઈ તેમને માટે ગાયત્રીની ઉપાસના જ મુખ્ય કહેલી છે. તેને જ સુભગા, સુંદરી, અંબિકા, શ્રીવિદ્યાદેવી, અપરબ્રહ્મ, પરબ્રહ્મ, ઉમાશક્તિ, અપરાશક્તિ, પરાશક્તિ ઇત્યાદિ નામોથી શાસ્ત્રોમાં સંબોધેલી છે. વધુ માટે ત્રિપુરા મહોપનિષદ્, પશ્નોપનિષદ્, ગોપથ બ્રાહ્મણ, છાંદોગ્ય, મૈત્રાયણી ઉપનિષદ્ વગેરે જુઓ.

પૂજા વગેરે નિત્યનિયમપૂર્વક સતત બાર વર્ષ સુધી કર્યા કર્યું. ઉપાસના પ્રેમપૂર્વક ચાલતી હતી તેથી બાર વર્ષ જેટલો લાંબો સમય ક્યાં વીતી ગયો તેની તેમને ખબર પણ પડી નહિ.

## દુઃખનો નાશ એ જ ખરું કર્મ

એક દિવસ તે સહેજ નિરાંતે બેઠા હતા તે સમયે તેમના મનમાં એકાએક વિચાર ઉત્પન્ન થયો. તે પોતાના મનમાં બોલવા લાગ્યાઃ 'પહેલાં સંવર્ત ઋષિનો (દેવગુરુ બૃહસ્પતિના ભાઇનો) મને ભેટો થયો હતો, તે વખતે મેં તેમને જે વિષય પૂછ્યો હતો તે વાતની મને હજુ સુધી પણ સમજ પડી નથી. તે વાત હું તદ્દન ભૂલી ગયો હતો. વળી ત્રિપુરા–માહાત્મ્ય સાંભળતી વખતે સૃષ્ટિ-નિરૂપણનો પ્રસંગ આવતાં તે વાત મેં ફરીથી શ્રીગુરુને પૂછી હતી; તો પણ સંવર્તઋષિનાં તે કથનનો અર્થ સમજાયો નહિ. એટલે એ વિષે તેમને ફરી પૂછતાં શ્રીગુરુએ કટકૃદાખ્યાન કહીને કહ્યું કે, 'આ વિષયની હાલમાં તારે જરૂર નથી.' પછી એ વાત એટલેથી જ અટકી. પણ ખરી રીતે આ જગદ્વ્યવહારનું સાચું સ્વરૂપ શું હશે? આવડું મોટું વિશ્વ કેવી રીતે ઉત્પન્ન થયું? અને તે કઇ તરફ જઇ રહ્યું છે? અને છેવટે આ ક્યાં અટકશે? જોવા જતાં આ જગતમાં એક તરણું પણ સ્થિર નથી, દરેક ક્ષણે તેમાં ફેરફાર થતો રહે છે, છતાં પણ જગદ્વ્યવહાર સ્થિર અગર કાયમનો હોય તેવો દેખાય છે. આમ શાથી હશે? આ ચમત્કારિક વ્યવહારમાં વિચાર તો મને કોઇ જગ્યાએ દેખાતો જ નથી. આંધળા જેમ એક-બીજાની પાછળ જાય છે, તેમ આ બધા લોકોનું વર્તન થતું હોય એવું સ્પષ્ટ જણાય છે. એ માટે મારો પોતાનો જ દાખલો બરાબર લેવા જેવો છે. મારી બાલ્યાવસ્થામાં શું શું બન્યું, તે મને યાદ આવતું નથી. તો પણ કુમાર અવસ્થામાં મારા વર્તનની રીત બાલ્યાવસ્થા કરતાં જુદા જ પ્રકારની હતી, વળી જુવાનીની બીજા પ્રકારની હતી

અને હાલનો મારો વ્યવસાય તો તે કરતાં પણ જુદો જ છે. પણ આ બધામાંથી મને ફળ શું પ્રાપ્ત થયું એ જ સમજાતું નથી. પુરુષ જે જે વખતે જે જે ઉદ્યોગ કરે છે, તે તે બરાબર વિચાર કરીને, બરાબર ફળ મેળવવાને માટે જ કરે છે; પણ આટલું આટલું કરવા છતાં આજ સુધીમાં કોને શું ફળ મળ્યું છે? કોણ સુખી થયો છે? 'અમુક ફળ મળ્યું' એમ બધા લોકો બોલે છે ખરા, પણ તે એક મૂર્ખપણું જ છે. હું તેને ફળ કહેતો નથી. કારણ કે એ લોકો તો ફરીથી તેને તે જ ઉદ્યોગ કરવા દોડે છે. મને કહેશો કે એક વાર ફળ મળ્યા પછી બીજી વાર તેના તે જ ફળની ઇચ્છા કેમ થાય? ફળ તો તે જ કહેવાય, કે જેનાથી દુઃખનો નાશ થાય અને સુખ મળે.

## દુઃખનું મૂળ

'મારે અમુક કરવું જોઇએ' એમ જ્યાં સુધી કર્તવ્ય બાકી રહેલું છે, ત્યાં સુધી દુઃખ પૂરું થવાનું નથી અને સુખ મળવાનું નથી. કર્તવ્યનો બોજો એ જ સર્વ દુઃખોમાં મહાન દુઃખ છે. જ્યાં સુધી તે સિલક છે, ત્યાં સુધી દુઃખનો નાશ અને સુખની પ્રાપ્તિ થવી શક્ય જ નથી. આખું શરીર દાઝેલું હોય અને ચંદનનો લેપ ફક્ત પગ ઉપર જ લગાડવામાં આવે તો તેનો શો ઉપયોગ? એવી જ રીતે કર્તવ્યને શેષ રાખી સુખી થનારનો પ્રકાર સમજવો. બાણ વાગી વાગીને કાળજું ચિરાઈ ગયું હોય, તેવા સમયે જો અપ્સરાઓ આલિંગન આપે તો તેથી શું સુખ પ્રાપ્ત થવાનું છે? કર્તવ્યો બાકી રહેલાં હોવા છતાં સુખ મેળવવા ઇચ્છતા મનુષ્યનો એ જ પ્રકાર સમજવો. ક્ષયથી મરવા પડ્યો હોવા છતાં તેને સંગીત સંભળાવવાનો પ્રયત્ન ચાલુ હોય, એવો જ પ્રકાર આ કર્તવ્યનો બોજો માથે લઇને સુખી થવા ઇચ્છનાર પુરુષનો છે. જગતમાં ખરા સુખી તો તે જ છે, કે જેમને કાંઈ પણ કર્તવ્ય જ બાકી રહ્યું નથી અને તેથી જ તે પૂર્ણ તૃપ્ત અને આંતરબાહ્ય શાંત થયેલા હોય છે. અરે! 'મારે આ

કર્તવ્ય કરવું જોઇએ ' એવું મનમાં રાખીને કોઇને કોઈ જગાએ કદી સુખ થવાનું શક્ય હોય તો ફાંસીએ લટકાવેલા માણસને પણ પુષ્પના પરાગથી સુખ મળે. અરેરે, આ સેંકડો કર્તવ્યની મોહજાળમાં ફસાઈ પડવા છતાં મનુષ્ય સુખની આશા રાખે છે, તે એક મોટો ચમત્કાર જ છે. આ એક મહાન અવિચાર છે. અરેરે આ કર્તવ્યના પર્વત નીચે ચગદાઇ ગયેલા હોવા છતાં કરોડો લોકો પોતાને સુખી સમજે છે. સાર્વભૌમ રાજાનો જેવો ઉદ્યોગ ચાલુ હોય છે, તેવી જ ધામધૂમ એક ભિખારીની પણ ચાલુ છે. તેઓ પોત-પોતાના પ્રયત્ન પ્રમાણે જુદું જુદું ફળ મેળવીને પોતાને મોટા ભાગ્ય-શાળી સમજે છે, અને હું પણ પરિણામ તરફ દૃષ્ટિ નહિ રાખતાં આ બધાના વિચારશૂન્ય રિવાજ મુજબ, આંધળાની પાછળ આંધળો જાય તે રીતે, તદ્દન એકમાર્ગે જ જઈ રહ્યો છું. હવે આ ગતાનુગતિકત્વ બસ થયું. હું ગુરુ પાસે જાઉં. આ સંશય-રૂપી સમુદ્રમાંથી પાર નીકળવાને માટે શ્રીગુરુની બોધરૂપી નૌકાનો આશરો લેવો જોઇએ.

## સદ્‌ગુરુ પાસે

આ પ્રમાણે વિચાર આવતાં વખત ગુમાવ્યા વિના, પરશુરામ શ્રીગુરુને મળવાને માટે, મહેન્દ્રપર્વત ઉપરથી નીકળીને ગંધમાદન-પર્વત ઉપર આવ્યા. ત્યાં આસન ઉપર બિરાજેલા શ્રીગુરુની તેજસ્વી મૂર્તિનું તેમણે દર્શન કર્યું; અને પછી જરા આગળ જઇને પોતાના બન્ને હાથ વડે શ્રીગુરુના બન્ને ચરણો પકડી તે પર પોતાનું મસ્તક મૂકીને સાષ્ટાંગ વંદન કર્યું. તે જોઇને શ્રીગુરુનું અંતઃકરણ પ્રસન્ન થયું અને તેને પ્રેમથી આશીર્વાદ આપ્યો અને 'વત્સ! ઊઠ.' એમ કહી કુશળસમાચાર પૂછયા. પછી તેને કહ્યું કે, 'હે વત્સ! તું ઘણા દિવસે મળ્યો. તારી પ્રકૃતિ તો ઠીક છે ને?' કુશળપ્રશ્ન સાંભળી પરશુરામ ઊઠીને ગુરુએ બતાવેલા સામેના

આસન ઉપર જઈ બેઠા અને પ્રસન્ન વદને હાથ જોડીને તેમણે કહ્યું કે, 'ગુરુદેવ ! આપની કૃપાને આશરે રહેનારા મને કર્મયોગે પ્રાપ્ત થનારા રોગ વગેરેથી શું થનાર છે? આપની કૃપાથી મળેલા આત્મામૃતના સરોવરમાં હું રહેલો હોવાથી વ્યાધિરૂપી પ્રખર સૂર્યનો તાપ મને સહેજે લાગ્યો નથી. મહારાજ ! અંતર્બાહ્ય આપની કૃપાથી મને આનંદમય બનાવી દીધો છે. માત્ર આપનાં ચરણોની નજદીક ન હતો એ જ એક વ્યાધિ હતો. અહીં આવીને આપનાં દર્શન વડે હું હવે પૂર્ણ સાજો થયો છું. એક વાત ઘણા દિવસથી મારા મનમાં રહેલી છે. ઘણા દિવસનો એ સંશય છે. આપ જો આજ્ઞા આપો તો તે પૂછવા ઇચ્છું છું.'

પરશુરામનું વિવેકપૂર્ણ ભાષણ સાંભળીને, દયાળુ શ્રીગુરુને ઘણો જ આનંદ થયો અને તેમણે પ્રેમથી પરશુરામને કહ્યું કે, 'પરશુરામ ! ખુશીથી પૂછ; તારો એ ઘણા દિવસનો સંશય કહી દે. તારો પ્રેમ જોઈ મને ઘણો આનંદ થાય છે. માટે જરા પણ સંકોચ વિના તે કહે. હું તારા મનનો સંશય દૂર કરીશ.'

## પ્રકરણ ૨ જું

### સદ્ગુરુનો મેળાપ

શ્રીગુરુએ પ્રશ્ન પૂછવાનું અનુમોદન આપ્યું એટલે પરશુરામે વિનય અને આદરથી પૂછ્યું. 'હે મહારાજ ! ઘણા દિવસ પૂર્વે એક વખતે કોઈ કારણસર તમામ ક્ષત્રિય જાતિ ઉપર મને ઘણો જ ક્રોધ ઉત્પન્ન થયો હતો.* તે વખતે ક્રોધના આવેશમાં મેં તમામ ક્ષત્રિયવંશ, બાળકો, અને ગર્ભવતી સ્ત્રીઓ ઇત્યાદિનો પણ વધ

* શ્રી પરશુરામે સહસ્રાર્જુનનો વધ કર્યો તેથી સહસ્રાર્જુનના પુત્રે શ્રી જમદગ્નીને મારી નાખ્યા. આથી પરશુરામને ક્રોધ થવાથી તેમણે એકવીસ વખત પૃથ્વી નિઃક્ષત્રિય કરી હતી. શ્રી. ભાગ. સ્કંધ ૩–૧૬

કર્યો હતો. મૂલમાં પણ કોઈ બાકી રહી ન જાય, તેટલા માટે મેં એકવીસ વખત પૃથ્વીને નિઃક્ષત્રિય કરી નાખી હતી. ક્ષત્રિયોનાં લોહી વડે તળાવો ભર્યાં અને તેનાથી જ પિતૃઓને તર્પણ કર્યું. એ પછી હું શાંત રહ્યો હતો. ત્યાર પછી એકવાર મેં એવું સાંભળ્યું કે અયોધ્યા નગરમાં રાજા રામચંદ્રજી રાજ્ય કરે છે, તે સાંભળતાંની સાથે જ મને અત્યંત ક્રોધ ચઢ્યો અને હું ગર્વથી તેમના ઉપર હુમલો કરીને ગયો. પણ તેમણે એકલાએ જ મારો ગર્વ ઉતારી નાખ્યો અને મને પરાજિત કર્યો. બ્રાહ્મણ હોવાને લીધે જ માત્ર દયા કરીને તેમણે મને જીવતો જવા દીધો. મહારાજ! તે દિવસ મને ઘણો જ યાદ રહ્યો છે. પરાજય થવાથી તે દિવસે મારા મનમાં અત્યંત ખેદ ઉત્પન્ન થયો અને પાછા ફરતાં રસ્તામાં મને ઘણો જ પશ્ચાત્તાપ થવા લાગ્યો. રસ્તામાં અકસ્માત્ સંવર્ત નામના એક અવધૂતનો મેળાપ થયો. વાસ્તવિક સજ્જનો કેટલા ગુપ્ત રહે છે! ભસ્મ નીચે ઢંકાયેલા અગ્નિની જેમ તેઓ જલદીથી ઓળખી શકાતા નથી; તેવી જ રીતે તેમનું સ્વરૂપ સમજવાને માટે મારે પુષ્કળ પ્રયત્ન કરવો પડ્યો. પરન્તુ તે સર્વાંગશીતલ પુણ્યપુરુષની સંગતિથી મને ઘણી જ શાંતિ પ્રાપ્ત થઈ. તેમની સ્થિતિ વિષે મેં તેમને પૂછ્યું, ત્યારે તેમણે જે જવાબ આપ્યો તે ઘણો જ મધુર હતો. તેમણે દરેક બાબતનું રહસ્ય કાઢીને માત્ર સાર જ કહ્યો. પરંતુ રંકને જેમ રાજાનું પદ દુર્લભ હોય છે, તેમ હું તે રહસ્ય જોઇએ તેવું સમજી શક્યો નહિ. તેથી બરાબર સમજ પડે એ રીતે ફરી કહેવા માટે મેં તેમને પ્રાર્થના કરી. ત્યારે તેમણે મને આપની ભલામણ કરી. તેથી હું આપના ચરણ પાસે આવ્યો છું.

## ક્ષણિક સુખ એજ દુઃખ છે

'આપની પાસેથી પહેલાં ત્રિપુરાદેવીનું ભક્તિમાહાત્મ્યનું વર્ણન મેં શ્રવણ કર્યું હતું. ઘણો વિચાર કરતાં પણ સંવર્ત

મુનિએ કહેલા તે વિષયની હજી સુધી મને સમજ પડતી નથી. તો હવે આગળ ઉપર મારે આ પ્રમાણે જ ત્રિપુરાદેવીની ઉપાસના ક્યાં સુધી ચાલુ રાખવી ? અને તેનાથી લાભ શો ? મહારાજ ! અવધૂત સંવર્તની જ્ઞાનાવસ્થા સંબંધી મને બોધ કરો. જ્ઞાન સિવાય પુરુષને કદી કૃતકૃત્યતા પ્રાપ્ત થવાની નથી. જ્ઞાનની પ્રાપ્તિ થાય નહિ, ત્યાં સુધીનું કોઈ પણ કર્મ એ બાળકની રમત જેવું જ છે, એવું મારું માનવું છે. મેં આજ સુધી ઘણાં કર્મો કર્યાં, ઘણા યજ્ઞો કર્યાં, યજ્ઞમાં મોટી દક્ષિણાઓ આપી, ઘણાં અન્નસંતર્પણ કરીને ઇન્દ્રાદિ દેવોની પૂજા કરી; પણ સંવર્તનો ભેટો થયા પછી આ તમામ કર્મોનું ફળ મર્યાદાવાળું અને ક્ષણભંગુર છે, એમ મને સમજાયું. 'ક્ષણિક સુખ એ જ દુઃખ છે' એમ હું માનું છું. સુખનો અભાવ એ જ કેવળ દુઃખ નથી, પણ થોડું એટલે મર્યાદિત સુખ એ પણ દુઃખ જ છે. કારણ કે તે મર્યાદિત સુખ પૂરું થતાંની સાથે જ વધુ દુઃખ નિશ્ચિત પ્રાપ્ત થાય છે. આટલેથી જ પતતું નથી; પરંતુ તેમાં બીજો પણ એક ભય રહેલો છે અને તે એ કે, આ સુખ–ભોગ ઇત્યાદિથી મૃત્યુને વધારે મદદ થાય છે અને તેમ ન બને એવો તો કાંઈ ઉપાય મળતો નથી.

## જ્ઞાનનો અધિકાર

ઉપાસનાનો પણ એ જ પ્રકાર છે. ઉપાસનાઓ તમામ માનસિક એટલે કે કલ્પનામય હોવાને લીધે, તે પણ એક બાળકની રમત જ છે. આપે જે પ્રમાણે ઉપાસના કરવાનું કહ્યું, તે મુજબ ઉપાસના કરી શકાય છે. તે સિવાય બીજી રીતે પણ કરી શકાય છે. કર્માનુ-ષ્ઠાન મુજબ નિયમિત પણ કરી શકાય છે અને વૃત્તિના ઉલ્લાસ પ્રમાણે અનિયમિત રીતે પણ થઈ શકે છે. બન્ને પ્રકારોને માટે શાસ્ત્રોમાં આધારો પણ મળી શકે છે. ઉપરાંત ઉપાસ્યભેદ મુજબ

તેની વિધિઓ પણ જુદા જુદા પ્રકારની છે. સારાંશ એ કે, યજ્ઞના ભેદો મુજબ આ ઉપાસના વગેરેના ભેદોની સ્થિતિ હોવાથી તેનાથી શાશ્વત ફળ મળવું શક્ય જ નથી. કાલ્પનિક વસ્તુઓથી શાશ્વત ફળ કેવી રીતે મળે ?

હવે શરીરમાં જીવ છે, ત્યાં સુધી એટલે જીવતાં સુધી કર્તવ્ય-કર્મ કર્યા જ કરવું, તેના અંત તરફ જોવાનું નથી એવું પણ શાસ્ત્ર-માં કોઈ કોઈ સ્થળે કહેવામાં આવેલું છે ખરું ! પણ ભગવાન સંવર્તની સ્થિતિ તો જુદા જ પ્રકારની હોય એમ મને જણાયું. તે મહાત્મા સર્વાંગશીતલ હોઇને કર્તવ્યરૂપ વ્યાપારની વિષજ્વાળામાંથી બધી રીતે મુક્ત થયેલા હતા. તેઓ તદ્દન નિર્ભયતાના માર્ગે ગયેલા હતા, આ તમામ લોકવ્યવહાર હસી કાઢવા જેવો તેમને જણાતો હતો. દવ લાગેલા જંગલમાં પણ પાણીમાં બેઠેલા હાથીના જેવી તેમની નિશ્ચળ અવસ્થા હતી. તમામ કર્મોમાંથી મુક્ત થયેલા તેઓ અમૃત-પાન કરીને આનંદમય થયા હોય એવા જણાતા હતા. તેમને આ અવસ્થા કેવી રીતે પ્રાપ્ત થઇ હતી ? મહારાજ ! તે સર્વ મને કૃપા કરીને કહો અને કર્તવ્યરૂપી કાળસર્પથી મને છોડાવો !' એમ કહીને પરશુરામે શ્રીગુરુના ચરણ ઉપર ફરી એક વાર માથું નમાવ્યું. પરશુરામ હવે જ્ઞાનને માટે અધિકારી થયો છે, એમ જાણી લઇને શ્રીગુરુએ સ્વાભાવિક દયા કરી અને બોલવાનો આરંભ કર્યો.

## 'કર્તવ્ય–વેતાલ'

શ્રીગુરુ બોલ્યા: 'હે પરશુરામ ! તને આવી ઉત્તમ બુદ્ધિ પ્રાપ્ત થયેલી હોવાથી ધન્યવાદ ઘટે છે. ઉત્તમ બુદ્ધિની પ્રાપ્તિ એ સમુદ્રમાં ડૂબનારને મળેલી નાકારૂપ જ છે. ઉપાસનાદિ નિષ્કામ કર્મો વડે જે પુણ્યશાળીઓને આવો સુવિચાર પ્રાપ્ત થાય છે, તે જ પુરુષ પરમ પાવનપદ મેળવી શકે છે. સર્વના હૃદયાકાશસ્વરૂપ સર્વત્ર વસનાર ત્રિપુરાદેવી પોતાના અનન્ય ભક્તના હૃદયમાં જ્યારે ઉપાસના વડે

વિકાસ પામે છે, ત્યારે એ ભક્તને મૃત્યુની ભયંકર જાળમાંથી તત્કાળ છોડાવે છે. જ્યાં સુધી પુરુષને આ કર્તવ્યવેતાલનો અત્યંત ભય ઉત્પન્ન થતો નથી, ત્યાં સુધી તેને કદી પણ સુખ પ્રાપ્ત થતું જ નથી. કર્તવ્યરૂપી કાળસર્પથી દંશ પામેલા પુરુષને કલ્યાણ કેવી રીતે પ્રાપ્ત થાય ? કર્તવ્યરૂપી વિષ લાગવાથી આ આખું જગત મૂર્ચ્છિત બની ગયેલું છે અને અંધ બનેલું છે. તેનાથી આત્મહિતનો ખરો માર્ગ ઓળખાતો નથી અને તેથી તેઓ ભળતે માર્ગે જાય છે અને ફરી ફરીને પાછા મોહમાં પડે છે ! આ પ્રમાણે આ લોકો અનાદિકાળથી ભયંકર વિષસાગરમાં સબડી રહેલા છે. દાખલા તરીકે એક વાત તને કહું છું.

'એક વખત કેટલાક પ્રવાસીઓ ફરતા ફરતા વિંધ્યાદ્રિ પર્વત ઉપર જઈ ચઢયા. ત્યાં તેઓ ભૂખથી અત્યંત વ્યાકુળ થતાં આમતેમ ફળની શોધ કરવા લાગ્યા. તેટલામાં કૌવચ ( કુચ ) નાં બી તેમના જોવામાં આવ્યાં. આકારના સરખાપણાને લીધે તે કાજુનાં જ બી છે એમ સમજીને તેમણે તે સારી રીતે ખાધાં. ભૂખને લીધે સ્વાદ તરફ તેમનું લક્ષ્ય ખેંચાયું નહિ. પણ થોડા જ વખતમાં કૌવચનું ઝેર શરીરમાં ફેલાયું અને તેથી તેમને આખા શરીરે દાહ થવા લાગ્યો. ત્યારે આ જંગલી કાજુના ફળ ખાવાથી એમ થયું છે એમ માની તે વિષનો દાહ સમાવવા માટે તેઓ ઉપાયો શોધવા લાગ્યા. પછી ધંતૂરાનું ફળ તેમને મળી આવ્યું, અને તે લીંબુ છે એવું માનીને ભ્રમથી તે બધાએ ખાધું. તેનાથી તો તેઓ વધારે ભ્રમિત થઇને સીધો માર્ગ છોડી આડા અવળા માર્ગે ભટકવા લાગ્યા. એ જંગલમાં ઝાડી ગીચોગીચ હોવાથી માર્ગમાં સૂર્યનો પ્રકાશ જરા પણ આવતો ન હતો. તેથી કરીને તેઓ વારંવાર ખાડામાં પડવા લાગ્યા. આખા શરીરે કાંટાના ઉઝરડા થવાથી બધા લોહીલુહાણ થયા. પછી તો તેમણે નશાના ઘેનમાં આપસઆપસમાં એકબીજાને ધક્કામુક્કી કરવાનું શરૂ કર્યું. પછી વાત વધી પડતાં તકરાર શરૂ થઇ

અને લાકડીઓ, પથરા, મુક્કીઓ વડે પરસ્પર મારામારી ચાલુ થઇ. આથી તે બધાનાં શરીરો ઘવાઇ ગયાં. ત્યાર પછી છેવટે તેમને એક શહેર દેખાયું. સંધ્યાકાળે તેઓ શહેરને દરવાજે જઇ પહોંચ્યા અને દરવાજામાં થઇ અંદર દાખલ થવા લાગ્યા. પણ તેઓનો આવો વેષ જોઇ દ્વારપાળે તેમને અંદર દાખલ થતા અટકાવ્યા. ત્યારે આ મૂર્ખાઓને ભાન નહિ રહેવાથી તેની સાથે પણ મારામારી કરવાનું શરૂ કર્યું. આથી પરિણામ એ આવ્યું કે, દ્વારપાળે તે બધાને ખૂબ માર માર્યો. માર સહન ન થવાથી તેમાંના દરેકે પોતાને ફાવે તે રસ્તે નાસવા માંડયું. એટલે તેમાંના કેટલાક તો તે શહેરની ચારે બાજુ ખોદી રાખેલી ખાઇઓમાં પડયા અને તેમને મગરે પૂરા કર્યા. કેટલાક ખાડામાં પડયા તે ત્યાંથી નીકળી શકયા નહિ. કેટલાક કૂવામાં પડવાથી મરી ગયા. બાકી જે થોડાક રહ્યા તે જેમતેમ જીવ લઇને નાસી ગયા.

## અવિચાર એ જ મહાન આપત્તિ

'તાત્પર્ય એ કે, આ મૂર્ખાઓની પેઠે આ બધા લોકો પોતાના કલ્યાણની ઇચ્છાથી જ કર્તવ્યરૂપી ઝેર પીને મૂર્છિત થાય છે અને મોહ વડે આંધળા બની પોતાની જાતે જ પોતાનો નાશ વહોરી લે છે; માટે હે પરશુરામ! તારા અંતઃકરણમાં આવો સુવિચાર ઉત્પન્ન થયો છે, તેથી તને ધન્યવાદ ઘટે છે. વિચાર એ જ સર્વ ઉન્નતિનું મૂળ છે. બ્રહ્મપદરૂપી અગાશીમાં ચઢવાનું આ પહેલું પગથિયું છે. સુવિચાર વિના કોઇનું પણ કલ્યાણ થતું જ નથી. અવિચાર એ જ મોટું મરણ છે. આ અવિચાર વડે જ બધા લોક જીવંત છતાં મરેલા જેવા છે. વિચાર કરનારનો જ હંમેશાં જય થાય છે. તેને જ સર્વ ઇષ્ટધ્યેય પ્રાપ્ત થાય છે.

દૈત્ય અને રાક્ષસોનો અવિચારથી જ નાશ થયો અને સુવિચાર વડે દેવોને સર્વ સુખ પ્રાપ્ત થયું છે. તેઓ સુવિચાર વડે જ

શ્રીવિષ્ણુની મદદથી પોતાના શત્રુને જીતી શકે છે. સુવિચાર એ જ સુખરૂપી વૃક્ષનું બીજ છે. એનાથી જ સુખના અંકુર ફૂટે છે. વિચાર વડે જ પુરુષ સર્વમાં વધારે શોભે છે. વિચાર વડે જ બ્રહ્મદેવ મહત્પદ પામ્યા અને વિચાર વડે જ શ્રીહરિની સર્વત્ર પૂજા થાય છે. વિચારથી જ શ્રીશંકર સર્વજ્ઞ અને મહેશ્વર થયા છે. શ્રીરામ બુદ્ધિમાન હતા; પણ અવિચારથી સુવર્ણમૃગને શોધવાની ખટપટમાં પડ્યા અને પોતાને માથે મહાન સંકટ વહોરી લીધું. અને વિચાર વડે જ તેમણે સમુદ્ર ઉલ્લંઘન કરીને, રાક્ષસોથી ભરેલી લંકા પર જીત સંપાદન કરી. અવિચાર વડે જ બ્રહ્મદેવે મૂર્ખાઇ કરીને અભિમાન વડે પોતાનું એક શિર કપાવી લીધું. અવિચારથી જ મહાદેવે રાક્ષસોને વરદાન આપ્યું અને પરિણામે પોતાને જ ભસ્મ થવાનો વખત આવ્યો; એટલે પોતે જ ભયને લીધે નાસવા માંડ્યું. પહેલાં શ્રીહરિએ પણ અવિચારથી ભૃગુઋષિની સ્ત્રીને મારી નાખીને પોતે સ્ત્રીવિયોગના શાપનું મહાસંકટ વહોરી લીધું.

'આ તો શું, પણ બીજા કેટલાક દેવ, અસુર, રાક્ષસ, મનુષ્ય, પશુ વગેરે તમામ અવિચાર વડે જ સંકટમાં આવી પડે છે. હે પરશુરામ! વિચાર જેમને કદાપિ પણ છોડી જતો નથી, એટલે કે જેઓ અવિચારી થતા નથી, તેઓ જ ધીર અને મહાત્મા છે. તેઓને હંમેશાં વંદન હજો. આ અવિચાર વડે જ લોકો ગમે તેવું કર્તવ્ય માથે વહોરી લઇ નાચે છે; પરંતુ તેઓ જો વિચાર કરશે તો તે વડે પોતે અનંત સંકટોમાંથી મુક્ત થશે. તાત્પર્ય એ છે કે, લોકોને વિચારરૂપી ઘણું જ ઉપયોગનું સાધન મળેલું છે. પણ જ્યાં સુધી અવિચાર હોય, ત્યાં સુધી વિચાર ક્યાંથી આવે? પ્રખર સૂર્યના તાપથી તપેલી રેતીના રણમાં ઠંડું પાણી મળવાની આશા ક્યાંથી હોય? તેથી જ અવિચારરૂપ અગ્નિની જ્વાળા ચારે તરફ ફેલાઇ રહેલી હોય, તે સમયે વિચારરૂપી શીતલ વાયુનો સ્પર્શ, કોઇ પણ ઉપાય વડે શોધી કાઢ્યા વિના તે પ્રાપ્ત થવો શક્ય નથી. તેને માટે એક

જ સર્વશ્રેષ્ઠ ઉપાય છે અને તે એ કે, સર્વની અંદર નિવાસ કરનાર શ્રીત્રિપુરાદેવીની ખરી કૃપા મેળવવી.

## સુવિચાર વડે જ જીવનની સાર્થકતા

'અવિચારથી અંધ બનેલા લોકોનું ઘોર અજ્ઞાનરૂપી અંધારું નાશ કરનાર અને મોક્ષપ્રાપ્તિને માટે ઉત્તમ સાધનવાળો વિચારરૂપી સૂર્ય, શ્રીત્રિપુરાદેવીની કૃપા વિના કેવી રીતે પ્રાપ્ત થાય? અનન્ય શ્રદ્ધા અને ભક્તિપૂર્વક તેની નિષ્કામભાવે સેવા કરવી, એ જ એક તેની કૃપા મેળવવાનો ઉપાય છે. અંતઃકરણમાં વિચારરૂપી સૂર્ય ઉદય પામે છે. એટલા માટે જ આ સર્વાન્તર્યામી, ચિન્મય, શિવ ને સ્વાત્મસ્વરૂપ શ્રીત્રિપુરા મહેશ્વરીને ભજવાની જરૂર છે. ઉપાસનાનો ક્રમ સદ્‌ગુરુ પાસેથી સમજી લેવો અને મનમાં કોઇ પણ જાતની કામના રાખવી નહિ. આરાધના કરતી વખતે અંતઃકરણમાં શુદ્ધ પ્રેમ અને શ્રદ્ધા હોવાં જોઇએ. એટલા માટે પ્રથમ તેનું માહાત્મ્ય બરાબર શ્રવણ કરવું. આથી જ હે પરશુરામ! મેં તને પ્રથમ તેનું માહાત્મ્ય કહ્યું હતું; જેથી કરીને તું આજે મોક્ષદાયક એવા આ મંગલ વિચારને પ્રાપ્ત થઇ શક્યો છે.

'હવે તને કાંઇ પણ ભય નથી. વિચારનો ઉદય થતાં સુધી જ મહાન ભય હોય છે. અવિચારથી જકડાયલાઓને ડગલે ને પગલે ભય હોય છે. અરે! સન્નિપાત થયેલા માણસને ઔષધ આપવામાં આવે તો પણ શું? શરીરગત ધાતુ શુદ્ધ કરી ન હોય ત્યાં સુધી મૃત્યુનો ભય તો છે જ. સુવિચાર પ્રાપ્ત થતાં જ મનુષ્યજીવન સાર્થક થયું એમ જાણવું. મનુષ્ય જેવી ઉત્તમ યોનિમાં જન્મ મળવા છતાં જો મનુષ્યને સુવિચાર પ્રાપ્ત થાય નહિ, તો તે જન્મરૂપ વૃક્ષ ફળહીન જ ગયું છે એમ જાણવું. જેને સુવિચાર પ્રાપ્ત થાય છે તેનો જ જન્મ સફળ માનવો. વિચાર નહિ કરનારા લોકને કૂવામાંના દેડકા જેવા સમજવા જોઇએ. કૂવામાં જન્મેલો દેડકો જેમ શુભ પણ જોતો

નથી અને અશુભ પણ જોતો નથી અને જેવો જન્મે છે તેવો ને તેવો જ મરણ પામે છે; તેવી જ રીતે આ બ્રહ્માંડરૂપી કૂપમાં જન્મેલા લોકો નિરર્થક જીવે છે. કારણ કે તેઓ પોતાનું હિત કે અહિત સમજતા નથી અને વારંવાર ઉત્પન્ન થઇને મરણ પામે છે. તે પુત્ર, વિત્ત વગેરેને જ સુખ માને છે અને ભક્તિ, વૈરાગ્ય વગેરેમાં સુખને બદલે દુઃખનો નિશ્ચય કરી લે છે. અવિચારની છાયાને કારણે સંસારરૂપી અગ્નિ પર શેકાયા કરે છે તથા દુઃખમાં ધમપછાડા કરે છે; પરંતુ તેને છોડવા માટે તે જરા પણ તૈયાર હોતા નથી! સેંકડો લાતો ખાઇને પણ ગધેડો જેમ ગધેડીની પૂંઠ છોડતો નથી, તેવી જ રીતે આ અવિચારીઓ સંસારની પાછળ સતત લાગી રહે છે! હે પરશુરામ! તું આજે વિચારશીલ થઇને દુઃખની સામે પાર તરી જવા માટે નીકળ્યો છે.'

## પ્રકરણ ૩ જું

## દુઃખનિવૃત્તિનું આદિ કારણ

શ્રીદત્તાત્રેયે કહેલાં ઉપદેશવચનો પરશુરામે ઘણા જ પ્રેમથી સાંભળીને ફરીથી વિનયપૂર્વક આ પ્રમાણે પૂછ્યું: 'હે ભગવન્! આપે કહ્યું તેવી રીતે જ જગતમાં સર્વત્ર ચાલી રહેલું છે. ખરું જોતાં અવિચારે જ બધા લોકોનો મહાન ઘાત કર્યો છે. સુવિચાર વડે જ હિત સાધી શકાય છે. અને તે પ્રાપ્ત કરવાને માટે પ્રથમ અનેક પ્રકારે માહાત્મ્ય સાંભળવું એ જ એક પ્રથમતઃ ઉપાય છે, એ પણ મને હવે સમજાયું છે. છતાં મને એક મોટો સંશય થાય છે કે, આ શ્રવણ કેવી રીતે પ્રાપ્ત થઈ શકે? તેને માટે શો ઉપાય છે? તે અનાયાસે જ પ્રાપ્ત થશે એમ કહીએ, તો તેવી રીતે તે બધાને આજ સુધી કેમ પ્રાપ્ત થયું નહિ? અને મારા કરતાં પણ જેમને વધારે દુઃખ થયું છે, જેઓ ડગલે ને પગલે આઘાતો સહન કરે જાય છે; તેઓને આ શ્રવણરૂપી સાધન પ્રાપ્ત થયાનું કોઈ જગાએ

જોવામાં આવતું નથી. તેનું કારણ શું? આ વિષય મને કૃપા કરીને સવિસ્તર સમજાવો.

આ પ્રમાણે પરશુરામે પ્રશ્ન પૂછ્યો, એટલે દયાનિધિ દત્તાત્રેય આનંદપૂર્વક બોલ્યા: 'હે પરશુરામ! સાંભળ, મોક્ષનું મૂળ કારણ હું તને કહું છું. સંતોની સાથે સહવાસ એ જ માત્ર સર્વ દુઃખને ટાળનારું આદિ કારણ છે. પરમાર્થરૂપી ફળની પ્રાપ્તિ થવાને માટે, સત્સંગ એ જ મૂળ બીજ છે. મહાત્મા સંવર્તનો સમાગમ થવાથી મોક્ષરૂપી ફળ આપનારી આ અવસ્થા તને પ્રાપ્ત થઇ છે. તાત્પર્ય એ કે, સંતપુરુષોનો સહવાસ સાધવાથી સાચા સુખનો માર્ગ સાંપડે છે. સત્સંગ વિના ખરું કલ્યાણ કોઈ સમયે કોઇનું પણ થયું છે ખરું કે? વ્યવહારમા પણ એવો નિયમ છે કે, માણસને જેવી સંગતિ પ્રાપ્ત થાય તેવુંજ તેને ફળ મળે છે. આ બાબતમાં હું તને એક કથા કહું છું, તે તું સાંભળ.

## : હેમચૂડ ને વ્યાઘ્રપાદ તપસ્વીનો આશ્રમ :

## હેમચૂડાખ્યાન

પૂર્વે દશાર્ણ દેશમાં મુક્તાપીડ નામનો એક રાજા રાજ્ય કરતો હતો. તેને હેમચૂડ અને મણિચૂડ નામના બે પુત્રો હતા. તે બન્ને કુમારો સુંદર, ગુણવાન અને દરેક વિદ્યામાં પારંગત હતા. એક વખતે તેમને મૃગયા રમવાની ઇચ્છા થઈ, એટલે પોતાનાં ધનુષબાણ લઇને તેઓ સહ્યાદ્રિ પર્વત ઉપરના એક ભયાનક જંગલમાં ગયા. ત્યાં તેમણે મૃગયા ખેલીને પુષ્કળ સિંહ, વાઘ, વરુ, રીંછ, હરણો વગેરેનો શિકાર કર્યો. પરંતુ એટલામાં એકાએક મોટું વાવાઝોડું થયું. ચોમેર રેતી અને કાંકરાનો વરસાદ પડવા લાગ્યો. ધૂળ વડે આકાશ છવાઇ ગયું અને જાણે અમાસની રાત્રી હોય એવી અંધકારમય સ્થિતિ થઇ ગઈ. તેથી ત્યાં મનુષ્યો, ઝાડ કે પથ્થર ઇત્યાદિ કંઈ પણ જોઈ શકાતું નહોતું; તો પછી ખાડા

કે ટેકરા તો દેખાય જ ક્યાંથી ? આમ આખો ડુંગર અંધકારથી છવાઈ ગયો હતો. ત્યારે ધૂળ અને પથરા વગેરેથી અકળાઇ તેની આખી સેના વીખરાઇને આમતેમ નાસવા લાગી. કોઇએ ઝાડના થડનો આશરો લીધો, તો કોઇએ મોટી શિલાનો આશરો લીધો, તો કોઇએ ગુફાનો આશરો લીધો !

ઘોડા ઉપર બેઠેલા રાજપુત્રો પણ આમાંથી બચવા દૂર ચાલ્યા ગયા. તે પૈકી હેમચૂડ એક તપસ્વીના આશ્રમે જઈ ચઢયો. તેની ચારે બાજુ કેળો અને ખજૂરી વગેરેનાં પુષ્કળ ઝાડો હોવાથી તે આશ્રમ ઘણો જ સુંદર દેખાતો હતો. ત્યાં તેણે એક સુંદર રૂપવતી અને તેજસ્વી કન્યાને જોઇ. તપાવેલા સુવર્ણના જેવી તેના શરીરની કાંતિ શોભી રહી હતી. તેનું લક્ષ્મી જેવું સુંદર સ્વરૂપ જોઇને, રાજપુત્રે જરા સ્મિત કરીને તેને પૂછ્યું કે, 'કમલાક્ષિ! તું કોણ છે?' આ સાંભળીને શુદ્ધ અંતઃકરણવાળી તે કન્યા બોલીઃ 'રાજપુત્ર! આપ આ આસન ઉપર બિરાજો. અતિથિનો સત્કાર કરવો એ અમો તપસ્વીનો ધર્મ છે. મેઘના પ્રચંડ વાવાઝોડાથી આપ થાકેલા જણાઓ છો; તેથી પેલા ખજૂરીના ઝાડ સાથે ઘોડો બાંધીને તમે અહીંયાં બેસીને થોડો આરામ લો. પછી હું આપને મારું વૃત્તાંત સંભળાવીશ.'

## હેમલેખા

રાજપુત્રે તેના કહેવા પ્રમાણે કર્યું. પછી અલ્પાહારને માટે તેણે કેટલાંક ફળ લાવી આપ્યાં. રાજપુત્રે તે લીધાં. ત્યાર પછી તેમનો થાક ઊતરી ગયો છે, એમ જોઇને, તે કન્યાએ મધુર વચનોથી તેમને કહ્યું કે, 'રાજપુત્ર! વ્યાઘ્રપાદ નામના એક શિવભક્ત ઋષિ છે. તેમણે પોતાના તપોબળથી સ્વર્ગને પણ જીત્યુ છે. તેઓ બ્રહ્મજ્ઞાની હોવાથી બીજા મોટા મોટા ઋષિઓથી પણ પૂજાય છે. હું હેમલેખા નામની તેમની ધર્મપુત્રી છું. વિદ્યુત્પ્રભા નામની એક

સર્વાંગસુંદર વિદ્યાધરી એક વખતે આ વેણુા નદીમાં સ્નાન કરવા માટે આવી હતી. તે જ વખતે વંગ દેશનો રાજા સુષેણ પણ ત્યાં આવી પહોંચ્યો અને તેણે નદીમાં સ્નાન કરતી તે સુંદરીને જોઈ. સુંદરીને જોતાં જ તે કામાતુર થયો. તેણે વિદ્યાધરીને પોતાની ઇચ્છા સંતોષવા પ્રાર્થના કરી. વિદ્યાધરી પણ રાજાના સૌંદર્યથી મોહિત થઈ ગઇ, તેથી તેણે તેની યાચના સ્વીકારી. તેનો સહવાસ કરીને પછી રાજા પોતાના નગર તરફ ગયો. વિદ્યાધરીને રાજાના સમાગમથી ગર્ભ રહ્યો. પરન્તુ આવો વ્યભિચારદોષ થવાથી પતિના ભયને લીધે ગર્ભને ત્યાં જ છોડીને તે ચાલી ગઇ અને તેની હું કન્યા થઈ. એ રાજર્ષિના પ્રભાવશાળી વીર્યથી હું ઉત્પન્ન થઇ છું ત્યાર પછી સંધ્યોપાસાનાદિને માટે આવેલા વ્યાઘ્રપાદ ઋષિએ મને જોઇ. તેમને દયા આવવાથી મને પોતાના આશ્રમમાં લાવ્યા અને ત્યાં તેમણે માતાના જેવા વાત્સલ્યથી ઉછેરીને મને મોટી કરી છે. ધર્મથી પાલન–પોષણ કરનારને પિતા કહેવામાં આવે છે. તેથી હું તેમની ધર્મપુત્રી છું. તેમની સેવા કરતી હું અહીં જ રહું છું. તેમના સામર્થ્ય વડે મને અત્રે કોઇ જાતનો ભય નથી. રાક્ષસો કે દેવો પણ દુષ્ટ બુદ્ધિ વડે અત્રે પ્રવેશ કરી શકતા નથી. અને કદાચ કોઇ પ્રવેશ કરે તો તેનો નાશ જ થાય છે. આ મારી કથા મેં આપને કહી સંભળાવી. હવે, આપ થોડો સમય થોભો. મારા પિતા થોડા સમયમાં આવશે, તેમને નમસ્કાર કરીને આપની સર્વ હકીકત કહેશો અને અહીં આરામ કરીને આવતી કાલે પરોઢિયે જવા માટે નીકળજો.' હેમલેખાનું આ ભાષણ સાંભળીને પછી રાજપુત્રને કંઇક બોલવાની ઇચ્છા થઈ પણ તેની હિંમત ચાલી નહિ. તેથી તે કાંઇક ગૂંચવણમાં પડ્યો હોય એમ જણાવા લાગ્યો. ત્યારે રાજપુત્ર મોહવશ થયો છે એમ જાણી લઇને તે ચતુર કન્યા બોલી કે, 'રાજપુત્ર! થોડો સમય ધીરજ રાખો. મારા પિતા હમણાં જ આવશે. તે આવશે એટલે આપની સર્વ આકાં-

ક્ષાઓ પૂર્ણ થશે.' એટલામાં તો વ્યાઘ્રપાદ મુનિ વનમાંથી પત્ર, પુષ્પ આદિ લઇને આવી પહોંચ્યા. તેમને જોતાં જ રાજપુત્ર ઊઠીને ઊભો થયો અને મુનિને સાષ્ટાંગ નમસ્કાર કર્યો. અને તેણે પોતે કોણ છે તે સર્વ હકીકત કહી. બાદ તેમની આજ્ઞા લઇને તે ફરી પોતાના આસને બેઠો. એ મુનિએ યોગદૃષ્ટિથી તે રાજપુત્રની ઇચ્છા જાણી લીધી. કન્યા પણ વિવાહ યોગ્ય થયેલી હતી અને આ યોગ ઠીક છે એમ સમજીને મુનિએ રાજપુત્રને હેમલેખા અર્પણ કરી. રાજપુત્રને પણ તે પ્રાપ્ત થતાં સંતોષ થયો અને તેને લઇને પોતાની નગરીમાં આવ્યો. તેના પિતા રાજા મુક્તાચૂડ પણ રાજી થયો અને તેમણે ઘણા જ ઠાઠમાઠથી તેમનો લગ્નવિધિ ઊજવ્યો.

## ઉદાસીન વૃત્તિ

લગ્ન થયા પછી રાજપુત્ર હેમચૂડ પોતાની આ ચતુર અને સુંદર સ્ત્રી સાથે મહેલની અગાસીઓ, બગીચા, નદીતીર વગેરે ઠેકાણે વિહાર કરવા લાગ્યો. પણ હેમલેખા ઐહિક વિષયસુખભોગને માટે ઉદાસીન રહે છે, એમ તેને થોડા વખતમાં જ જણાઇ આવ્યું. તેથી એક વખતે બન્ને એકાંતમાં બેઠા હતા, ત્યારે તેણે હેમલેખાને પૂછયું કે: 'પ્રિયે! હું તારી ઉપર આટલો બધો પ્રેમ રાખું છું. છતાં મારા ઉપર તારો પ્રેમ હોય એમ જણાતો નથી. તો તેનું કારણ શું? તારું સ્મિત ઘણું જ મનોહર છે; પરંતુ દેવી! આ સર્વ વિષયો તને કેમ ગમતા નથી? મારી આ બધી સુખ માટેની કરેલી ગોઠવણો તારી નજરમાં જ આવતી નથી કે શું? પરતુ એમ કેવી રીતે બની શકે? કારણ કે અતિશય ઉત્તમ વિષયો ઉપર પણ તારું મન આસક્ત થતું હોય એમ દેખાતું નથી! તું આવી અરસિક હોવાને લીધે તારી સાથેના વિહારથી મને સુખ કેમ થાય? મારું લક્ષ્ય તો એકસરખું તારા તરફ હોવા છતાં, તારું લક્ષ્ય તો બીજે જ ક્યાંય હોય એમ દેખાય છે. ઘણીવાર હું તારી સાથે વાત

કરું છું ત્યારે તું બરાબર સાંભળતી પણ નથી. હું તારા મંદિરમાં આવીને તારા કંઠને આલિંગન કરીને બેઠેલ હોવા છતાં 'ક્યારે પધાર્યા' એમ કહીને તું પ્રશ્ન કરે છે; જાણે કે તને કાંઇ તેની ખબર જ ન હોય! સુંદર અને દુર્લભ એવી ઉપભોગ્ય વસ્તુઓ ઉપર પણ તારું મન આસક્ત થતું જ નથી! એટલું જ નહિ પણ તે વસ્તુઓ માટે તું જરા પણ આસ્થા બતાવવી નથી, તેનું શું કારણ? હું જ્યારે જ્યારે તારી પાસે આવું છું ત્યારે ત્યારે તને આંખો મીંચીને બેઠેલી જોઉં છું. આ પ્રમાણે તું વિષયોપભોગથી વિમુખ હોવાને લીધે લાકડાની પૂતળીની જેમ તારી સોબતથી મને સંતોષ કેવી રીતે મળે! અને તને છોડીને મને બીજું કાંઇ પણ ગમતું જ નથી. કુમુદ જેમ ચંદ્રને અનુસરે છે, તેમ હું તને અનુસરીને વર્તું છું. તો પણ તારું મન સંસાર સુખથી આટલું બધું વિમુખ શાથી થયું છે, તે તું મને કહે? પ્રાણ કરતાં પણ તું મને અત્યંત પ્રિય છે; તો બે શબ્દો કહીને તું મારા મનનું સમાધાન કર.'

---

## પ્રકરણ ૪ થું

### પ્રિય શું અને અપ્રિય શું?

એ પ્રમાણે પતિનું ભાષણ સાંભળીને, તે શુદ્ધ બાળાએ કિંચિત્ સ્મિત કર્યું અને યુક્તિવાદ વડે પોતાના પતિને તત્ત્વબોધ કરવાના હેતુથી તે બોલી: 'રાજપુત્ર! હું કહું છું તે તમે સાંભળો. મારો તમારા વિષે પ્રેમ નથી એમ માનશો નહિ; પરંતુ હું હંમેશ એક મોટા વિચારમાં ગુંચવાઈ છું કે, 'આ જગતમાં મનુષ્યને કઈ વસ્તુ પ્રિય હોય છે અને કઈ વસ્તુ અપ્રિય હોય છે? આ ગૂંચવણનો મારી બુદ્ધિથી ઉકેલ થતો નથી. ઘણા દિવસથી આનું હું નિત્ય ચિંતન કરું છું, પણ મારા સ્ત્રીસ્વભાવ વડે મને તો કાંઇ સમજાતું નથી. તાત્ત્વિક દૃષ્ટિથી આનો વિચાર કરીને આપ મને કહેશો?'

આ પ્રશ્ન સાંભળતાં જ હેમચૂડને હસવું આવ્યું. તેણે કહ્યું:

'ખરેખર, સ્ત્રીઓ બુદ્ધિથી મૂઢ હોય છે, એ વાત ખરી છે; એમાં કાંઈ પણ સંશય નથી. કારણ પ્રિય અને અપ્રિય એ પશુ, પક્ષી અને કીટકાદિ પણ સમજે છે. પ્રિય વસ્તુ તરફ પ્રવૃત્તિ થવી અને અપ્રિય વસ્તુ તરફ નિવૃત્તિ થવી, એ પ્રકાર તેમનામાં પણ સ્પષ્ટ જણાઈ આવે છે. એમાં તે વળી મોટો વિચાર કરવા જેવું શું છે? જેનાથી સુખ થાય છે તે પ્રિય અને જે વડે દુઃખ થાય છે તે અપ્રિય, આમાં આટલું બધું ગૂંચવણવાળું તે શું છે? અને એટલા માટે તું હંમેશાં વિચાર તે શાનો કરે છે?'

## સુખદુઃખનું નિશ્ચયાત્મક સ્થાન?

પતિનું આ ભાષણ સાંભળીને હેમલેખા ફરીથી બોલી: 'સ્ત્રીઓ મૂઢ હોય છે અને તેમનામાં પ્રૌઢ વિચાર હોતા નથી, એ વાત તો ખરી; પણ આપ તો સારા બુદ્ધિમાન છો, તેથી મને સમજ પાડો. આપ મને સમજાવી આપશો, એટલે હું આ વિચાર તરત જ છોડી દઈશ અને હંમેશ આપની સાથે ઉપભોગ ભોગવવા તૈયાર રહીશ.

'હે રાજન્! જેનાથી સુખ મળે, તે પ્રિય અને દુઃખ થાય તે અપ્રિય, એમ આપે સૂક્ષ્મ વિચાર કરીને કહ્યું. પણ જો એક જ પદાર્થ સ્થળ અને સમય બદલાતાની સાથે જ સુખ અને દુઃખ બન્ને ઉત્પન્ન કરે છે, તો સુખનું અને દુઃખનું નિશ્ચયાત્મક એવું સ્થાન ક્યાં રહ્યું? દાખલા તરીકે અગ્નિ લઈએ, તો એ જુદી જુદી વખતે જુદું જુદું ફળ આપે છે, જુદી જુદી જગ્યાએ જુદું જુદું પરિણામ કરે છે અને જુદા જુદા આકારનો હોય છે, ત્યારે જુદા જુદા ઉપયોગમાં આવે છે. જે અગ્નિ ઠંડીના દિવસોમાં ઘણો જ ઉપયોગી હોય છે તે જ અગ્નિ ઉનાળામાં અતિશય ત્યાજ્ય જણાય છે. તાત્પર્ય એ કે, તે કાળ-દેશના ભેદ વડે પ્રિય કે અપ્રિય થાય છે. ઉપરાંત શીત પ્રકૃતિના લોકોને તે માફક આવે છે, પણ ગરમ પ્રકૃતિના લોકોને માફક આવતો નથી. તેવી જ રીતે થોડો અગ્નિ હોય ત્યારે એક

પ્રકાર છે અને પુષ્કળ હોય છે ત્યારે બીજો જ પ્રકાર હોય છે. એ જ સ્થિતિ દ્રવ્યની, સ્ત્રીની, બાળકની અને રાજાની સમજવી.

'હવે આપના પિતા મુક્તાચૂડ મહારાજને સંતતિ, સંપત્તિ, સ્ત્રીઓ ઇત્યાદિ તમામ ઐશ્વર્ય હોવા છતાં તેઓ નિત્ય દુઃખી કેમ રહે છે? અને બીજા લોક સુખથી કેવી રીતે રહે છે? આ જે સુખદાયક લાગતા વિષયભોગો અમર્યાદ નથી પરંતુ તે મર્યાદિત છે, તેથી આમ બને છે એમ જો કહેવામાં આવે, તો જગતમાંનાં તમામ વિષયભોગો કોઈ એકલા જ મનુષ્યને જોવાને તેવા બધા જ કદી પણ પ્રાપ્ત થાય છે ખરો કે? એ ઉપરથી થોડા વિષયોનો લાભ થવાથી થોડુંઘણું પણ સુખ થશે. એમ માનીએ તો તે બરાબર નથી. કારણ કે ખરી રીતે જોતાં તેવું સુખ એ મુદ્દલ સુખ જ નથી. કારણ કે તેમાં દુઃખનું મિશ્રણ હોય છે.

## સુખ કોને કહેવું?

દુઃખ બે પ્રકારનું છે, એક માનસિક અને બીજું શારીરિક. ઇચ્છાઓ ઉત્પન્ન થવાથી થનારું જે આંતરદુઃખ તેનું નામ માનસિક દુઃખ અને રોગાદિકથી થનારું જે બહારનું દુઃખ તે શારીરિક દુઃખ છે. આ બન્નેમાં માનસિક દુઃખ મોટું છે કારણ કે તેણે જ આખું જગત ગળી લીધું છે. અનેકવિધ તૃષ્ણાઓ એજ દુઃખરૂપી ઝાડનું શક્તિશાળી બીજ છે. આ તૃષ્ણાને લીધે જ સ્વર્ગમાંના ઇન્દ્રાદિક દેવો પણ દાસત્વ સ્વીકારીને સતત મહેનત કર્યા કરે છે. મનમાં અનેકવિધ કામનાઓ સિલક રહેલી હોય છતાં, તેવે સમયે માનવામાં આવતું જે સુખ તે સર્વ દુઃખ જ છે. એમ નથી થતું કે? એવું સુખ તો જંતુઓમાં પણ હોય છે. તેવા સુખને જ જો સુખ કહેવામાં આવે તો પછી કૃમિ કીટકાદિ જંતુઓ તથા મનુષ્યોમાં શો ફેર? પરંતુ કૃમિકીટકાદિ તિર્યંક જંતુની વાસનાઓ જ થોડી હોવાને લીધે તેમને થનારું તે સુખ તો એક રીતે સારું. પણ

અનંત કામનાઓથી ઘેરાયલા મનુષ્યને થનારું સુખ તે સુખ જ શાનું ? આમ અનેકવિધ વાસનાઓથી ભરેલો મનુષ્ય, જો થોડી-ઘણી વસ્તુઓ પ્રાપ્ત થતાં સુખી થતો હોય તો પછી આ વિશ્વમાં થોડા અથવા વધુ ઐશ્વર્ય પ્રાપ્ત કરનારાઓ પણ 'હું સુખી નથી' એમ કહેતાં નજરે પડે છે. તો તેવું કહેનાર કોણ ? કારણ સમસ્ત વિશ્વમાંના ઐશ્વર્ય પૈકી થોડુંઘણું ઐશ્વર્ય પ્રાપ્ત કરનારો પણ મનમાં અનેકવિધ તૃષ્ણાઓ ( વાસનાઓ )થી પરિપૂર્ણ ભરેલો માનવસમાજ દુ:ખી હોય છે અને એવું જ જગતમાં જ્યાં ત્યાં જોવામાં આવે છે.

અગ્નિથી આખું શરીર દાઝયું હોય તે વખતે ચંદનના એક સૂક્ષ્મબિંદુથી જો દેહ શીતલ થાય તો જ તેવાઓ પણ સુખી થાય! સ્ત્રીને ગાઢ આલિંગન આપ્યાથી પુરુષને સુખ થાય છે, એમ વ્યવહારમાં માનવામાં આવે છે. પરંતુ વાસ્તવિક રીતે ત્યાં પણ શરીરનું અકડાઈ જવું વગેરે તો દુ:ખ જ છે. કામવિકારના આવેશથી અને કામભોગ કર્યા પછી જે શ્રમ લાગે છે તે અને ભાર વહેનાર પશુઓનો જે શ્રમ–એ બન્ને એકસરખાં જ છે. તેથી હે રાજન્! તેને આપ સુખ કેવી રીતે કહો છો તે સમજાતું નથી! સ્ત્રીની સંગતિથી જે સ્પર્શસુખ મનુષ્યને મળે છે, તે જ કૂતરાને મળતું નથી કે શું ? હવે, સ્ત્રીના સૌંદર્યથી પશુપક્ષ્યાદિ કરતાં આપણને વધારે સુખ થાય છે એમ જો કહીએ, તો તે વાત પણ સ્વપ્નમાં સ્ત્રીસંભોગથી ઉત્પન્ન થતા મિથ્યા સુખ જેવી કાલ્પનિક જ છે; તેથી વધારે કાંઇ નથી. હે રાજપુત્ર! આ બાબતમાં હું એક દૃષ્ટાંત કહું છું.

## સૌંદર્ય એ એક મનની કલ્પના છે

કોઈ એક રાજપુત્ર મદન કરતાં પણ સુંદર હતો. તેને એક અત્યંત મનોહર સુકોમળ સ્ત્રી પ્રાપ્ત થઈ. તેથી તે તેની ઉપર ઘણો જ આસક્ત થયો. પરંતુ તે સ્ત્રીનું મન તો રાજપુત્રના એક સેવક ઉપર

ચોંટયું હતું. તેથી તે સેવકે કપટ કરીને રાજપુત્રને ફસાવ્યો. રાજપુત્ર મોહિત થાય તે માટે તે તેને ઘણો જ દારૂ પાતો, પછી તે રાજપુત્ર નશામાં ચકચૂર થતાં તેની પાસે એક કદરૂપી દાસીને મોકલી આપતો અને પોતે તે રાજપુત્રની સર્વ લોકોમાં સુંદર એવી સ્ત્રીનો ઉપભોગ કરતો. આવો ક્રમ તેણે ઘણો વખત ચાલુ રાખ્યો. આ બાજુ મદ્ય-પાનથી બેહોશ થયા પછી તે રાજપુત્ર તે દાસીની સાથે ઉપભોગ કરતો હતો, છતાં પણ એમ માનતો હતો કે આવી સુંદર સ્ત્રી મેળવીને હું ધન્ય છું. તેને લાગતું હતું કે, ત્રિલોકમાં સુંદર એવી પ્રાણપ્રિયાને હું હંમેશ ભોગવું છું, તેથી મારા જેવો ભાગ્યશાળી બીજો કોઈ નથી!

આ મુજબ ઘણા દિવસો ચાલ્યા ગયા. ત્યારબાદ એક વખતે દૈવેચ્છાથી એવું બન્યું કે, પેલો સેવક રાજપુત્રની પાસે મદ્ય મૂકી પોતે કોઇ ખાસ કારણને લીધે ચાલ્યો ગયો અને રાજપુત્રે પણ તે દિવસે બહુ થોડું મદ્યપાન કર્યું. ત્યારપછી હંમેશની માફક રતિ-સુખને માટે ઇચ્છા થવાથી તે પોતાના વિલાસમંદિરમાં ગયો. વિલાસ માટે ઘણા પદાર્થો હોવાથી તે મંદિર ઘણું જ મનોહર હતું. ત્યાં જઇને કામવશ થઈને પલંગ ઉપર સૂતેલી તે દાસીનો ઘણા જ આનંદથી તેણે ઉપભોગ કર્યો. પણ રતિવિલાસને અંતે તેને શંકા ઉત્પન્ન થઈ. પોતે પૂર્ણ રીતે ફસાયો છે એ વાત તેના ધ્યાનમાં આવી. પછી આમ કેવી રીતે બન્યું તે બાબત વિષે તે વિચાર કરવા લાગ્યો. 'પેલી મારી સ્ત્રી ક્યાં છે?' એમ કહી તેણે તે દાસીને પ્રશ્ન કર્યો. એટલે રાજપુત્ર ભાનમાં છે, એમ જોઇને તે દાસી એક-દમ ભયને લીધે થરથર કંપવા લાગી; અને તેની સાથે કાંઇ જ બોલી નહિ. નક્કી કંઇ કપટ થયું છે એમ રાજપુત્રને સમજાયું એટલે તેની આંખો, ક્રોધથી લાલચોળ થઇ ગઇ! તત્કાળ તેણે એક હાથ વડે તે દાસીનો ચોટલો પકડી, બીજા હાથ વડે મ્યાનમાંથી તલવાર બહાર ખેંચી કાઢી અને તેને ધમકી આપતાં બોલ્યો કે, "બોલ,

ખરી વાત શી છે? સાચે સાચું કહી દે, નહિ તો એક ક્ષણ પણ તું બચવાની નથી! બોલ, જલદી બોલ!' રાજપુત્રનું એવું ક્રોધયુક્ત વચન સાંભળીને પેલી દાસી તો તદ્દન ગભરાઈ ગઈ અને પોતાનો જીવ બચાવવાને માટે તેણે ઘણા દિવસથી ચાલી રહેલો એ પ્રપંચ રાજપુત્રને કહી દીધો; એટલું જ નહિ પણ તેની સ્ત્રી પેલા સેવકની સાથે રમમાણ થયેલી તે તેને બતાવી. જમીન ઉપર એક શેતરંજી પાથરીને તે બન્ને સૂતેલાં હતાં. તે સેવકનું ધૂળમાં રગદોળાયલું કાળુ મેશ જેવું શરીર, માંજરી આંખો, લૂખું અને ચીતરી ચઢે એવું મોઢું. આ પ્રમાણે અતિ મલિનતા હોવા છતાં પણ, તેની પટરાણીએ ઘણા પ્રેમથી તેને આલિંગન કરેલું હતું. રતિભોગથી તે તદ્દન થાકી ગયેલી હતી અને નિદ્રાને લીધે બન્નેનું ભાન ઠેકાણે નહોતું. આ તમામ બીભત્સ પ્રકાર જોઇને રાજપુત્ર ક્રોધના આવેશમાં ક્ષણવાર તો સ્તબ્ધ જ બની ગયો. પરંતુ થોડીવારમાં પુનઃ ભાન ઉપર આવી સ્વસ્થ થયો અને પછી પોતે પોતાના મનની સાથે જ બોલવા લાગ્યો!

હેમલેખા કહે છે 'રાજન! તે શું બોલવા લાગ્યો તે સાંભળો.' રાજપુત્રે કહ્યું:–અરેરે! મારા જેવા અનાર્યને ધિક્કાર હજો! હું મહથી મોહિત થઇને ઘણો જ મૂર્ખ બન્યો છું. જે આવી સ્ત્રીઓ સાથે પ્રેમ કરે છે, તે ખરેખર મહાન મૂર્ખ છે. તેવા અધમ પુરુષને ધિક્કાર હજો. આવી સ્ત્રીઓ કોઇને પણ ન હજો! આ સ્ત્રીઓના પ્રેમ ઉપર જે વિશ્વાસ રાખે છે, તે તો એક વનનો ગધેડો જ છે. કારણ શરદ્‌ઋતુમાં વરસાદની સ્થિતિ જેમ ક્ષણિક અને અસ્થિર હોય છે, તેમ આ સ્ત્રીઓનું ચરિત્ર અત્યંત ચંચલ અને સૂક્ષ્મ હોય છે. સ્ત્રીઓનો સ્વભાવ મને આટલા દિવસ સમજાયો નહોતો. અરે! આ મારી સ્ત્રી જુઓ! હું તેના ઉપર સર્વ ભાવથી આસક્ત હોવા છતાં પણ મને તજીને મારા નોકર સાથે રમમાણ થઇ! અંદરથી બીજાની સાથે આસક્ત હોવા છતાં પણ પોતાનો પ્રેમ ગુપ્ત રાખીને મારા ઉપર બહારથી ઘણો પ્રેમ બતાવ્યો. હું પણ

મદિરાપાનથી મૂર્ખ બનીને, તેનું આ કપટ જાણી શક્યો નહિ. છાયાની માફક મારી મરજી પ્રમાણે જ તે વર્તે છે એમ માનીને તેના ઉપર મેં પૂરો વિશ્વાસ રાખ્યો. અરેરે ! આ દાસીની સાથે રમમાણ થઇને હું સારી રીતે ફસાઇ ગયો ! અરે, આ કેવો કદરૂપો ચાકર અને કેવો ખરાબ તેનો દેહ ! તેનામાં એવું તે કયું સૌન્દર્ય તેણે જોયું ? તથા સૌ કોઇની નજરમાં ઠરે એવું મારું સૌંદર્ય અને એના ઉપર મારો અતિશય પ્રેમ હોવા છતાં તે શાથી મને છોડીને તેને વશ થઈ હશે ?

આ પ્રમાણે ઘણો વિલાપ કરતા તે રાજપુત્રને અંતઃકરણમાં પશ્ચાત્તાપ ઉત્પન્ન થયો. તેને અત્યંત વૈરાગ્ય ઊપજ્યો અને સર્વસંગ પરિત્યાગ કરીને, તે જંગલમાં જવા માટે ચાલી નીકળ્યો ! હે રાજન્ ! સૌન્દર્ય તો એ એક મન વડે કરેલી કલ્પના છે, એ આ દષ્ટાંત ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે. મારા શરીરથી આપને જે સૌન્દર્યનું અને રતિભોગનું ઘણું સુખ પ્રાપ્ત થતું જણાય છે, તેટલું જ યા તે કરતાં પણ અધિક સુખ રૂપ વિનાની અને કદરૂપી સ્ત્રીઓની સાથે પણ પુરુષો મેળવે છે. આ વિષય હું હવે આપને બરાબર રીતે સમજાવું છું. આપ તેનું એકાગ્ર ચિત્તથી શ્રવણ કરો.

## કામીઓની મનોભ્રષ્ટતા

સ્ત્રી નામની જે વસ્તુ જોવામાં આવે છે, તે તો તેનું બાહ્યરૂપ થયું. પરંતુ પ્રથમ તો ચિત્તમાં સંકલ્પરૂપે તેનું કોઈ એક પ્રકારનું કલ્પના કરેલું સૂક્ષ્મ પ્રતિબિંબ પડે છે; જ્યાં તે રૂપાળી છે એવું ચિત્ર આલેખાય છે. પછી ચિત્તમાં ઉપરાઉપરી એ વિચાર આવતાંની સાથે તેના સંભોગની ઇચ્છા ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે જ્યારે પુરુષ કામથી વ્યાકુળ થાય છે, ત્યારે તેને રતિસુખ અનુભવમાં આવે છે. જો મન જરા પણ વ્યાકુળ જ થાય નહિ, તો સ્ત્રી સુંદર

હોવા છતાં પણ રતિનું સુખ અનુભવમાં આવતું નથી. આ ક્ષુબ્ધતા ઉત્પન્ન થવાનું મુખ્ય કારણ સ્ત્રીનું સૌન્દર્ય, એટલે નેત્ર, સ્તન નિતંબાદિ અવયવોનું ચિત્તમાં ફરી ફરીને પડવું એ જ છે. તેથી જ, તદ્દન નાનાં બાળકો અને ચિત્તૈકયનો અભ્યાસ કરનારા યોગીઓને આવો ક્ષોભ કોઇ પણ વખત થતો નથી. આથી જ તેમને સ્ત્રીસુખની લાલસા ઉત્પન્ન થતી નથી અર્થાત્ સ્ત્રી સુંદર હો અથવા બીજી કોઇ પણ જાતની હો, પણ તેનાથી પુરુષ જેમ જેમ રતિસુખ પ્રાપ્ત કરી લે છે, તેમ તેમ પોતાના મનરૂપી પડદા ઉપર પ્રથમ તે સુંદરી છે, એવું ચિત્ર પાડી લે છે. જેમના શરીરની સ્થિતિ ચીતરી ચડે એવી ગંદી હોય છે, એવી સ્ત્રીઓ પણ તરુણોની સાથે રમમાણ થઈ જાય છે, એ તો તેમની થનારી પ્રજા ઉપરથી પણ સહેજે સિદ્ધ થાય છે. તેઓ કદરૂપી છે એવું મનમાં આવ્યા પછી, અથવા તેમના સૌન્દર્ય વિષે મનમાં કલ્પના જ આવે નહિ, તો સ્ત્રીઓને ઠેકાણે પુરુષને રતિસુખ કેવી રીતે પ્રાપ્ત થઇ શકે? અને આવી વિરુદ્ધ ભાવના થવી એ કાંઇ અશકય નથી. કામી પુરુષની આ મનોભ્રષ્ટતા બાબત કેટકેટલું કહીએ? તે મૂર્ખાઓને સ્ત્રીઓના નિતંબ અને યોનિ જેવા અતિ તુચ્છ ભાગો ઉપર સૌથી વિશેષ સૌન્દર્ય દેખાય છે! મળમૂત્ર આદિથી ભરેલા શરીરમાં સૌન્દર્ય છે, એવું જેઓને લાગતું હોય, તેઓને બીજી કઇ જગાએ સૌન્દર્ય દેખાય નહિ, તે કહો વારુ? તેથી હે રાજપુત્ર! વિચારી જોતાં જણાશે કે, સૌન્દર્ય એ તો આ પ્રકારની મનુષ્યોએ કરેલી માત્ર એક કલ્પના જ છે. ઉપર જણાવ્યા પ્રમાણે મનમાં ભાવના કર્યા વિના કોઇ પણ વસ્તુ કોઇ પણ સ્થળે સુખદાયક જણાશે નહિ.

## સૌન્દર્ય એ નૈસર્ગિક નથી

મધમાં રહેલી મીઠાશની માફક સૌન્દર્ય એ જો કુદરતી રીતે જ સંભવતું હોત, તો તે નાનાં બાળકોને પણ કેમ અનુભવમાં

ન આવે? તે કહો. જુદા જુદા દેશમાં જુદી જુદી આકૃતિના લોકો મળી આવે છે. કોઇને પગ એક, તો કોઇને આંખ એક; કોઇના કાન ગધેડાના જેવા તો કોઇનું મુખ ઘોડા જેવું; કોઇનો કાન લાંબો, તો કોઇની દાઢો હળ જેવી મુખની બહાર આવેલી; કોઇને નાક જ નહિ, તો કોઇને નાક મોટું; કોઇના શરીર ઉપર વાળનું જાળું બંધાયેલું, તો કેટલાકને શરીર ઉપર વાળ જ હોતા નથી, તો કોઇના વાળ માંજરા, કોઇના ધોળા, કોઇને બિલકુલ નહિ, તો કેટલાકને જાડા હોય છે! કેટલાક તો કોઢ નીકળેલા, કોઇ કાગડા જેવા કાળા રંગના, તો કોઇ ભૂખરા રંગના અને કોઇ લાલ શરીરના હોય છે. તાત્પર્ય એ કે, આવી જાતના અનેક પ્રકારના લોકો પોતપોતાની જાતની સ્ત્રી અને પુત્રો વિષે આપની જેમ જ પ્રેમ અને સુખનો અનુભવ મેળવે છે. ઉપરાંત હે રાજપુત્ર! સુખના સાધનભૂત માનવામાં આવેલી બધી વસ્તુઓમાં, સ્ત્રીશરીર એ મુખ્ય છે. જે દરેકને ઘણું જ પ્રિય લાગે છે અને જેના ઉપર મોટા મોટા ડાહ્યા તથા બુદ્ધિમાનો પણ મોહિત થાય છે, તેવું જે આ સ્ત્રીશરીર અગર સ્ત્રીઓને અત્યંત પ્રિય અને સુંદર લાગનાર આ પુરુષશરીર, ખરું જોતાં કેવું છે, તેનો આપ સૂક્ષ્મબુદ્ધિથી વિચાર કરો! તે માંસથી લપેટાયલું છે, લોહીથી ભરેલું છે, નસોથી બંધાયલું છે અને ચામડીથી મઢેલું છે! અંદર હાડકાનો માળો છે અને બહારથી ઝીંણી ઝીંણી રૂંવાટીઓ ચોટાડેલી છે. કફ, વાત અને પિત્તથી તે ભરપૂર છે, મળમૂત્રથી તે ખરડાયલું છે! શુક્ર અને શોણિતથી બનેલા અને યોનિ દ્વારા જન્મ થયેલા એવા આ અમંગળ દેહને પણ પ્રિય ગણવામાં આવે છે, એ કેવો ચમત્કાર છે! અત્યંત ચીતરી ચઢે એવા આ દેહ ઉપર જે પ્રેમ કરે છે તેમનામાં અને વિષ્ટામાંના કીડાઓમાં શો ફરક છે? હે રાજન! આ શરીર આપને જે અત્યંત પ્રિય લાગે છે, તેની ત્વચા, લોહી વગેરેની જુદી જુદી સ્થિતિઓ વિચાર વડે ધ્યાનમાં લઇને જુઓ. એવા જ પ્રકાર બીજી ભોગ્ય વસ્તુઓને માટે

પણ સમજવો. ગળ્યું, ખાટું, વગેરે ભોજનના જે છ રસો છે, તેનું શું પરિણામ થાય છે, તેને વિષે સુક્ષ્મ દૃષ્ટિથી આપ જરા વિચાર કરી જુઓ. કોઈ પણ વસ્તુ ભક્ષણ કરો, પરંતુ છેવટે તો તેની વિષ્ટા જ થવાની એવો બધાનો અનુભવ છે. તેથી હે રાજપુત્ર! આવો પ્રકાર જગતમાં સ્પષ્ટ દેખાય છે. તો હવે પ્રિય શું અને અપ્રિય કયું એ મને આપ કહો.'

## સત્સંગની શ્રેષ્ઠતા

હેમલેખાનું આવું અપૂર્વ ભાષણ સાંભળીને હેમચૂડને ઘણો જ અચંબો થયો! તેણે ફરીથી પોતાના મનની સાથે જ તે વચનોનો બરાબર વિચાર કર્યો, ત્યારે ભોગ્ય વસ્તુઓ ઉપર ચીતરી ચઢી અને તેને ખરો વૈરાગ્ય પ્રાપ્ત થયો. તેથી તેણે તે પોતાની પત્નીને અનુક્રમે આગળના વિષય સંબંધમાં અનેક સવાલો પૂછીને, છેવટે આત્મસ્વરૂપને ઓળખી લીધું અને કેવળ ચૈતન્ય એવાં જે આત્મસ્વરૂપ ત્રિપુરા માતા એમનું જ્ઞાન પ્રાપ્ત કરી લઈને તે જ્ઞાની થયો. દરેકે દરેક દૃશ્ય વસ્તુ તેને આત્મસ્વરૂપ દેખાવા લાગી અને તે જીવન્મુક્તની અવસ્થાએ પહોંચ્યો. પછી તેનો ભાઈ મણિચૂડ એણે પણ તેની પાસેથી આત્મસ્વરૂપ જાણી લીધું. રાજા મુક્તાચૂડે પોતાના પુત્ર પાસેથી અને રાણીએ પોતાની પુત્રવધૂ હેમલેખા પાસેથી આત્મજ્ઞાન મેળવ્યું. એ પછી રાજાના પ્રધાન અને નગરમાંના લોક પણ જ્ઞાની થયા. છેવટે તે ગામમાં દરેક જણ બ્રહ્મજ્ઞાની થયા. સંસારમાં દોરનાર કામ, ક્રોધ વગેરે વાસનાઓ કોઈ પણ જગાએ દેખાતી જ નહોતી અને તે મોટું નગર બ્રહ્મપુરીની જેમ જગતમાં સારી ઊંચી સ્થિતિએ પહોંચ્યું. તે નગરમાં પીંજરામાંના પોપટ અને મેના પણ બ્રહ્મજ્ઞાનની વાતો જ બોલતાં હતાં.

'હે જનો! તમે કેવળ ચૈતન્ય આત્માનું જ ભજન કરો. સર્વે માયિક પદાર્થોને તજી દો. કેવળ એક ચૈતન્ય વિના જગતમાં

અન્ય કાંઈ પણ નથી. જે પ્રમાણે અરીસામાં પ્રતિબિંબ પડે છે, તે પ્રમાણે આ સર્વે ચૈતન્યના પ્રતિબિંબરૂપ જ છે. ચૈત્ય તથા ચૈતન્ય, તેમ સ્થૂળ અને સૂક્ષ્મ ઇત્યાદિ સર્વ ભેદ–અભેદ ચૈતન્ય વડે જ ચૈતન્યમાં જ ભાસમાન થાય છે, અને સ્વયં ચૈતન્ય તે દ્વારા પોતાનું ભાન કરાવે છે, તેથી એક ચૈતન્યની જ સેવા કરો; તેના આશ્રયથી જ સર્વ દૃશ્ય રહેલું છે; માટે હવે સર્વ ભ્રમનો જલદી ત્યાગ કરીને કેવળ ચિન્મય ચિદ્રૂપ એવા ચૈતન્યરૂપ આત્માનું જ અહર્નિશ ધ્યાન કરો.'

ઉપર મુજબ પોપટનો પાઠ ચાલતો હતો, ત્યારે એક વખત વામદેવ વગેરે બ્રહ્મનિષ્ઠ લોકોએ તે સાંભળ્યો અને તેમણે તે નગરનું એક નવું નામ રાખ્યું. તે બોલ્યા: 'અત્રેનાં પક્ષી વગેરે તિર્યંક જંતુઓ પણ બ્રહ્મવિદ્યાની જ વાતો કરે છે, તેથી આ નગર 'વિદ્યાનગર' એ નામથી જગતમાં ઓળખાશે.'

અત્યાર સુધી તે નગર તે જ નામથી પ્રસિદ્ધ છે. માટે હે પરશુરામ! સજ્જન પુરુષનો સહવાસ એ જ કલ્યાણના ઉદયનું મૂળ છે. પેલી હેમલેખાની સોબતથી દરેકને જ્ઞાન પ્રાપ્ત થયું. તેથી **મોક્ષનું મૂળ કારણ સત્સંગ જ** છે. એ તું બરાબર ધ્યાનમાં રાખ.

## પ્રકરણ ૫ મું

## જેવી સોબત તેવું ફળ

શ્રીદત્તાત્રેયના મુખેથી સત્પુરુષના સહવાસનું ફળ ઉપર મુજબનું સાંભળીને પરશુરામને ઘણો આનંદ થયો અને પછી વિશેષ પૂછવાની ઇચ્છાથી તે બોલ્યા કે, 'ભગવન્! સર્વ કલ્યાણનું સાધન સત્સંગતિ છે, એવું જે આપે કહ્યું, તે બિલકુલ સત્ય છે; કારણ કે તેનો આપે મને પ્રત્યક્ષ અનુભવ કરાવ્યો છે. જે જેવી સોબત કરે છે, તેવું જ તેને ફળ મળે છે. હેમલેખા એક સ્ત્રી

હોવા છતાં તેની સંગતિથી હેમચૂડ ઇત્યાદિ સર્વેને ઘણું મોટું ફળ મળ્યું ! મહારાજ ! એ જ વ્યાખ્યાન વિસ્તારપૂર્વક સાંભળવાની મને ઇચ્છા છે, તો હેમલેખાએ પોતાના પતિને કેવી રીતે બોધ કર્યો, તે કૃપા કરીને મને સવિસ્તર કહી સંભળાવો.'

## વાસનાને લીધે ત્યાગ તથા વિષય પ્રત્યે દોષદૃષ્ટિ

પરશુરામે આવો પ્રશ્ન કર્યા પછી ગુરુ બોલ્યા: 'હે પરશુ-રામ ! સાંભળ. તે પરમ પાવનકારી કથા હું તને કહું છું. 'વિષયો એ કાંઈ પ્રિય વસ્તુ કહી શકાય નહિ.' એવા આશયનું પત્નીનું ભાષણ સાંભળીને રાજપુત્રને વિષયોની નીરસતા સમજાઈ અને પછી તે સર્વ વિષયભોગોની બાબતમાં ઉદાસ થયો. તે રોજ ઉદાસીનની જેમ રહેવા લાગ્યો. કારણ કે વિષયવાસનાના સંસ્કારો ઘણા દિવસોથી દૃઢ થયેલા હોવાથી તેનાથી તેનો ત્યાગ પણ થઈ શકતો નહોતો અને સહેજમાં ઉપભોગ પણ કરી શકાતો નહોતો. સ્ત્રીએ તેને એક વખત યોગ્ય જવાબ આપેલો હોવાથી તેને ફરીથી પૂછવાની પણ તેની હિંમત ચાલતી નહોતી. આ રીતે તેના કેટલાક દિવસો ચિંતામાં ગયા. તેને વિષયોનું સ્મરણ થતાં જ હેમલેખાનાં વચનો યાદ આવતાં હતાં છતાં વાસનાને વશ થઇને તે વાસાનાનું સેવન કરતો હતો અને પછીથી પોતાથી તે થઈ ગયેલી ભૂલને લીધે પોતાને ધિક્કારતો હતો. સંસ્કારની પ્રબળતાથી વિષય તરફ તેનું મન ખેંચાતું હતું; છતાં વિષયોને જોતાં જ હેમલેખાએ બતાવેલા દોષો તેના મનમાં ખડા થઈ જતા અને તેનું અંતઃકરણ દુઃખી થતું. તે વખતોવખત ઉદાસ રહેતો. આ પ્રમાણે તેનું ચિત્ત અસ્વસ્થ રહેવા લાગ્યું. ખાવું, પીવું, વસ્ત્ર, અલંકાર, સુંદર સ્ત્રીઓ અથવા નાના પ્રકારનાં વાહનો, તેવી જ રીતે સરખી ઉમરના મિત્રો વગેરે કોઇનાથી તેને સુખ થતું જણાતું નહોતું. ઘરભંગ થવાથી જેવો ખેદ થાય, તેવો ખેદ તેને હંમેશ થવા લાગ્યો. કારણ

કે વાસનાઓનું જોર પ્રબળ હોવાથી તેનો ત્યાગ થઈ શકતો નહિ ત્યારે બીજી બાજુ એ વાસનાઓમાં દોષ છે, એવું જ્ઞાન મળવાથી તેનો ઉપભોગ પણ લઈ શકાય નહિ એવી તેના મનની સ્થિતિ થઈ ગઈ.

આ પ્રમાણે ચિંતાથી રાજપુત્રનું મુખ સુકાઇ ગયેલું જોઇને એક વખત એકાંતમાં હેમલેખાએ તેને કહ્યું: 'રાજન્! પહેલાંની માફક હવે તમે આનંદી કેમ જણાતા નથી? દરરોજ દુઃખી કેમ જણાઓ છો? આપની આવી અવસ્થા શાથી થઇ છે? આપને કાંઈ દુઃખ તો થતું નથી ને? વિષયસુખો ભોગવવામાં રોગ થવાની બીક રહેલી હોય છે, એમ વડીલો કહે છે. વાત, પિત્ત અને કફ એ ત્રિદોષથી બનેલા આ શરીરમાં વૈષમ્ય અવસ્થામાં ઉત્પન્ન થતા રોગો ઘણું કરીને આખા શરીરમાં વ્યાપી રહેલા હોય છે. અવ્યક્ત દશામાં આ દોષોનું વિષમપણું નાશ કરી શકાતું નથી. અનેક કારણોથી આ દોષો વિષમ થાય છે. અન્નથી, વસ્ત્રથી, બોલવાથી, કાંઇ જોવાથી, કોઈ પદાર્થના સ્પર્શથી, કાળના વિશેષપણાથી, સ્થળના વિશેષપણાથી અને કોઇ પણ જાતના વિશેષ પરિશ્રમો કરવા વગેરેથી શરીરમાં દોષોનું વૈષમ્ય ઉત્પન્ન થાય છે. નિષ્કાળજીને લીધે આરંભમાં અવ્યક્ત પ્રકારના થતા આ દોષો તે સમયે બિલકુલ જાણવામાં આવતા નથી. આમ હોવાથી બહારનાં લક્ષણો વડે તેની ચિકિત્સા કરવી પડે છે. દોષોનું વિષમપણું ન હોય, તો ચિકિત્સા કરવાનું કારણ હોતું નથી.'

## ઉપદેશનું પરિણામ

આ સાંભળી રાજપુત્રે હેમલેખાને કહ્યું: 'હું મારા દુઃખનું કારણ કહું છું, તે તું સાંભળ. તારા ઉપદેશથી જ આ પરિણામ આવેલું છે. પ્રથમ જે બાબતો મને સુખકારક જણાતી, તે તમામ હવે પ્રિય જણાતી નથી. હાલમાં મને કંઈ પણ સુખદાયક હોય એવું લાગતું નથી. તેમ છતાં જેમ ફાંસીએ ચડનાર મનુષ્યને અનેક

પદાર્થો સેવન કરવા આપવામાં આવે, તો પણ તે તેને સુખ આપતા નથી; તેવી જ રીતે મને એ ભોગ્ય વસ્તુઓથી સુખ થતું નથી. હું જે વિષયોનો ઉપભોગ કરું છું, તે જેમ વેઠિયાને કામે વળગાડવામાં આવે છે, તેવી રીતે વાસનાને વશ થઇને કરું છું; આનંદથી કરતો નથી. હવે મારે શું કરવું જોઇએ કે જેથી હું સુખી થાઉં? આ વિષે હું તને પૂછું છું, તો તે તું મને કહે.'

## 'મોક્ષનો સંભવ ન હોય તેઓ રતિમાત્ર બદલાતા નથી'

આ પ્રમાણે રાજપુત્રે પ્રશ્ન પૂછ્યો એટલે હેમલેખા પોતાના મનમાં જ બોલી કે, 'ખરેખર મારું ભાષણ સાંભળી રાજપુત્રને વૈરાગ્ય ઉત્પન્ન થયો છે અને જ્યારે તેમની આવી અવસ્થા થઇ છે, ત્યારે મોક્ષપ્રાપ્તિનું બીજ તેમનામાં છે એ વાત ચોક્કસ છે. કારણ કે જેઓ મુમુક્ષુ નથી અર્થાત્ જેઓમાં મોક્ષપ્રાપ્તિનું બીજ હોતું નથી, તેઓ આવા ઉપદેશથી એક રતિ જેટલા પણ બદલાતા નથી. ઘણા દિવસ સુધી પરમેશ્વરની આરાધના કરીને જેણે સ્વાત્મ-દેવને પ્રસન્ન કર્યા હોય, તેમને જ આવી અવસ્થા પ્રાપ્ત થાય છે.' એમ વિચારીને તે બુદ્ધિશાળી અને જ્ઞાની સ્ત્રી પોતાના પતિને બોધ કરવા માટે તત્પર થઇ. પરંતુ પોતાની વિદ્વત્તા નહિ બતાવતાં જુદી જ રીતે તેણે રાજપુત્રને કહેવા માંડ્યું.

## 'ચમત્કારિક વાર્તા–મારી સખી'

મારી પહેલાંની એક વાત છે, તે આપ સાંભળો. પહેલાં મારી[1] માતાએ[2] એક વખત મને રમવા[3] માટે એક સખી[4]

---

(૧) અહીં 'મારી' નો અર્થ સાક્ષી ક્રમાંક ૩. (૨) 'માતા' એટલે તત્ ક્રમાંક ૧. (૩) 'રમવા' એટલે જીવ ક્રમાંક ૫, બુદ્ધિની સોબતથી સુખદુ:ખનો અનુભવ લેતો રહીને જે લીલાઓ કરે છે તે. (૪) 'સખી' એટલે બુદ્ધિ શૂન્ય, નાઙ ક્રમાંક ૪.

આપી. તે સ્વભાવથી અત્યંત શુદ્ધ હતી. પરંતુ આગળ જતાં તે સખી કોઈ અસત્ય[1] સ્વભાવવાળી સ્ત્રીની સોબતમાં પડી. આ સ્ત્રી તદ્દન નવી અને આશ્ચર્યકારક સૃષ્ટિ કરી બતાવે તેવી શક્તિશાળી હતી. તેણે મારી માતાની જાણમાં ન આવે એવી રીતે મારી સખીની સાથે સ્નેહ કર્યો. એ સ્ત્રીનો બધો વ્યવહાર અસત્યથી ભરેલો હતો, છતાં મારી સખીની સાથે તેનો સ્નેહ અગાધ હતો અને મારી સખી મને પ્રાણથી પણ વધુ પ્રિય હતી; તેથી હું પણ તેના જ વિચાર પ્રમાણે ચાલવા લાગી. હું મારી સખીને છોડીને એક ક્ષણ પણ વિખૂટી રહેતી ન હોતી;[2] તે સખીએ પોતાના શુદ્ધ સ્વભાવથી[3] મને તદ્દન વશ કરી નાખી હતી, અને હમેશાં તેની સોબતમાં રહેવાથી મારો સ્વભાવ પણ તેની સાથે તદ્દન મળતો થયો. કેટલોક સમય વીત્યા પછી એક વખત આ મારી સખીને તે વિચિત્ર અને દુષ્ટ સ્વભાવની નાટકી સ્ત્રીએ ખોટી લાલચ બતાવીને પોતાના છોકરાના[4] કબજે આપી. તેનો તે છોકરો અત્યંત મૂઢ હતો. તેની આંખો દારૂ પીવાથી હંમેશાં લાલ રહેતી. તે મારી સમક્ષ મારી સખીને ભોગવતો હતો. આ હંમેશના ત્રાસથી તેનું આખું શરીર પીડા પામવા લાગ્યું. છતાં પણ તે મારી સખીએ મારો ત્યાગ કર્યો નહિ. તેથી લોકો તો એમ જ સમજતા કે મને પણ તેનો સ્પર્શ થયો છે.

## સખીનો છોકરો

આ મુજબ કેટલોક સમય વીત્યા પછી તે મારી સખીને તેનાથી એક અતિ ચંચળ પુત્ર[5] ઉત્પન્ન થયો. તેનું રૂપ બરાબર

(૧) અસત્ય સ્વભાવ અવિદ્યા. (૨) જીવચિત્તિ બુદ્ધિની સોબતથી અવિદ્યાને વશ થઇ. (૩) શુદ્ધ ચૈતન્યનું બુદ્ધિમાં પડેલું પ્રતિબિંબ એટલે જીવ, એટલે તે બુદ્ધિને છોડી કેવી રીતે જુદો રહે ? (૪) 'છોકરો' એટલે મોહ. (૫) બુદ્ધિ મોહને વશ થઇને તેનાથી મન ઉત્પન્ન થયું.

તેના બાપના જેવું જ હતું. જ્યારે તે તરુણ થયો ત્યારે તો તે અતિશય ચપળ બન્યો. તેના બાપની પાસેથી તેને પણ મૂઢપણું પ્રાપ્ત થયેલું હતું, અને દાદીમા[1] પાસેથી તેણે પોતે જ અનેક ચમત્કારવાળા પ્રકારો કરી બતાવવાનું સામર્થ્ય પ્રાપ્ત કરેલું હતું. બાદ આ અસ્થિર નામના છોકરાને તેના મૂઢ નામના પિતાએ અને શૂન્ય નામની તેની દાદીમાએ[2] બધું ભણાવીને સર્વ વાતે પ્રવીણ કર્યો. ત્યારે તેણે અત્યંત વેગવાળી અને રોકી શકાય નહિ એવી ગતિ સંપાદન કરી લીધી.[3] સારાંશ એ કે, મારી તે સખી જન્મથી શુદ્ધ સ્વભાવની અને સતી હોવા છતાં, પેલી અસત્ય સ્વભાવવાળી સ્ત્રીની સોબત વડે અત્યંત મલિન અવસ્થાને પ્રાપ્ત થઇ.[4] અને હમેશા તેની સંગતિને લીધે મારી તે સખીનો પોતાના પતિ અને પુત્ર ઉપર ઘણો જ પ્રેમ બંધાયો, અને ધીરે ધીરે મારા ઉપરનો પ્રેમ ઓછો થતો ગયો.[5] છતાં હું સ્વભાવે અતિશુદ્ધ અને સરળ હોવાને લીધે તાત્કાળિક તેની સોબત છોડવાને તૈયાર થઇ નહિ; અને હંમેશાં તેની સાથે જ રહીને તેની મરજી પ્રમાણે જ વર્તી. થોડા વખત પછી તે મારી સખીનો પ્રિય પણ મૂઢ પતિ, તેને ભોગવતાં ભોગવતાં એક વખત મને જ ખેંચી મારા ઉપર બળાત્કાર કરવા તૈયાર થયો! પણ હું સ્વભાવથી જ અત્યંત શુદ્ધ હોવાને લીધે તેને જરા પણ વશ થઇ નહિ. આમ છતાં લોકોમાં તો મારી એવી અપકીર્તિ થઇ કે, તે મને જ પૂર્ણ રીતે ભોગવે છે.

---

(૧) અવિદ્યા (કારણ) આ મુજબ જગત ઉત્પન્ન કરે છે, મનનું મનોરાજ્ય અને સ્વપ્નનું આવવું એ પ્રકાર પણ આના જેવો જ છે. (૨) એ અસત્ સ્વભાવી સ્ત્રી એટલે અવિદ્યાને સત્તા નહિ હોવાને લીધે શૂન્ય કહેવામાં આવી છે. (૩) મન બધામાં અત્યંત ચંચળ છે જ. (૪) શુદ્ધ બુદ્ધિ અવિદ્યાને લઇને પૂર્ણ મૂઢ થઇ એવો અર્થ લેવાનો છે. (૫) એટલે બુદ્ધિને ચૈતન્યનું વિસ્મરણ થયું અને મન તથા મોહ સિવાય બીજું કાંઇ પણ સૂઝતું નહોતું.

## અસ્થિરનાં લગ્ન

હે રાજકુમાર! પછી તે મારી સખી પોતાના છોકરાને મારી પાસે રાખીને પોતે પોતાના પ્રિય પતિની સોબતમાં તદ્દન રમમાણ થઇ ગઇ. ત્યાર પછી તે અસ્થિર નામનો છોકરો મારી પાસે જ સારી રીતે મોટો થયો. ઉંમરલાયક થતાં જ તેની દાદીની સલાહ મુજબ તે એક સ્ત્રીની સાથે પરણ્યો. તે સ્ત્રીનું નામ ચપલા [૧] હતું. તે ઘડીએ ઘડીએ પોતાના પતિને ગમે તે પ્રકારે મદદરૂપ થાય એવાં ભિન્ન ભિન્ન અને અત્યંત મનોહર રૂપો ધારણ કરતી હતી. અસ્થિર પોતે પણ એક ક્ષણમાં કરોડો યોજન દૂર ચાલ્યો જતો, અને તેટલા જ વેગથી તે પાછો આવતો. તેને વિશ્રાંતિ કદી પણ મળતી નહિ. અસ્થિર જે જે વખતે જ્યાં જ્યાં જવાનું મનમાં લાવતો તે તે વખતે ગમે તેવું રૂપ ધારણ કરીને આ ચપલા પણ ત્યાં જતી અને પોતાના પતિને ખુશ જ રાખતી હતી.

## એકદમ પાંચ પુત્રો!

આ પ્રમાણે તે ચપલા પોતાના અસ્થિર પતિ સાથે વર્તતી હતી, તે દરમ્યાન તેને એકી સાથે પાંચ પુત્રો [૨] થયા. તેઓ પણ માતપિતાનું કહ્યું કરનારા [૩] હતા. તે પાંચે પુત્રોને મારી સખીએ મને સોંપ્યા. સખી ઉપરના મારા અત્યંત પ્રેમ વડે મેં તેમને સારી રીતે ઉછેર્યા. પછી આ ચપલાના પાંચ પુત્રોએ પોતાના નિવાસને માટે જુદાં જુદાં, ચમત્કાર ભરેલાં અને વિશાળ એવાં મંદિરો (ઘરો) તૈયાર કર્યાં. [૪] પછી તેમણે પોતાની માતા ચપલાની

---

(૧) 'ચપલા' એટલે મનને કલ્પના સહાયક થઇ એવો અર્થ જાણવો. (૨) પાંચ પુત્રો એટલે પાંચ જ્ઞાનેંદ્રિયોની આ પાંચ સૂક્ષ્મ તન્માત્રાઓ સમજવી. (૩) આ જ્ઞાનેન્દ્રિયો વડે કલ્પનાઓ વધી મન પુષ્ટ બને છે. (૪) પાંચ ઇંદ્રિયોએ શરીરમાંની પાંચ જ્ઞાનેંદ્રિયો ઉપર પોતાનું રહેઠાણ કર્યું.

હિંમતથી ખૂબ પુષ્ટિ મેળવીને પોતાના બાપને (અસ્થિરને) પણ કબજે કરી લીધો.[1] અને તે પુત્રો તેને (બાપને) ક્ષણે ક્ષણે પોતાની જગાએ લઈ જવા મંડ્યા.

## મોટો છોકરો

એક દિવસ અસ્થિર પોતાના મોટા છોકરા (શ્રવણેન્દ્રિય)ને ઘેર ગયો હતો. તે વખતે તેણે અનેક મધુર સ્વરો સાંભળ્યા. સુંદર ગાયન અને વાદન સાંભળ્યું. વેદમાંના મંત્રો અને ઋચાઓ પણ સાંભળી. બીજા કેટલાંક શાસ્ત્રો, ઇતિહાસ, અલંકારના રણકાર, ભ્રમરોનો ગુંજારવ, કોયલનું પંચમમાં ગાયેલું ગાયન વગેરે ઘણા મનોહર અવાજો પોતાના પુત્રના કહેવાથી તેણે સાંભળ્યા. તેથી તે ઘણો જ ખુશ થઇને પોતાના છોકરાના કહેવા મુજબ વર્તવા લાગ્યો. બાપને પોતાના કબજે આવેલો જાણીને છોકરાએ બીજો જ પ્રકાર શરૂ કર્યો. બિલકુલ અપ્રિય તથા કાનને કડવા લાગે તેવા અનેક ભયંકર શબ્દો તેને સંભળાવ્યા. સિંહની ગર્જનાઓ, મેઘના ગડગડાટ, વીજળીના કડાકા, ઇત્યાદિ પ્રકારના બ્રહ્માંડ તૂટી પડે અને ગર્ભવતીના ગર્ભ ગળી પડે એવા ભયંકર અને અસહ્ય અવાજો સાંભળવાનો સમય લાવી મૂક્યો. આ તમામ પ્રકારો જોઇને અસ્થિર તો અત્યંત આશ્ચર્યચકિત થયો અને ભયભીત બન્યો ! તેથી તે બીજી બાજુ તરફ વળ્યો. ત્યાં તો (તે તરફ) કોઈ રડે છે, કોઈ વિલાપ કરે છે, તો કોઈ દુઃખના પોકારો કરે છે. આવો વિચિત્ર પ્રકાર તેની નજરે પડ્યો.

## બીજા છોકરાને ત્યાં

પછી એક વખત પોતાનો (સ્પર્શેન્દ્રિય) બીજો છોકરો તેને પોતાને ઘેર લઈ ગયો. ત્યાં તેને નરમ અને આહ્લાદદાયક સ્પર્શ

---

(૧) મનને ઇંદ્રિયોએ પોતાને વશ કરી લીધું એવો અર્થ થાય છે.

તેમજ નરમ આસનો મળ્યાં. વળી નરમ નરમ બિછાંનાઓ, અને વસ્ત્રો તથા કેટલાક અત્યંત કઠણ, કેટલાએક અતિશીતલ, તો કેટલાંક ગરમ એવાં અનેક પ્રકારનાં બિછાનાં અને વસ્ત્રોનો અનુભવ મળ્યો. આ સુખકારક વસ્તુઓનું સેવન કરતાં તેને અતિશય આનંદ થતો. પરંતુ તેવાં સાધનો નહિ મળતાં અતિશય દુઃખ થતું હતું.

## ત્રીજો અને ચોથો પુત્ર

પછી તે ત્રીજા પુત્ર (દર્શનેન્દ્રિય–નેત્ર)ને ઘેર ગયો. ત્યાં તેણે અનેક પ્રકારના આકાર અને વર્ણો જોયા. લાલ, સફેદ, પીળા, લીલા, ધુમાડા રંગના, તપખીરિયા વગેરે અનેક પ્રકારના રંગો અને સ્થૂલ, સુકાયલા, નાનામોટા, લંબ, વર્તૂળાકાર, સુંદર, ભયંકારક, બીભત્સ, તેજોમય, ઉગ્ર અને ભયાનક અંધકારો વગેરે તરેહ તરેહના અનેક આકારો તેની નજરે પડ્યા. તે આ દેખાવો જુએ છે–એટલામાં તો તેનો ચોથો છોકરો (રસનેન્દ્રિય) તેને પોતાની વિચિત્ર જગાએ લઇ ગયો. ત્યાં તેને અનેક સુગંધીદાર પુષ્પો મળ્યાં. અમૃત જેવાં મીઠાં, મધુર, ખાટાં એવાં કેટલાંક પેય મળ્યાં. તેનું તેણે યથેચ્છ રીતે સેવન કર્યું. તેમાં કેટલાક પદાર્થો તો કડવા, તીખા, ગળું બળે તેવા અતિશય તીક્ષ્ણ, ખારા, અનેક પ્રકારના મિશ્ર સ્વાદવાળા અને ચમત્કારિક પ્રકારના હતા. આટલું થાય છે એટલામાં તેનો છેલ્લો છોકરો–(ઘ્રાણેન્દ્રિય) પોતાના ચમત્કારિક ઘર તરફ તેને ખેંચીને લઇ ગયો.

## પાંચમો છોકરો

આ પાંચમા પુત્રને ત્યાં તેને સુવાસિક પુષ્પો તથા ફળ મળ્યાં. જુદી જુદી ઔષધિઓનો વાસ, કેટલીક સુગંધીવાળી તો કેટલીક–દુર્ગંધીવાળી; કેટલીકની કોમળ વાસ તો કેટલીકની ઉગ્ર વાસ (નાકમાંના વાળ બળી જાય તેવી) કેટલીક મોહ પમાડનાર, કેટલીક તેજી લાવનાર, તો કેટલીક મૂર્છા લાવે એવી; અનેક ચિત્રવિચિત્ર સુગંધીનો

તેને ત્યાં અનુભવ થયો. આ પ્રમાણે તેણે દરરોજ એક છોકરાના મંદિરેથી બીજાના અને બીજાના મંદિરેથી ત્રીજાના મંદિરે જવાનો ક્રમ જારી રાખ્યો. ત્યાં કોઈ કોઈ વખત સુખકારક લાગતા વિષયોમાં તે રમમાણ થતો અને મરજી વિરુદ્ધ લાગતા વિષયોથી તેને અત્યંત દુઃખ થતું હતું.

## વિષયોની ચોરી

એ મુજબનો તેનો રોજનો નિત્ય ક્રમ થઇ પડ્યો. તે બધા પિતા ઉપર પ્રેમ કરનારા પુત્રો, પોતાના પિતાને પોતાની સાથે લીધા સિવાય, ગમે તેવા આનંદનો વિષય હોય તોપણ તેને તેઓ જોતા કે અડકતા પણ નહિ. પરંતુ આ અસ્થિર તો છોકરાઓને ત્યાં જુદા જુદા વિષયોનું સેવન કરવા છતાં પણ તેટલાથી ધરાતો ન હતો, તેથી અનેક વિષયો છોકરાઓને ખબર ન પડે તેવી રીતે તેમની અસાવધ અવસ્થામાં પોતાને ઘેર છાનાંમાનાં લઇ આવતો અને પોતાની સ્ત્રી સાથે એકાન્તમાં તેમનું સેવન કરતો.[1]

## એકદમ સફાચટ

આ પ્રમાણે કેટલાએક દિવસો વીત્યા પછી એક વખત કારણવશાત્ તે ચપલાની બહેન ત્યાં આવી ચઢી. તેનું નામ મહાશના.[2] તે અતિશય ખાઉધરી હતી. આ અસ્થિર તેની નજરમાં આવ્યો અને તે પણ તેને પરણી. તરત જ તે અસ્થિરનો તેની ઉપર પ્રેમ બંધાયો. તે તેના ઉપર ઘણો જ આસક્ત થઇને તેના સુખને માટે અનેક પ્રકારના (અર્થાત્ આશાઓની તૃપ્તિને માટે) જુદા જુદા

---

(૧) આ જગ્યાએ સ્વપ્નો આદિ માનસિક વિષયભોગ સમજવા; કારણ કે તે વખતે ઇન્દ્રિયોનો વેપાર હોતો નથી. (૨) એટલે વિષયભોગ વધવાથી ચિત્તમાં આશાઓ ઉત્પન્ન થાય છે. આજ તે કલ્પના (ચપલા)-ની બહેન.

વિષયો સંપાદન કરવાના સતત ઉદ્યોગમાં હંમેશ રચ્યોપચ્યો રહેવા લાગ્યો. અત્યંત પરિશ્રમથી પુષ્કળ વિષયો સંપાદન કરવા છતાં પણ આ ઘણું ખાનારી કર્કશા, તે તમામને થોડા સમયમાં જ સફાચટ કરી જતી અને પાછી 'ભૂખ લાગી છે' એમ કહી પતિને વિષયો મેળવવાને માટે કામે ધકેલી દેતી હતી! તેનો પતિ અસ્થિર પણ [1]દ્રવ્ય મેળવી લાવવાને માટે હંમેશાં તત્પર રહેતો હતો. આ પ્રમાણે પોતે (અસ્થિર) અને તેના પાંચ છોકરાઓ પણ પુષ્કળ (વિષયરૂપ દ્રવ્ય) મેળવીને લાવતા, પરંતુ તે સર્વ ક્ષણમાત્રમાં જ તે સફાચટ કરી નાખતી અને આ તેની નવી પત્ની બીજી ક્ષણે તો પુનઃ ભૂખ-થી મરવા પડતી, તથા (સાપત્ન) છોકરાઓ અને પતિને દ્રવ્ય લાવવા માટે મોકલતી હતી. એ રીતે હંમેશાં થયા કરતું.

## મહાશનાના પુત્રોનું પરાક્રમ

સમય જતાં મહાશનાને બે છોકરાઓ થયા. તેમાં એકનું નામ જ્વાલામુખી અને બીજાનું નામ નિંદ્યવૃત.[2] તેઓ પોતાની માતાના ઘણા જ માનીતા હતા. તેથી ઘણી વાર એમ પણ બનતું કે, અસ્થિર જ્યારે પ્રેમના ઉમળકામાં મહાશનાને આલિંગન આપતો, ત્યારે આ જ્વાલામુખીની જ્વાલાથી તેનું આખું શરીર બળી ઊઠતું અને તે તદ્દન મૂર્છામાં આવીને પડતો. કોઈ કોઇ વખતે માનીતા પુત્ર નિંદ્યવૃતનો મેળાપ થતાં જ આખા જગતમાં છી થૂ થતી અને તેથી તે પોતે મૂવા જેવો થઇ જતો. આ પ્રમાણે અસ્થિર ચોતરફ દુઃખના દાવાનળમાં સપડાઇ પડ્યો. મારી સખીનો પણ પોતાના પુત્ર ઉપર એટલે અસ્થિર ઉપર અતિશય પ્રેમ હોવાને લીધે તેઓની (પુત્રપૌત્રોની) સંગતિથી તેને પણ અતિશય દુઃખ[3] થયું.

---

(૧) વિષયરૂપ દ્રવ્ય. (૨) એટલે કામ અને ક્રોધ એ બે જણ ક્રમથી ગણવા. (૩) મન અને બુદ્ધિનું ઐક્ય હોવાને લીધે મન સાથે બુદ્ધિ પણ દુઃખી થઇ એ ભાવના લેવાની છે.

તેના પૌત્રમાંના એકે (નિંહ્નવૃતે) તેને બાઝી પડી દરેક જગાએ તેની નિંદા કરી મૂકી, અને બીજાના (જ્વાલામુખીના) આલિંગનથી તેને ઝાળ લાગવાથી તેની મરણતોલ અવસ્થા કરી મૂકી! અને આ ધમાલમાં હું કે જે હંમેશ મારી સખીની સોબતમાં રહેતી હતી, તેનો પણ પત્તો જ જણાયો નહિ. આ પ્રમાણે સખીના દુઃખથી મેં પણ ઘણાં વર્ષો સુધી દુઃખ ભોગવ્યું. મહાશનાને પરણ્યા પછી અસ્થિર તો તદ્દન પરતંત્ર જ બની ગયો હતો.

## અસ્થિરને નગરની પ્રાપ્તિ

આ પ્રમાણે કેટલોક સમય વ્યતીત થયા બાદ એક વખત કર્મધર્મ સંયોગે અસ્થિરને એક નગર પ્રાપ્ત થયું.[1] તેને દસ દરવાજા હતા. ત્યાં તે અસ્થિર પોતાની માનીતી સ્ત્રી મહાશનાને લઇને પોતાની માતા અને ઉપર જણાવ્યા પ્રમાણે સાત છોકરાઓ સાથે રહેવા લાગ્યો. જ્યાં તે હંમેશ સુખની જ ઇચ્છા કરતો, છતાં રાત-દહાડો તેને દુઃખ જ ભોગવવું પડતું. કારણ કે બે છોકરાંઓમાંનો એક શરીરને દાહ કરતો, તો બીજો આબરૂ ખોતો! તેની સ્ત્રી મહાશના તો તેને દરેક ઘડીએ કામે જ મોકલ્યા કરતી હતી. ઉપરાંત ચપલાના પાંચ છોકરાઓને ઘેર તેનું વારંવાર (નિત્યપ્રતિ) જવું થતું જ હતું. આ બધાં કારણોને લીધે તેને અતિશય કષ્ટ થતું અને સુખ તો કદી મળતું નહિ. પોતાના છોકરાનું આ ભયંકર દુઃખ જોઇને મારી સખીને તો દુઃખથી મૂર્છા આવી. મહાશના અને તેના જ્વાલામુખી તથા નિંહ્નવૃત આ બે છોકરાનું તેમની સાસુ શૂન્યાખ્યા અને મૂઢ નામના સસરાએ[2] પણ ઘણી સારી રીતે પાલણ-પોષણ કર્યું. આ મહાશનાને પોતાની શોકય સાથે પણ ઠીક મેળ હતો અને તેણે અસ્થિરને તો વશ કરી લીધેલો હતો જ. હું

---

(૧) નગર એટલે પાંચ કર્મેન્દ્રિયો તથા જ્ઞાનેન્દ્રિયોવાળું શરીર.
(૨) અવિદ્યા અને મોહ એવો અર્થ લેવાનો.

સખીના પ્રેમ વડે ત્યાં સાથે જ રહેલી હોવા છતાં પણ તે સખીનું આ દુઃખ જોઇને તદ્દન હતાશ અને ખિન્ન થઈ ગઇ હતી.'

## હું શૂન્ય બની ગઈ

હેમલેખાએ આગળ કહ્યું: 'રાજકુમાર! સાંભળો. હું જો તેમની પાસે ન હોઉં તો ત્યાં કાંઇ પણ થઇ શકતું નહિ. મેં જ તે બધાઓનું રક્ષણ કર્યું. સખીની સોબતથી પરિણામ એ આવ્યું કે, તે શૂન્યા સખીની સંગતિથી હું પણ શૂન્ય બની ગઈ; મૂઢને લીધે મૂઢ, અસ્થિરને લીધે અસ્થિર, ચપલાને લીધે ચંચળ, જ્વાલામુખીની સોબતથી જ્વાલામય અને નિંદ્યવૃતની સોબતથી નિંદ્યવૃત થઈ ગઇ. જો હું સખીને છોડી દઉં તો તે ક્ષણવારમાં નષ્ટ થઇ જાય, એવી તેની અવસ્થા હતી. આવાઓની સોબતમાં રહેવાથી સાધારણ લોકો તો મને વ્યભિચારિણી કહેવા લાગ્યા હતા. હું નિર્મળ છું, એવું માત્ર જ્ઞાની લોકોએ જ જાણ્યું હતું. મારી માતા મહાસતી અત્યંત શુદ્ધ અને અસંગ હોઇ આકાશ કરતાં પણ મોટી અને પરમાણું કરતાં સૂક્ષ્મ એવી હતી. તે બધું જાણતી હતી છતાં પણ તેને કાંઇ જ જાણમાં આવતું નહોતું. તે બધું કરતી પણ તેને કાંઇ કરતાં આવડતું નહોતું. તે તમામનો આધાર હોવા છતાં કોઇનો આધાર થતી નહોતી. તમામ તેના આશ્રયમાં હોવા છતાં કોઇ પણ તેના આશ્રયમાં નહોતું. તે તમામ રૂપ લેતી, છતાં તેને રૂપ જ નહોતું. તે તમામની સાથે હળીમળીને રહેતી હતી, છતાં તે કોઇની સાથે સંગત કરતી નહિ. તે સર્વ જગાએ ભાસમાન થનારી હોવા છતાં કોઇને કોઇ પણ સ્થળે જણાતી નહોતી. તે ઘણી આનંદી હોવા છતાં આનંદશૂન્ય હતી. અને તેને કોઇ માબાપ નહોતાં, માત્ર મારા જેવી તેને બીજી અસંખ્ય કન્યાઓ હતી. સમુદ્ર ઉપરનાં અસંખ્ય મોજાંઓની જેમ અસંખ્ય ભગિનીઓ મને હતી. હે રાજન! તે બધાંનું વર્તન મારા જેવું જ હતું. હું મોટી

મંત્ર જાણનારી હોવાને લીધે આટલી બધી સખીઓના સહવાસમાં હોવા છતાં પણ જાતે મારી માતા મુજબ સ્વરૂપતઃ શુદ્ધ જ રહી. અસ્તુ.

## સર્વે ઘોર નિદ્રામાં

'તે સર્વે આ નગરમાં રહેતાં હતાં. મારી સખીનો છોકરો તે અસ્થિર જ્યારે ઘણો થાકી જતો, ત્યારે પોતાની માતાના ખોળામાં નિરાંતે સૂઈ રહેતો અને ત્યાં જ ઊંઘી જતો. તે જ્યારે સૂઇ જતો ત્યારે તેના છોકરાંઓ વગેરે તમામ સૂઈ જતાં. કોઇ પણ જાગૃત રહેતું નહિ. આ પ્રમાણે તેમની નિદ્રાના સમયે અસ્થિરનો પ્રચાર[1] નામનો એક મિત્ર તે નગરીનું રક્ષણ કરતો અને ફક્ત આગલા બે દરવાજાથી જ[2] તેનો વ્યવહાર ચાલતો હતો. અસ્થિર અને તેની માતા બન્ને જ્યારે ઊંઘી જતાં, ત્યારે તેની અસત્ભાવની વૃદ્ધ સાસુ તે તમામ ઉપર આચ્છાદાન[3] કરતી તથા તેમનું અને તેમનાં છોકરાંઓનું રક્ષણ કરતી રહેતી. આ પ્રમાણે તેઓ તમામ નિદ્રાવશ થાય તે પછી હું મારી માતા પાસે[4] જતી. અને મારી માતા મને છાતીસરસી ચાંપતી, ત્યારે હું પૂર્ણ આનંદ પ્રાપ્ત કરતી હતી. પુનઃ તેઓ સર્વે જાગૃત થયા પછી હું પાછી પ્રથમની માફક જ વર્તતી.

## અસ્થિરનો મિત્ર પ્રચાર

'અસ્થિરનો પ્રચાર નામનો મિત્ર પણ તે અસ્થિર સાથે બધાનું હંમેશાં પોષણ[5] કરતો. તે એક હોવા છતાં પાંચ[6] દસ પ્રકારનો થતો અને આખા નગરને અને નગરવાસીઓને વ્યાપીને તે બધાની

---

(૧) પ્રચાર એટલે પ્રાણવાયુ, ઊંઘમાં મન લીન થયા પછી પણ તે ચાલુ રહે છે. (૨) બે નસકોરાં (૩) ઊંઘમાં મન અને બુદ્ધિ ઉપર અવિદ્યાનું આચ્છાદાન હોય છે (૪) ઊંઘમાં અહં ક્રમાંક ૩ ની શુદ્ધ સ્વરૂપમાં જ સ્થિતિ હોય છે. (૫) પ્રાણવાયુને લીધે જ બધી ક્રિયાઓ થાય છે. (૬) વાયુ એક હોવા છતાં ઉપાધિભેદ વડે પ્રાણ, અપાનાદિ મુખ્ય દશ પ્રકારનો કહેવાય છે.

સાથે હળીમળીને ચાલતો. માળામાં પરોવેલા મણકા જેમ સૂતર ન હોય તો તમામ જુદા પડી જાય છે, તેમ આ સર્વે તે મિત્રને વળગીને જો રહે નહિ તો તમામનો નાશ થાય. આ પ્રચાર નામનો તેનો મિત્ર જ મારી બધી રીતે ગતિ કરતો અને મેં જ તેને તે નગરના રક્ષણનું કાર્ય સોંપ્યું હતું. આ પ્રચાર એક નગર જીર્ણ થાય તો તરત જ તે બધાંને બીજા નગરમાં[1] લઈ જતો. આ પ્રમાણે આ પ્રચારની સોબતથી અસ્થિર ઘણાં જુદા જુદા અને વિચિત્ર દેશનો રાજા થયો.

## અસ્થિરની યાતનાઓ

'જો કે આ અસ્થિર સતીના પેટે જન્મ્યો હતો, મહા બળવાન પ્રચારનો તેને આશ્રય મળ્યો હતો, અને પ્રત્યક્ષ મેં જ તેને ઉછેર્યો હતો; આમ હોવા છતાં પણ, તેના નસીબમાં તો દુઃખ જ લખેલું હતું! કારણ ખુલ્લું જ છે કે, તેને ચપલા, મહાશના જેવી સ્ત્રીઓનો નિત્ય સમાગમ; જ્વાલામુખી, નિંદાવૃત એવા છોકરાંઓનો સહવાસ અને બીજા પાંચ છોકરાઓ પણ હંમેશાં પોતપોતાના વાસ્તવ્ય તરફ ખેંચતાણ કરતા, તેથી તેને મહાન કલેશ થયો; સુખ લેશમાત્ર પણ મળ્યું નહિ! કોઈ કોઈ વખતે તેને પાંચ છોકરાઓ આમતેમ ફેરવ્યા કરતા. તો કવચિત તેની સ્ત્રી ચપલા તેને આમતેમ ફેરવતી, આથી તે તદ્દન ખિન્ન થઈ જતો; કોઈ કોઈ વખત મહાશનાનું પેટ ભરવાને માટે ઘણી મહેનત કરવી પડતી; કોઇ વખતે જ્વાલામુખીનો ભેટો થતાં પગથી માથા સુધી દાહ થવાથી મૂર્છા પામી બેશુદ્ધ થઇને પડતો અને આનો શું ઉપાય કરવો તેની તેને બિલકુલ સમજ પડતી નહિ. કોઈ વખત નિંદાવૃતનો ભેટો થતો તો જગતમાં નિંદા પામી પોતાને મરેલો સમજીને દુઃખી થતો. આ પ્રમાણે

---

(૧) વાસના સાથે પ્રાણ એ મનને જુદી જુદી યોનિ પ્રાપ્ત કરી આપે છે એવો ભાવ સમજવો.

દુષ્ટ સ્ત્રીઓ અને દુષ્ટ છોકરાંઓની સંગતિમાં રહેનારો અને મોહ-વશ થયેલો, દુષ્ટ કુળમાં જન્મેલો, પત્નીપુત્રથી કંટાળી ગયેલો હોવા છતાં તેમની યુક્તિ પ્રમાણે જ ચાલનારો આ અસ્થિર, અનેક નાનાંમોટાં ચમત્કારિક નગરોમાં ફરતો રહ્યો.[1] કોઇ કોઈ વખત ભયંકર અરણ્યમાં, તો કોઇ વખત ફાડી ખાનારાં પશુઓના પ્રદેશોમાં, કોઇ વખત ઘણા જ ગરમ મુલકમાં, કોઈ વખત અત્યંત ટંડા પ્રદેશમાં, કોઇ વખત અજ્ઞાનપૂર્ણ પ્રદેશોમાં, કોઇ સમયે દુર્ગંધભરેલા સ્થળે, તો કોઈ વખત અંધકારભરેલા પ્રદેશમાં, એ મુજબ તે અનેક પ્રદેશોમાં ફર્યો અને આ મૂર્ખાની સંગતિ કરી રહેલી મારી સખી સ્વભાવે[2] સતી હોવા છતાં કારણ વિના અત્યંત દુઃખી થઈ. તેની સોબતથી હું પણ ઘણી જ મોહવશ થઇને તેના આવડા મોટા કુટુંબને સંભાળતી રહી! પરંતુ ખરાબ સોબતથી કોઇને કદી પણ સુખ મળ્યાનું સાંભળ્યું છે ખરું? ઉનાળાના દિવસોમાં ઘણા જ મોટા રણમાં જવાથી કોઇની તરસ છીપી હોય એવું સાંભળ્યું છે કે?

## 'મારી નાખ્યા'

'રાજપુત્ર! આ પ્રમાણે ઘણા દિવસો વહી ગયા. પછી એક સમયે મારી સખી ખિન્ન થઇને અને એકાન્ત જોઇને મારી પાસે આવી.[3] તેણે મારી પાસેથી આ દુઃખમાંથી છૂટવાનો એક ઉપાય[4] મેળવી લીધો અને પછી એક બુદ્ધિમાન પતિને પરણી.[5] પછી તેણે તેની સહાયથી અસ્થિરને જીત્યો.[6] તેના છોકરાઓ પૈકી કેટલાકને મારી નાખ્યા[7] અને કેટલાકને બાંધીને કેદ કર્યા અને છેવટે મારી મદદથી મારી માતાનું અંતઃપુર શોધી કાઢીને મારી માતાને કકળીને ભેટી પડી.[8] ત્યારે છેવટે તે નિર્મળ સ્વભાવની

---

(૧) અનેક યોનિમાં ફર્યો. (૨) શુદ્ધ બુદ્ધિ (૩) સ્વરૂપનું ભાન થયું ત્યારે (૪) વૈરાગ્ય (૫) વિવેક પ્રાપ્ત કર્યો. (૬) મન વશ કર્યું. (૭) પંચેંદ્રિયો વશ કરી (૮) શુદ્ધ ચિત્સ્વરૂપમાં બુદ્ધિ લીન થઇ

મારી સખી અકૃત્રિમ સ્વાભાવિક આનંદમાં નિમગ્ન થઈ ગઇ. તે માટે રાજકુમાર ! આપ પણ આપણી સખીના દુર્વૃત[1] નામના છોકરાને કબજે કરી લઇને પોતાની માતાને[2] મળો અને નિત્ય એટલે કાયમનું સુખ પ્રાપ્ત કરી લો. હે રાજન ! મેં આ પોતે જાતે અનુભવેલું સુખસ્થાન આપને કહી સંભળાવ્યું છે.

## પ્રકરણ ૬ ઠું

## મેળ વગરની વાત

પોતાની પત્નીનું આ વિચિત્ર ભાષણ સાંભળી રાજપુત્ર હેમચૂડને ઘણું જ આશ્ચર્ય થયું અને તેને હસવું પણ આવ્યું. હેમલેખા જ્ઞાની સ્ત્રી છે એમ તેને જરા પણ લાગ્યું નહિ. તેણે તેને કહ્યું: ‘તેં જે વાત કહી એ અશક્ય જ છે, એમ મને લાગે છે. તારી વાત પાયા વિનાની મને જણાય છે. જો કે તું વિદ્યાધરીના પેટે જન્મી, એક ઋષિએ તને જંગલમાં ઉછેરી અને હમણાં જ તું કાંઇક ઉંમરલાયક થાય છે. તને હજુ પૂરું તારુણ્ય પણ પ્રાપ્ત થયેલું નથી, તે પહેલાં તો તું એક વૃદ્ધ ડોસીમાની પેઠે વાતો કરે છે ! ખરેખર ભૂત વળગતાં જેમ કોઇ બોલે તેમ તું બોલે છે ! એક વાત સાથે બીજી વાતનો મેળ પણ બેસતો નથી, એવી તારી વાતોને હું સત્ય માની શકું ખરો કે ? પેલી તારી સખી ક્યાં છે, અને તેણે પેલા બાંધી રાખેલા પુત્રો ક્યાં છે તે બતાવ. તેં કહેલાં નગરો કયા પ્રદેશમાં છે તેનો પણ ખુલાસો કર. એમ ન કરી શકે તો ભલે પરંતુ તે મારી સખી ક્યાં છે એટલું જ માત્ર મને કહે. કારણ કે મારી માતાએ મને કોઇ પણ સખી સોંપેલી નથી. એ વાત ખરી છે કે ખોટી, તેની ખાતરીને માટે મારી માતા અંતઃપુરમાં બિરાજેલાં છે તેમને પૂછી આવ. મારી માતા સિવાય મારા પિતાને બીજી કોઇ સ્ત્રી છે

(૧) મનને. (૨) શુદ્ધ ચિત્ત ( ચૈતન્ય ).

નહિ. તે સખી અને પેલો તેનો છોકરો કઇ જગાએ છે, તે તું કહે; જલદી કર. વિલંબ શા માટે કરે છે ? હું તો એમ માનું છું કે, તારું અત્યાર સુધીનું ભાષણ વંધ્યા સ્ત્રીના છોકરા જેવું અઘટિત છે ! નાટકમાં કોઇ વિદૂષક એમ કહે કે, એક હતો વાંઝણીનો છોકરો. તે એક દિવસ મહારથીના પડછાયા ઉપર જઇને બેઠો. તેણે છીપને રૂપું સમજી તેના અલંકારો બનાવી પોતે ધારણ કર્યાં. પછી તેણે માણસના શિંગડાનાં બનાવેલાં હથિયારો વડે ગગનરૂપ અરણ્યમાં એક લડાઇ શરૂ કરી. તેમાં તેણે ભવિષ્યકાળના રાજાને મારી નાંખી વાદળામાં દેખાતું શહેર જીતી લીધું અને હવે તે ઝાંઝવાના પાણીમાં સ્વપ્નમાંની સ્ત્રીઓ સાથે ક્રીડા કરે છે ! આ વાત પ્રમાણે હે હેમલેખા, આ તારું સઘળું ભાષણ તદ્દન ગેળ વગરનું છે !"

## અજ્ઞાનીઓને સ્વહિતની વાત પણ અપ્રિય લાગે છે

રાજપુત્રનું આવું ભાષણ સાંભળીને તે ચતુર સ્ત્રીએ ફરીથી કહ્યું કે, 'રાજન્! મેં આપને જે કહ્યું તે મેળ વગરનું કેમ હોઈ શકે ? (અર્થાત્ મેળવાળું જ છે). મારા જેવીનું કહેવું કદાપી નિરાધાર હોઈ શકે જ નહિ. તપસ્વીના કુળમાં અને સત્યનું પાલન કરનારને ત્યાં પુણ્યનો ક્ષય કરનારી મિથ્યા વાણી તો કોઢવાળા પુરુષને સૌંદર્ય હોવા જેટલી અશક્ય છે. મિથ્યા વાણી મારી પાસે ક્યાંથી અને કેવી રીતે હોઈ શકે ? જિજ્ઞાસુ પુરુષને જે મનુષ્ય ઊંધે રસ્તે દોરે છે, તેને તેના આ અસત્યના દોષને લીધે સુખ આપવાવાળા શ્રેષ્ઠ લોકની પ્રાપ્તિ કદી પણ થતી નથી. તેથી જ સજ્જન પુરુષો જિજ્ઞાસુઓને અર્થ વિનાના શબ્દો કદી પણ કહેતા જ નથી. પરંતુ અજ્ઞાનીઓને હિતેચ્છુઓએ કહેલી બાબતો પણ ખોટી લાગે છે. પણ હું તો આપની પ્રિયા છું અને આપ જિજ્ઞાસુ છો. તો પછી આપને હું મેળ વિનાની વાત કેમ કહું ? રાજન્! મારું ભાષણ અસત્ય લાગતું હોય તો આપ જરા

સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરો. વ્યવહારમાં જ્ઞાની પુરુષો એક અંશની પરીક્ષા કરીને એકંદરે સર્વ પ્રકાર જાણી જાય છે. મારો એક પહેલાંનો દાખલો તો આપની જાણમાં છે, તેને જ આપ બરાબર વિચારી જુઓ. આપને પહેલાં આ બધા વિષયો સુખકર જણાતા હતા. પરંતુ જ્યારથી મેં તે વિષયોના દોષો સંબંધના વિચારો તમારી આગળ કહેવાની શરૂઆત કરી ત્યારથી હવે તે જ વિષયો તમને સુખદાયક લાગતા નથી. જ્યારે તે જ વિષયો બીજાઓને તો સુખ ઉપજાવે છે! તો આ અનુભવ ઉપરથી મારી કહેલી વાત સંબંધી સત્યાસત્યતાનો નિર્ણય કરો.

## શ્રદ્ધા જોઈએ

'રાજન્! હું હવે જે આપને કહું છું, તે તદ્દન સરળ અને શુદ્ધ ભાવથી સાંભળો. સજ્જનના શબ્દોમાં અણવિશ્વાસ રાખવો એ મહાન શત્રુ સમાન છે. શ્રદ્ધા નામની પ્રેમાળ માતા પોતાને શરણે રહેલાં બાળકને દરેક કુતર્કોથી સુરક્ષિત રાખે છે. સજ્જન એવા આપ્તજનો ઉપર શ્રદ્ધા નહિ રાખનાર મૂર્ખને લક્ષ્મી, કીર્તિ અને સુખ છોડીને ચાલ્યાં જાય છે. શ્રદ્ધા વિનાનો પુરુષ બધી વાતે દીનહીન થાય છે. શ્રદ્ધા એ આખા જગતનો આધાર છે. શ્રદ્ધા એ જ દરેકનું જીવન છે. માતા ઉપર વિશ્વાસ ન રાખે તો બાળક કેમ જીવે? વિશ્વાસ જ ન હોય તો પુરુષને સ્ત્રીથી સુખ શું મળે? છોકરાં ઉપર વિશ્વાસ ન હોય તો પછી વૃદ્ધને પ્રેમ ક્યાંથી આવે? શ્રદ્ધા ન હોય તો ખેડૂત જમીન ખેડે જ ક્યાંથી? અનાજ ઓરવા અગર સંગ્રહ કરવા માટે શ્રદ્ધા વિના માણસ પ્રવૃત્ત થાય એ સંભવનીય નથી. બધી શ્રદ્ધાઓ જ જો નષ્ટ થાય, તો પછી જગતમાંના સર્વ વ્યવહારો નાશ પામે! આ ઉપર આપ કદાચ એમ કહેશો કે, 'જગતમાં ચાલતી બધી લોકપ્રવૃત્તિ પ્રત્યક્ષ મળનાર ફળો ઉપર છે, કેવળ શ્રદ્ધા ઉપર જ નથી.' તો તે ઉપર

એમ કહી શકાશે કે, પ્રત્યક્ષ ફળ મળશે એ ભાવના પણ ક્યાંથી હોય? કારણ કે જે ફળ મળવાનું છે તે પણ ભવિષ્યકાળમાં જ, પ્રથમથી જ તો કાંઈ તે મળતું નથી. અર્થાત્ આ મતનો આશ્રય લેવો તે પણ શ્રદ્ધાનો આશ્રય લેવા સમાન છે. જો શ્રદ્ધા ન હોય તો લોકવ્યવહાર જ અટકી જશે, એમ સિદ્ધ થાય છે. ખરેખર શ્રદ્ધા વિના શ્વાસ પણ છોડી શકાય તેમ નથી. તેથી આપ દૃઢ શ્રદ્ધા પ્રાપ્ત કરો અને આત્યંતિક સુખ મેળવો.'

## 'શ્રદ્ધા નથી એમ કહેવું એ પણ શ્રદ્ધા જ છે'

આટલું કહ્યા પછી તે બોલી કે, 'રાજપુત્ર! **ખરાબને ઠેકાણે શ્રદ્ધા રાખવી નહિ** એવું આપનું કહેવું હશે, પરંતુ આમ કહેવાની આપની જે પ્રવૃત્તિ થાય છે, તે પણ શ્રદ્ધા વડે જ થાય છે ને? નહિ તો તે શા કારણથી થાય?'

આમ હેમલેખાનો પ્રશ્ન સાંભળી હેમચૂડ બોલ્યાઃ 'બધામાં જ વિશ્વાસ રાખવો એવું જો તારું કહેવું હોય, તો મને એક શંકા થાય છે કે, શ્રદ્ધા સજ્જનો ઉપર જ રાખવી, જેથી કરીને કલ્યાણ થાય છે. હિતેચ્છુ પુરુષોએ અન્યથા શ્રદ્ધા રાખવી નહિ. નહિ તો માછલાં, જેમ બહારથી સીધો દેખાતો પણ અંદરથી વાંકો વાળેલો અને લોટ લગાડેલો તીક્ષ્ણ કાંટો હોય છે, તે ઉપર વિશ્વાસ રાખીને નાશ પામે છે, તેવી રીતે જ નાશ થવાનો વખત આવે! તેથી જ સજ્જનો ઉપર વિશ્વાસ રાખવો, દુર્જનો ઉપર નહિ. દુર્જનો ઉપર વિશ્વાસ રાખવાથી નાશ થયેલો છે અને સજ્જનો ઉપર વિશ્વાસ રાખવાથી જેમનું કલ્યાણ થયું છે, એવાઓનો દાખલો આ વાતની પુષ્ટિને માટે આપવો બસ છે. સારાંશ કે, અનુભવ લઇને પછી શ્રદ્ધા રાખવી. તે સિવાય શ્રદ્ધા રાખવી વાજબી નથી, એ સ્પષ્ટ થાય છે એમ હોવા છતાં તારું ઉપરનું વિધાન સંભવે જ કેમ?'

આ મુજબ હેમચૂડે પૂછવાથી હેમલેખા ફરીથી કહે છેઃ સાંભળો, ઉપરનું વિધાન કેવી રીતે સંભવે છે તે હું કહું છું. આ સારો અને આ નઠારો એ નિશ્ચય આપ નક્કી કરો છો, તે કયા આધારથી ? 'કોઇ પ્રમાણુથી તે લક્ષણો જાણી શકાય છે' એવું જો આપનું કહેવું હોય, તો જેમને શ્રદ્ધા જ નથી તેમને કયું પ્રમાણ ઉપયોગમાં આવશે ? તાત્પર્ય, જેમને શ્રદ્ધા જ નથી તેમને પ્રમાણ ઉપર પણ શ્રદ્ધા કયાંથી સંભવી શકે ? એ પ્રથમ કહો વારુ ? બીજા કોઇ પણ પ્રમાણો તેને બિલકુલ ખરાં નહિ લાગે. સારાંશ, તમામ લોકવ્યવહાર શ્રદ્ધાના આધાર વડે જ ચાલે છે. એ જ વાત સિદ્ધ થાય છે. એ જ હું આપને સહેલાઇથી સમજાય એવી રીતે કહું છું, આપ ધ્યાનપૂર્વક સાંભળો, 'શ્રદ્ધા ત્યજી, સંભવે નહિ તેવા અર્થ વગરના કુતર્કો કરનાર, અથવા તો તર્ક બિલકુલ જ કરવામાં નહિ આવે, તો બન્ને તરફથી તેવા પુરુષને આ લોકમાં અગર પરલોકમાં બન્ને બાજુએથી ફાયદો થવો અશક્ય જ છે' તેમાં કદાચ કાળે કરીને બીજાને એટલે તર્ક બિલકુલ ન કરનારને તો કાંઇ શ્રેય ( ફાયદો ) મળે, પરંતુ સંભવે નહિ તેવા અર્થ વિનાના તર્ક લડાવનાર પહેલાને એટલે કુતર્કીને તો કાંઇ જ લાભ થવાનો નહિ. તેને માટે એક ઉદાહરણ કહું છું તે સાંભળો.

## પ્રમાણથી સિદ્ધ થાય તે જ સત્ય ?

પૂર્વે સહ્યાદ્રિ તરફ ગોદાવરી નદીને તીરે કૌશિક ઋષિ રહેતા હતા. તે ઘણા જ શાંત સ્વભાવના અને સદ્બુદ્ધિવાળા હતા. આ દ્રશ્ય જગતનો મર્મ તે સારી રીતે જાણતા હતા. તેમની સાથે તેમના ઘણા શિષ્યો હતા. તે શિષ્યો એક વખત ગુરુની ગેરહાજરીમાં જગતના સ્વરૂપનો નિર્ણય કરવાને માટે ભેગા મળ્યા અને દરેક જણ પોતાની બુદ્ધિ મુજબ પોતપોતાના મતોનું પ્રતિપાદન કરવા લાગ્યા. તે વખતે ત્યાં શુંગ નામનો એક ઘણો જ ડાહ્યો

વિદ્યાર્થી હતો, તે આગળ આવ્યો અને તેણે કેવળ પોતાની બુદ્ધિના જોર વડે દરેકના મતોનું ખંડન કર્યું. તેને શાસ્ત્ર ઉપર બિલકુલ શ્રદ્ધા જ નહોતી, તેથી તે બુદ્ધિશાળી હોવા છતાં તેની બુદ્ધિનો લોપ જ થઇ ગયા જેવું હતું. પરંતુ વાદવિવાદ કરવામાં તો તે પંડિત હતો. 'પ્રમાણથી જે સિદ્ધ થાય તે જ સત્ય' એવું દરેકનું તે વખતે કહેવું હતું. પણ આ તો ફક્ત તર્કવાદી–સંભવે નહિ તેવા તર્કો કરનાર–તેથી તેણે તે વખતે તમામને બોલતા જ બંધ કર્યા. તેણે કહ્યું: 'ભાઇઓ મારું કહેવું સાંભળો.' 'પ્રમાણથી સિદ્ધ થાય તે જ સત્ય' એવું તમારું જે કહેવું છે, એ સિદ્ધ જ થતું નથી; કારણ જે પ્રમાણ વડે જ સિદ્ધ કરવાનું છે, તે પ્રમાણ જ જો દોષવાળું હોય તો તે અસત્ય જ નીવડવાનું, તેથી પહેલાં તો પ્રમાણ શુદ્ધ હોવાનો નિશ્ચય થવો જોઇએ. એવો નિશ્ચય થવા માટે બીજાં પ્રમાણો જોઇએ. ત્યાર બાદ વળી એ જ પ્રશ્ન ઊભો થશે કે, તે બીજા પ્રમાણો પણ શુદ્ધ છે કે નહિ? એટલે આવી રીતે વિચાર કરતાં કરતાં ક્યાં જઇ બેસશો? તેથી આમાં આવી અનવસ્થા ઊભી થાય છે, તેથી કાંઇ જ સિદ્ધ કરી શકાય તેમ નથી. સારાંશ, પ્રમાતા, પ્રમેય અને પ્રમાણ એ જ સિદ્ધ થતાં નથી, તેટલા માટે આ જે આભાસ દેખાય છે એ શૂન્ય ઉપર જ રચેલો છે અને તે શૂન્ય તે શૂન્ય જ છે. કારણ તે પ્રમાણનો વિષય થનારું નથી, તેથી તે શૂન્ય જ છે, બીજું કાંઇ પણ નથી, એવો એનો નિર્ણય થાય છે.' એવું શુંગનું ભાષણ સાંભળ્યા બાદ તેમાં જે ટૂંકી બુદ્ધિના હતા, તેમણે તો આ આભાસાત્મક તત્ત્વની બાજુ લીધી અને તેઓ શૂન્યવાદી બન્યા. દરેકને શૂન્ય જ માનનારાઓ સ્વસ્વરૂપાનંદનો નાશ કરી બેઠા, એટલે કે પોતાના જ વિનાશનું કારણ બન્યા! પરંતુ તેમાં જે બુદ્ધિશાળી હતા તેમણે તે શુંગનો મત કૌશિક ઋષિને કહી સંભળાવ્યો. ત્યારે કૌશિકે તે સાંભળી પછી તેમનું બરાબર રીતે સમાધાન કર્યું. માટે રાજપુત્ર! સંભવે નહિ તેવા કુતર્કો કરવાનું તદ્દન છોડી

દઇને શાસ્ત્રના આધાર વડે જ તર્ક કરવા અને પોતાનું કલ્યાણ સાધવું એ જ યોગ્ય છે.'

## શ્રદ્ધા ક્યાં રાખવી અને ક્યાં નહિ રાખવી?

આ પ્રમાણે સ્ત્રીએ ઘણી જ ધીરજથી જવાબ વાળ્યો, ત્યારે હેમચૂડ ઘણો વિસ્મય પામ્યો. બાદ તેણે તે વિશાળ બુદ્ધિની સ્ત્રીને કહ્યું: 'અહાહા! તું આટલી બધી અગાધ જ્ઞાનવાળી હોઇશ એવો પહેલાં મને ખ્યાલ પણ નહોતો! તને ધન્યવાદ ઘટે છે! અને તારી સંગતિ મળી તેથી હું મને પોતાને પણ ધન્ય (ભાગ્યશાળી) માનું છું! શ્રદ્ધાથી જ સર્વનું કલ્યાણ થાય છે એમ તેં કહ્યું, તે મને માન્ય છે. પણ હવે તે કેવી રીતે બને તે મને કહે. ક્યાં શ્રદ્ધા રાખવી અને કઈ જગાએ ન રાખવી? શાસ્ત્રો તો અનંત છે અને તે દરેકનો અર્થ એકબીજાથી વિરુદ્ધ છે. તે ઉપરાંત આચાર્યોના તે ઉપરના મત પણ જુદા જુદા અને તેની વ્યાખ્યા-કરનારાઓના મતો પણ ભિન્ન ભિન્ન! અને મારી પોતાની બુદ્ધિ તરફ જોઉં છું તો તે તદ્દન અસ્થિર છે, તેથી તેમાંથી લેવા જેવું શું? અને નહિ લેવા જેવું શું? જેને જે ગમ્યું તે સત્ય અને બીજું બધું અનિશ્ચિત તથા હાનિકારક છે, એમ જ જે તે નક્કી કરે છે. આવું હોવાને લીધે કોઇ અંત સુધી પહોંચતું નથી. જેઓ શૂન્ય તત્ત્વ છે એમ પ્રતિપાદન કરે છે, તેઓ અશૂન્યવાદીઓને દોષ દે છે અને એવા લોકોને પણ શાસ્ત્રોનો આધાર મળે છે, તેથી તે અશ્રદ્ધા-વાન છે એમ કેમ કહેવાય? આ બાબતનો તેં વિચાર કર્યો ન હોય એમ તો નહિ જ હોય, તેથી આ બધું મને બરાબર સમજાવીને કહે.'

---

# પ્રકરણ ૭ મું

## સર્વ દુ:ખોનું મૂળ

રાજપુત્રે હેમલેખાને આ પ્રમાણે પૂછ્યું, એટલે આખા જગ-

તના સ્વરૂપને બરાબર જાણનારી તે બોલીઃ 'હે નાથ! આપ ચિત્તને સ્થિર રાખીને હું કહું છું, તે આદરપૂર્વક સાંભળો. મન એ તો હંમેશાં માંકડા જેવું ચંચળ છે. સર્વસાધારણ મનુષ્યો એનાથી મોટા અનર્થને પામે છે. ચંચળ મન જ તમામ દુઃખોનું મૂળ છે, એ સ્પષ્ટ જણાય છે. કારણ સુષુપ્તિ અવસ્થામાં મન ચલનરહિત બનતાં સુખ પ્રાપ્ત થાય છે. માટે હું આપને કહું છું તે આપ મનને સ્થિર કરીને સાંભળો. આસ્થા રાખ્યા વિના જે સાંભળ્યું હશે, તે ન સાંભળ્યા જેવું થશે અને ચિત્રમાં આંકેલા ઝાડની જેમ તે શ્રવણ પણ ફળરહિત બને છે. શાસ્ત્રના આધાર વિનાના તર્ક કરવાના હાનિકારક માર્ગને છોડી દઇ, સારાસાર વિચારનો આશ્રય લેવાથી લોકોને તેનું ફળ તત્કાળ મળે છે. તેથી સયુક્તિવાળા વિચારનો આશ્રય લઇને એકનિષ્ઠા વડે સાધન કરવું જોઈએ; એટલે સુવિચારથી પ્રાપ્ત થયેલી શ્રદ્ધા જ પુરુષને ફળ મેળવી આપે છે. તેથી શાસ્ત્રોના આધાર વિનાના તર્કો કરવાનું છોડી દઇને આપ વિચાર કરો. આખા જગતની પ્રવૃત્તિ શ્રદ્ધાથી જ સફળ બને છે. સુવિચારથી જ ખેડૂતો વખત વિચારીને ખેતર ખેડે છે. (વાવે છે.) નકામો વાદ-વિતંડાવાદ છોડી દઇને સરળ વિચાર વડે અને શ્રદ્ધાથી જ સોનું, રૂપું, રત્નો, ઔષધો ઇત્યાદિનાં સ્વરૂપોનો નિશ્ચય કરી શકાય છે. સારાંશ એ છે કે, સરળ વિચાર અને શ્રદ્ધા વડે જ પોતાના હિતનો નિશ્ચય કરીને મુમુક્ષુએ સાધન માટે ખૂબ પ્રયત્ન કરવો જોઇએ. પ્રથમ કહી ગયા તેમ શુંગ મુનિની જેમ કેવળ ખોટા તર્ક કરીને પુરુષાર્થ છોડી દેવો જોઇએ નહિ.

## ફળ ના મળે તો?

શ્રદ્ધાથી પ્રયત્ન કરનારો કદાપિ નિષ્ફળ નીવડતો નથી, ખંતથી પ્રયત્ન કર્યા પછી ફળ કેમ પ્રાપ્ત ન થાય? પુરુષાર્થ વડે જ ખેડૂત ધાન્ય મેળવે છે, વેપારીઓને ધન મળે છે અને રાજાઓને

રાજવૈભવ મળે છે. સર્વ સુખોનો આધાર જે વિદ્યા તે બ્રાહ્મણો પ્રાપ્ત કરી શકે, શૂદ્રને સેવા પ્રાપ્ત થાય છે, દેવ લોકોને અમૃત મળે છે, તપસ્વીને પુણ્યલોકની પ્રાપ્તિ થાય છે અગર બીજાઓને જે કાંઇ મળે છે, તે સર્વ પુરુષાર્થ વડે જ થાય છે. શ્રદ્ધારહિત અને ઘણા કુતર્કો કરનારા પુરુષને કોઇ પણ વખતે, કોઇ પણ પ્રકારનું ફળ પ્રાપ્ત થયું હોય, તો તે વિચાર કરીને કહો. કોઇક વખતે ફળ ન મળે એટલા ઉપરથી જેઓની શ્રદ્ધા નાશ પામે છે, તે અભાગિયા પુરુષને પોતાનો જ શત્રુ જાણવો જોઇએ. એટલા માટે જ દૃઢ શ્રદ્ધા અને પ્રમાણિક વિચાર વડે વૃદ્ધિ પામતા પુરુષાર્થનો સ્વીકાર કરીને, મોક્ષનું મુખ્ય સાધન મનુષ્યોએ હંમેશાં સાધવું જોઇએ. નિષ્કામ ભાવના વડે તમામ પ્રાપ્ત થાય છે, જેથી પ્રમાણિક વિચાર અને અનુભવ વડે સાધન નક્કી કરીને દૃઢતાપૂર્વક કાર્ય શરૂ કરવું.

## પરમ શ્રેય તે જ છે

હેમલેખા આગળ બોલી: ' રાજપુત્ર! બરાબર લક્ષપૂર્વક સાંભળો. જેની પ્રાપ્તિ થવાથી ફરી વાર દુઃખ પ્રાપ્ત થતું નથી. તે જ પરમ શ્રેય કહેવાય છે. સૂક્ષ્મ વિચાર કરતાં આ જગતમાં બધે દુઃખ જ જણાઇ આવે છે. છતાં આ દુઃખમિશ્રિત જગતમાં માનવામાં આવતા સુખો કેવળ કાલ્પનિક હોવાને લીધે તે પરમ-શ્રેયરૂપ નથી. સંપત્તિ, સ્ત્રી, પુત્ર, રાજ્ય, ખજાનો, સૈન્ય, મોટાઇ, વિદ્વત્તા, બુદ્ધિમત્તા, પાણીદાર નેત્રો, કદાવર શરીર, અથવા તો શરીરનું કોમળપણું ઇત્યાદિ તમામ કાળરૂપી સર્પના મુખમાં સપડાયલાં હોઇ તે ક્ષણિક છે. આ બધામાં દુઃખના અંકુર ઉત્પન્ન કરનારાં સૂક્ષ્મ બીજો સમાયેલાં છે, તો પછી તે પરમશ્રેયની પ્રાપ્તિ કેવી રીતે કરી આપે? પરમ કલ્યાણનું મુખ્ય સાધન તો આ સર્વથી જુદું જ છે. 'સ્ત્રી, પુત્ર, ધન વગેરે ભોગ્યપદાર્થો અત્યંત ઉપયુક્ત છે' એમ લાગવું એ તો કેવળ ભ્રમ છે. અને તે ભ્રમ તો

કેવળ મોહ વડે જ ઉત્પન્ન થાય છે.

## ઈશ્વરની કૃપા

સમસ્ત જગતને ઉત્પન્ન કરનાર ઈશ્વર એ જ મોહ પમાડનારો હોઈ તે વડે જ બધા મોહિત થઈ ગયેલા છે. એક જાદુગર પોતાની અલ્પ વિદ્યા વડે પણ લોકોને ભ્રમ ઉત્પન્ન કરે છે. તેની તે વિદ્યા મર્યાદિત હોવાને લીધે, જગતમાંના બધાને તે મોહિત કરી શકતો નથી. તોપણ આ અલ્પ વિદ્યાવાળા જાદૂગરની માયા-જાળમાંથી છૂટી શકાતું નથી, તો પછી મહાન જાદૂગર એવા મહે-શ્વર પાસેથી તો કોણ છૂટી શકે? આ જગતમાં પ્રતિવિદ્યાના બળથી જાદૂગરની અલ્પમાયાને જે ઓળખી જાય છે તે મોહ પામતો નથી, સ્વસ્થ રહે છે અને ચિરશાંતિ મેળવે છે. પરંતુ તે પ્રતિવિદ્યા પણ તે જાદૂગરનો આશ્રય કર્યા વિના, અને તેની કૃપા મેળવ્યા વિના કદી પણ પ્રાપ્ત થતી નથી, તો આ મહામાયાવી (જાદૂગર) ઈશ્વરને પ્રસન્ન કર્યા વિના આ જગતરૂપ મહામોહને કેવી રીતે તરી શકાય? તેટલા જ માટે, આપણે તન-મન વડે તેને જ શરણે જવું જોઇએ. જેઓ તેને સારી રીતે પ્રસન્ન કરી શકશે, તેમને તેની કૃપાથી આ પરમ શ્રેયરૂપી મહાવિદ્યા પ્રાપ્ત થશે અને તે વડે તેઓ આ મહામાયાના મોહમાંથી છૂટી જશે. આ પરમકલ્યાણની પ્રાપ્તિને માટે, બીજા પણ કેટલાક માર્ગો શાસ્ત્રોમાં કહેલા છે; પણ તે બધા ઈશ્વરની કૃપા વિના સફળ થતા નથી. એટલા જ માટે આ અખિલ વિશ્વના ચલાવનાર ઈશ્વરને શરણે જઇને પ્રથમ તેની નિષ્કામ ભાવે આરાધના કરવી જોઇએ. અને નિષ્કામ આરાધનાથી જ્યારે તે કૃપા કરશે ત્યારે આ મોહના નાશ માટે સર્વ સાધનો તે મેળવી આપશે.

## ઈશ્વર છે કે?

કદાચ આપ શંકા કરશો કે, ઈશ્વર છે જ, એમ શા ઉપરથી

માનવું ? તેનો ઉત્તર એ કે આ જગતરૂપી કાર્ય તો પ્રત્યક્ષ જણાય છે ને? આકાશ, વાયુ, અગ્નિ, આપ, પૃથ્વી વગેરે પંચમહાભૂતોની ઉત્પત્તિ થતી વખતે કોઇને પ્રત્યક્ષ જણાતાં નથી. પરંતુ આ સર્વે પદાર્થો અવયવવાળા છે એટલે આ સર્વ દશ્ય પદાર્થો એ કોઇકના અવયવો છે અને તેથી એમ માનવું પડે છે કે, તે કોઇનું કાર્ય તો હોવું જ જોઇએ. એ મુજબ યુક્તિથી, અનુભવથી અને ઘણાં શાસ્ત્રોએ આ વાતને આપેલી પુષ્ટિ ઉપરથી, આ જગતનો કોઈ એક કર્તા છે અને તે બીજા બધા સર્વસાધારણ કાર્યકર્તાથી તદ્દન જુદા જ પ્રકારનો છે, એમ નિશ્ચયપૂર્વક નક્કી થાય છે. જો કે કેટલાંક શાસ્ત્રો 'આ જગત કોઈ પણ કર્તા વિના પોતાની મેળે જ થયું છે.' એમ પ્રતિપાદન કરે છે. પરંતુ આવા શાસ્ત્રોમાં બીજાં સુવિચાર અને અનુભવી યુક્તિવાળાં શાસ્ત્રો તથા શાસ્ત્રકારો વિચારદોષ બતાવે છે.

## ખરી રીતે તે શાસ્ત્ર જ નથી

ફક્ત પ્રત્યક્ષ સ્થૂલ અને ભૌતિક પ્રમાણોથી જ વિચાર કરનાર અને 'આત્મા જ નથી' એમ સિદ્ધ કરનાર શાસ્ત્ર એ સાચું શાસ્ત્ર જ નથી; તેને તો આભાસ માત્ર જાણવું. સ્વહિતની ઇચ્છા કરનારા વિદ્વાનોએ તેવાં શાસ્ત્રો તરફ લક્ષ આપવું જ વાજબી નથી. કેવળ શુષ્ક તર્કોથી ભરેલાં શાસ્ત્રો ત્યજવા લાયક છે.

## આ જગત જડ તત્ત્વોથી બન્યું છે?

બીજા કેટલાકો એમ પણ કહે છે કે, 'આ અનાદિ જગત કોઇએ ઉત્પન્ન કર્યું હોવા છતાં તે જ્ઞાનપૂર્વક કરેલું નથી; તે કુદરતી નિયમ વડે એટલે જડ તત્ત્વોથી જ બન્યું છે.' આ તેમનું કહેવું પણ વિચાર વિનાનું છે. કોઈ પણ ક્રિયા બુદ્ધિપૂર્વક જ થાય જ છે. તે વિના જો પ્રથમ બુદ્ધિ અર્થાત્ આયોજન ન હોય તો કાંઇ પણ ઉત્પન્ન જ થઇ શકે નહિ. આ પ્રમાણે અનેક અનુભવી શાસ્ત્રકારોએ જણાવ્યું છે કે, આ જગતનો કર્તા બુદ્ધિયુક્ત જ હોવો જોઇએ; વળી વ્યવહારમાં

પણ એવો અનુભવ છે કે, કોઇ પણ કાર્ય કરતાં પહેલાં તેનો વિચાર થાય છે અને પછી તે વિચાર અમલમાં મૂકવામાં આવે છે.

## જગતનો કોઈ એક કર્તા છે

એ મુજબ યુક્તિપ્રધાન અને અનુભવયુક્ત શાસ્ત્રો વડે આ જગતનો બનાવનાર કોઇ એક કર્તા નિશ્ચિત છે, અને તે કર્તા લૌકિક કર્તાથી તો કોઇક જુદા જ પ્રકારનો છે એમ નક્કી થાય છે. કારણ કે તેનું કાર્ય જ કળી શકાતું નથી. તે કર્તા અચિંત્ય એવી અનંત શક્તિવાળો હોવો જોઇએ. કાર્ય જ જો અમર્યાદિત છે, તો તેના કર્તાનું સામર્થ્ય પણ અપરિમિત એવું જ હોવું જોઇએ. અર્થાત્ તેને શરણે ગયેલાનો ઉદ્ધાર કરવાને માટે એટલે તારવાને માટે તે પૂરેપૂરો શક્તિમાન હોવો જ જોઇએ, એમ નક્કી થાય છે. માટે હે રાજપુત્ર ! તેને જ સર્વભાવે શરણે જવું. વિશ્વાસ બેસે તે માટે આપને એક દૃષ્ટાંત કહું છું. આ દુનિયામાં અલ્પ સામર્થ્યવાળા માણસને પણ જો અંતઃકરણપૂર્વક પ્રેમભાવથી પ્રસન્ન કરી લેવામાં આવે, તો તે પણ પોતાને શરણે આવેલાનું ભલું કરવાનું ઇચ્છીને તેના મનોરથો જલદી પૂરા કરવા માટે મહેનત કરે છે. તો પછી જેઓ આ ત્રૈલોકયના અધિપતિ ભક્તજનવત્સલ ભગવાનને નિષ્કામ ભાવે સેવા કરીને અંતઃકરણપૂર્વક વશ કરી લે છે, તેમને તે પોતપોતાનું મનવાંચ્છિત ફળ કેમ ન આપે ? વ્યવહારમાં જોતાં ઐશ્વર્યવાન પુરુષો તો અનિયમિત, આદર વિનાના, કઠોર, અને કૃતઘ્ન હોય છે. ત્યારે પરમેશ્વર તો દયાનો સાગર છે, કર્યું જાણનારો છે અને તેનું ફળ નિશ્ચિત આપવાવાળો છે. એમ જો ન હોત તો આ જગતમાં તે બધાને વંદ્ય કેવી રીતે ગણાત ? અગર આ અખિલ જગત અથવા સંસારયાત્રા વ્યવસ્થિત કેવી રીતે ચાલી શકત ? અરે ! વ્યવસ્થા વિનાના રાજાનું રાજ્ય પણ નાશ પામે છે, એવો વ્યવહારમાં પણ અનુભવ હોય છે. તો આ અનંત વિશ્વોનો આધાર દયાસિંધુ ભગવાન સુવ્યવસ્થિત જ છે, એમ સિદ્ધ

થાય છે. માટે હે રાજકુમાર! હવે વખત નહિ ગુમાવતાં સર્વભાવ વડે અર્થાત્ તન, મન અને ધન વડે તેને શરણે જશો તો તે જ તમોને તમારા પરમકલ્યાણરૂપ એવા સુખરૂપ સ્થાનમાં લઈ જશે.

## ખરી ઉપાસના તો તે જ છે

રાજન્! આ પરમાત્માની ઉપાસના ઘણા પ્રકારોથી કરવામાં આવે છે. સંકટ આવવાથી અથવા કાંઈક લાભ થાય એવા હેતુથી ઉપાસનાઓ થતી હોવાનું સર્વત્ર જોવામાં આવે છે. પરંતુ નિષ્કામભાવે થતી ઉપાસનાઓ તો ભાગ્યે જ નજરે પડે છે.

## નિષ્કામ ઉપાસના એ જ ખરી ઉપાસના છે

એ તો આપણે જોઇએ છીએ કે, દુઃખી માણસો ઈશ્વરને પૂજે છે, અને દયાળુ પરમેશ્વર કોઈ વાર તેના ઉપર દયા કરીને તેને દુઃખમાંથી મુક્ત પણ કરે છે. અથવા કોઇ વાર ઉપાસનાશાસ્ત્ર શુદ્ધ નહિ હોવાને લીધે અથવા તેમાં અપૂર્ણતા હોવાને લીધે તે તેને તરછોડી પણ શકે છે. આવો દરેકને અનુભવ છે. તેમજ કાંઇ લાભ થવાના હેતુથી સકામ ઈશ્વરઉપાસના કરનારને મળવાનું ફળ પણ અનિયમિત અને તદ્દન થોડું હોય છે. પરંતુ નિષ્કામ ઉપાસનાનું પરિણામ મોટું આવે છે. ઉપાસકનો શુદ્ધ ભાવ કાળે કરીને ઓળખ્યા પછી લોકોમાંનો પ્રભુ (રાજા અથવા શેઠ)-જે પોતે અવ્યવસ્થિત અને અલ્પ અર્થાત્ મર્યાદિત હોય છે, તે પણ પોતાની સેવા કરનારા સેવકને તદ્દન તાબે થઇ જાય છે, એવો વ્યવહારમાં પણ અનુભવ છે. અહીં તો તેનો શુદ્ધ ભાવ ઓળખવાને માટે કેટલોક સમય વ્યતીત થઇ જાય પરંતુ આ સર્વેશ્વર ભગવાન તમામના હૃદયનો સ્વામી હોવાને લીધે તે સર્વ બાબતો તત્કાળ જાણી લે છે અને તેનું ફળ પણ તત્કાળ આપે છે. વ્યસનની અગર લાભની ઇચ્છાવાળાને બન્નેની ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરી આપવાને

માટે પરમેશ્વર પોતાની નિયતિની સહાયતાથી તેમનાં પૂર્વકર્માનુસાર શુભાશુભ ફળ આપ્યે જાય છે. પણ નિષ્કામ ઉપાસકને માત્ર એકનિષ્ઠા વડે તમામ ભાવનાયુક્ત શરણે આવેલો જોઇ ઈશ્વર તેના યોગક્ષેમનો એટલે ઉપાસનામાર્ગમાં તેની સ્થિતિ અને પ્રગતિનો તમામ ભાર પોતે જ ઉપાડી લે છે.÷ અને ઉપાસકની પૂર્વકર્મની અપેક્ષા, એટલે પૂર્વના કર્મોનો વિચાર, નહિ કરતાં તથા નિયતિની પણ પરવા નહિ કરતાં, તે તેને મોક્ષનું સાધન સિદ્ધ કરીને તુરત જ પરમપદરૂપ મહત ફળ મેળવી આપે છે. એ જ તેનું મહેશ્વરપણું અને મહત્સ્વાતંત્ર્ય છે.

## પ્રારબ્ધનો અમલ કોના ઉપર ચાલે ?

પૂર્વકર્મ અગર નિયતિનો અમલ નિષ્કામભાવે ઈશ્વરને શરણે નહિ જનારાઓ ઉપર જ ચાલી શકે છે. ઈશ્વરના નિષ્કામ અને એકનિષ્ઠ ભક્ત ઉપર તેમનો અમલ કદી પણ ચાલી શકતો નથી. આવા અનન્ય ભક્તોનાં સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ એવા ત્રણે પ્રકારનાં સર્વ કર્મોનો તે ક્ષય કરે છે અને નિયતિનું પણ ઉલ્લંઘન કરે છે.× આ બાબત ઈશ્વરભક્ત શ્રીમાર્કંડેયના આખ્યાન ઉપરથી દરેકને સ્પષ્ટ રીતે સમજાય તેવી છે.

રાજકુમાર ! એની ઉત્પત્તિ જાણવાની ઇચ્છા હોય તો હું કહું છું તે સાંભળો. વસ્તુતઃ પ્રારબ્ધ અગર નિયતિ એ અનુલ્લંઘનીય છે, તોપણ પ્રારબ્ધની આ અભેદ્યતા પ્રયત્ન નહિ કરનારને માટે જ છે. તેથી જ પ્રયત્ન વડે પ્રાણાયામનો અભ્યાસ કરનાર યોગીઓને તેમનું પ્રારબ્ધ દુઃખનો સ્પર્શ કરાવવા સમર્થ હોતું નથી. જેઓ

---

÷ યોગક્ષેમના અર્થ માટે પાન ૫૬ જુઓ.

× શ્રીકૃષ્ણાત્મજ વાક્સુધા પ્રકાશન ૪ 'મહાકાળ પુરુષવર્ણન અર્થાત્ કાલોત્પત્તિવિજ્ઞાનરહસ્ય ભાગ ૧ 'માં પ્રારબ્ધ, સંચિત અને ક્રિયમાણ સંબંધે સ્પષ્ટતા માટે કિરણાંશ ૩૧ જુઓ.

પ્રયત્નથી દૂર રહે છે, તેઓ પ્રારબ્ધરૂપી કાળભુજંગના મુખમાં સપડાય છે. એ પણ નિયતિ (ઈશ્વર)નો જ સંકલ્પ છે અને અનુભવ પણ તેવો જ છે. નિયતિ એ ઈશ્વરની શક્તિ છે. માત્ર સંકલ્પ એ જ તેનો ગુણ છે, અને પરમેશ્વર એ સત્યસંકલ્પમય હોવાથી જ આ નિયતિ પણ જીવોને અનુલ્લંઘનીય એટલે બદલી ન શકાય એવી થયેલી છે. એવી તે અત્યંત દુસ્તર હોવા છતાં પણ તે અનન્ય-ભાવે શરણે આવેલા ઈશ્વરભક્તોને માટે નરમ બને છે. માટે હે રાજન્! કુતર્કમાં નહિ સપડાતાં આપ તે મહેશ્વરને જ શરણે જાઓ. નિષ્કામભાવ વડે તે આપને આપના કલ્યાણસ્થાનમાં પહોંચાડશે. સુખને શિખરે પહોંચવાનું આ પ્રથમ પગથિયું છે! આ માર્ગ છોડી દઈને બીજા માર્ગે જવાથી જરા જેટલું પણ ફળ મળવાનો સંભવ નથી.'

## ઈશ્વરભાવના ક્યાં કરવી?

દત્તાત્રેય કહે છેઃ હે પરશુરામ! આ મુજબનું પોતાની સ્ત્રીનું ભાષણ સાંભળી હેમચૂડ ઘણો જ આનંદિત થયો. બાદ તેણે ફરીથી પૂછ્યું કે, 'દેવી! હવે હું જેને શરણે જાઉં તે પરમેશ્વરનું સ્વરૂપ શું છે, તે મને કહે. આ તમામનો કર્તા જે અત્યંત સ્વતંત્ર છે અને જેની સત્તા વડે જ આ આખું જગત ચાલી રહ્યું છે, તેનું નામ શું? તેને કોઈ વિષ્ણુ કહે છે, કોઈ શિવ કહે છે, કોઇ ગણપતિ કહે છે, તેમજ કોઈ સૂર્ય, કોઈ નૃસિંહ, કોઇ બુદ્ધ, સુગત, અર્હત્, તો કોઈ વાસુદેવ, કોઇ પ્રાણ, કોઇ ચંદ્ર, કોઇ અગ્નિ અને કોઈ તો કર્મપ્રધાન, અણુ વગેરે અનેક નામોથી કહે છે. એ મુજબ જગતના કારણને જુદાંજુદાં નામો વડે વિવિધતા આવેલી છે. ત્યારે આ બધામાંથી ઈશ્વરભાવના કોને ઠેકાણે કરવી તે કહે. તારી જાણબહાર હોય એવું તો કાંઇ પણ છે જ નહિ, એ નિશ્ચિત છે. કારણ કે ભગવાન વ્યાઘ્રપાદ

મુનિ પ્રત્યક્ષ બ્રહ્મદર્શી હતા અને તેથી જ તું સ્ત્રી હોવા છતાં પણ તારામાં આટલું બધું જ્ઞાન ચમકી રહ્યું છે. વળી તારું ભાષણ પણ મને ઘણું જ મધુર લાગે છે. મને તારા પ્રત્યે પૂર્ણ શ્રદ્ધા પણ બેઠી છે. ઉપરાંત તારો મારા ઉપર પ્રેમ છે, તેથી તે તું મને સમજાવીને કહે.'

## તે જ ઈશ્વર કહેવાય

રાજપુત્રે આ પ્રમાણે પૂછવાથી હેમલેખાને પણ આનંદ થયો. બાદ તે બોલી: 'આ આખા જગતરૂપી મિથ્યા આડંબરને ઉત્પન્ન કરનાર, સ્થિતિ કરનાર અને ફરીથી લય કરનાર, તે જ ઈશ્વર કહેવાય છે. એ જ વિષ્ણુ, એ જ શંકર, એ જ બ્રહ્મા, એ જ સૂર્ય અને એજ ચંદ્ર છે. સર્વલોક એવા અનેક પ્રકારથી તેનું જ નામ બોલે છે. પણ વસ્તુતઃ તે શિવ નથી, વિષ્ણુ નથી, બ્રહ્મદેવ પણ નથી. અગર બીજો કોઈ પણ નથી. આ વિષય આપને સ્પષ્ટ રીતે સમજાવીને કહું છું. તે તમે એકાગ્રચિત્ત વડે સાંભળો. જેઓ શૈવ છે તેઓ પાંચ મુખવાળા, ત્રણ નેત્રવાળા એવા શંકરને જ કર્તા માને છે. વૈષ્ણવો વિષ્ણુને જ કર્તા માને છે. એ પ્રમાણે જુદા જુદા મતવાળાઓ પોતપોતાની ભાવનાનુસાર કહે છે. પરન્તુ આ સર્વ મતમતાંતરોનો ત્યાગ કરીને સામાન્ય અનુમાનથી જોતાં આ કર્તા ઘટપટાદિ વગેરે કરનાર કર્તા જેમ ચેતન અને દેહધારી હોય છે તેવો હશે? એવું પ્રથમ અનુમાન કરીશું. કારણ વ્યવહારમાં પણ એકાદ વસ્તુનો કર્તા ચેતન અને શરીરી જ હોય છે એમ જોવામાં આવે છે. પરન્તુ જગતની ઉત્પત્તિ કરનારો એ ચેતન અને શરીરકર્તા કોઈ પણ જગાએ જોવામાં આવતો નથી. આ સંબંધે વિચાર કરતાં જણાશે કે આ બન્ને કર્તાઓમાં કર્તૃત્વ તો મુખ્યત્વે કરીને ચેતન વડે જ સંભવે છે. કારણ સ્વપ્નામાં પણ જીવ પોતાનું સ્થૂલ શરીર છોડી કેવળ ચૈતન્યયુક્ત દેહ વડે જ પોતાને મનગમતા દરેક પદાર્થ કેવળ સંકલ્પબળ થકી જ ઉત્પન્ન કરે છે, એવો સર્વનો અનુભવ છે. તે

ઉપરથી એમ નિશ્ચિત થાય છે કે, કાર્ય કરનાર ચિદાત્માનું શરીર એ એક સાધન વા નિમિત્ત જ છે, એમ કહેવું પડે છે. આ નિયમાનુસાર જીવને તો એવા સાધનની અપેક્ષા હોય એ સંભવનીય છે. કારણ કે તેનું સ્વાતંત્ર્ય અતિ અલ્પ અર્થાત્ મર્યાદિત હોય છે. પરન્તુ જગતકર્તા પરમેશ્વર તો તદ્દન સ્વતંત્ર છે. તેથી વ્યવહારમાં લાગતાં સાધનો જેવા કોઈ પણ સાધનની અપેક્ષા નહિ રાખતાં અર્થાત્ સાધન સિવાય જ તે સંપૂર્ણ જગત ઉત્પન્ન કરી શકે, એ તદ્દન સયુક્તિક જ છે.[1] તેથી તેને જીવાત્માના જેવા

---

૧ સ્વપ્ન પડવાને માટે કોઈ મનુષ્ય સ્વપ્નામાં દેખાનારા દશ્યો સૂતી વખતે પાસે લઇને સૂતો નથી. એટલે સ્વપ્નનું કાર્ય બાહ્ય અને ભૌતિક સાધનસામગ્રીની અપેક્ષા વિના જ થતું રહે છે. તેવી જ રીતે આ જગતાદિ ઉત્પન્ન કરવાને માટે પરમાત્માને કોઈ વ્યવહાર્ય સાધનની અપેક્ષા હોતી નથી. હવે જેમ જેને સ્વપ્ન પડે છે તે કાંઈ તેનો કર્તા થતો નથી, તેમ અકર્તા પણ કહી શકાય નહિ, તેમ પરમાત્માનું જગતાદિ કાર્ય એ એક સ્વપ્ન હોઈ તે તેનો કર્તા અથવા અકર્તા કહી શકાય નહિ. તે તો આ બન્ને દ્વંદ્વોથી પર જ છે. સ્વપ્ન પડવાથી જ મનુષ્યનું અસ્તિત્વ હોઈ શકે અને નહિ પડવાથી ના હોઈ શકે એવો વ્યવહારમાં પણ નિયમ નથી. અર્થાત્ સ્વપ્ન પડે અથવા ન પડે તોપણ સ્વપ્ન પડનાર મનુષ્ય જીવાત્માને કાંઈ હાનિ અથવા લાભ થતો નથી, તેમ પરમાત્માને પણ જગતાદિ કાર્યરૂપ સ્વપ્ન હોય કે ન હોય, તોપણ તેના સ્વરૂપમાં કાંઈ હાનિ અગર લાભ થતો નથી. આથી જ તે આ બન્ને અવસ્થામાં છે અને નથી તથા આ બન્ને દ્વંદ્વોથી પર છે–એવું શાસ્ત્રોમાં વર્ણન જોવામાં આવે છે, તે તત્ત્વતઃ વિરોધાભાસાત્મક નથી. જાગૃત થતાં જ આ સર્વ સ્વપ્ન ભ્રમનો વિલય ક્યાં થઈ જાય છે તે સમજી શકાતું નથી. તે પ્રમાણે મહાપ્રલય થતાં જ આવડું મોટું વિશાળ એવું ભાસતું બ્રહ્માણ્ડરૂપ કાર્ય એકદમ ક્યાં ગડપ થઈ જાય છે તેનો પણ પત્તો હોતો નથી. આત્મસાક્ષાત્કાર થતાં જ આ સર્વ ગૌડ બંગાળનો ફેંસલ થાય છે. આને જ જગતાદિ ભ્રમ નિવૃત્તિને માટે જાગૃતિ સમજવી. ઇતર કોઈ પણ ઉપાયોથી આ જગદ્‌ભ્રમ નષ્ટ થતો નથી.

સ્થૂલ અથવા સૂક્ષ્માદિ શરીરની જરૂર હોતી નથી. એ મુખ્યત્વે પ્રથમ નક્કી થયું. કારણ કે જો એમ ન હોત તો લૌકિક કર્તાની માફક તેને પણ સામગ્રીની જરૂર જણાત, અને પછી દેશ, કાળ ઇત્યાદિ સામગ્રીઓ લઇને તે વડે જગતની રચના કરનાર તે પરમેશ્વર પણ એક સાધારણ જીવ ગણાઈ પોતાના પૂર્ણ ઐશ્વર્યનો વિઘાતક થાત; કારણ જગતની ઉત્પત્તિ થતાં અગાઉ જો તેને કોઈ સાધનની જરૂર હોત, તો તે તેનો કર્તા જ કહેવાત નહિ. અને આમ થવાથી તેના સર્વકર્તૃત્વનો નાશ થાય; એ પણ દેખીતું જ છે. તેથી જ પરમેશ્વર સ્થૂલ દેહાદિકની અથવા સાધનોની અપેક્ષા નહિ રાખતાં જગત ઉત્પન્ન કરે છે અને તેને સ્થૂલ શરીર વસ્તુતઃ નથી એમ સિદ્ધ થાય છે.

## પરમેશ્વરનું ખરું સ્વરૂપ

આ પરમેશ્વરના દેહશૂન્ય એવા સૂક્ષ્મ રૂપને ઠેકાણે સ્થૂલ બુદ્ધિવાળા લોકોની મતિ ચાલતી નહિ હોવાથી તેઓ તેની ઉપાસના (ભક્તિ) કરતી વખતે તે પરમેશ્વરનું પોતપોતાની બુદ્ધિ અનુસાર જુદીજુદી રીતે સગુણાદિ ધ્યાન કરે છે, તેમ જ તે ભક્તચિંતામણિ પોતાના અનન્ય ભક્તોને માટે જુદીજુદી વખતે અથવા એકીવખતે અનેક રૂપે પ્રગટ થાય છે. સારાંશ કે પરમેશ્વર એ શુદ્ધ ચેતનસ્વરૂપ હોઈ પરમચૈતન્ય એ જ તેનો દેહ છે, એ જ તેની મહાસત્તા છે; એ જ મહાસ્વામિની ત્રિપુરા છે. તેને ઠેકાણે જ ખરી રીતે તો તે પોતે એક રૂપે હોવા છતાં આ વૈચિત્ર્યભાવ અનેક રૂપથી ભાસમાન થાય છે. આ સર્વ ચરાચર જગત દર્પણમાં દેખાતા નગરની માફક હોવાને લીધે તે તમામ શુદ્ધ ચિદ્રૂપ જ છે. તાત્પર્ય કે ઉત્તમ અને અધમ એવી ભાવનાઓ તેને માટે મિથ્યા છે. આ સિવાય પરમેશ્વરનું બીજું જે દેહધારી એવું સગુણ અને સ્થૂલરૂપ માનવામાં આવે છે, તે કાંઈ મુખ્ય

કહેવાય નહિ. આ મુજબ હોવાથી ડાહ્યા માણસોએ દેહરહિત, વ્યક્તા–વ્યક્તથી પર એવા પરમેશ્વરસ્વરૂપની જ ઉપાસના કરવી એ અતિ શ્રેષ્ઠ છે. પરન્તુ એ શક્તિ જો ના હોય તો પોતાની બુદ્ધિને અનુકૂલ આવે એવું સાકારરૂપ ઉપાસનાને માટે લેવું અને પછી તેની શુદ્ધ અંતઃકરણપૂર્વક નિષ્કામ ઉપાસના ચાલુ કરવી કે જેથી અતિશય શ્રેષ્ઠ પ્રકારનું પરમ કલ્યાણ પ્રાપ્ત થાય છે. હે રાજપુત્ર! આ પ્રમાણે નિષ્કામ ઉપાસના વિના બીજા માર્ગમાં અનેક જન્મ થાય તોપણ કદી કલ્યાણ થવાનું નથી.

---

## પ્રકરણ ૮ મું

### વિચારમાં જ નિમગ્ન થયો?

ઉપર મુજબ પોતાની પત્નીનું ભાષણ સાંભળીને પરમેશ્વરના સ્વરૂપનો નિર્ણય પૂર્ણપણે હેમચૂડના સમજવામાં આવ્યો. હેમલેખાના કથન ઉપરથી તૂર્ય ચૈતન્યસ્વરૂપની બાબતમાં તેના મનમાં વિશ્વાસ ઉત્પન્ન થયો. મહેશ્વરી ત્રિપુરાદેવી એ તેનું જ સગુણરૂપ છે, એમ પણ તેને સમજાયું અને તે જ સર્વમાં શ્રેષ્ઠ છે, એવું તેની નજરમાં આવતાની સાથે જ પોતે મહેશ્વરીના ધ્યાનમાં નિમગ્ન થઈ ગયો. પછી તેણે અત્યંત એકનિષ્ઠા વડે અને દૃઢ નિશ્ચયથી તેની ઉપાસના શરૂ કરી. આ પ્રમાણે તીવ્રપણે ઉપાસનાનો અભ્યાસ ચલાવતાં કેટલાક મહિનાઓ વીતી ગયા, ત્યારે પરમેશ્વરી ત્રિપુરાદેવી તેના હૃદયમાં પ્રસન્ન થઇ, તેથી તેનું ચિત્ત વિષયો ઉપરથી તદ્દન નિવૃત્ત થઇ ગયું, અને તે પોતે વિચારમાં જ તલ્લીન થઇ ગયો. પરમેશ્વરીની કૃપા વગર આવી દુર્લભ સ્થિતિ પ્રાપ્ત થતી નથી. કારણ ચિત્તનું સુવિચારમાં દિઙ્મૂઢ× થઈ જવું (ગૂંથાઇ

---

× દિઙ્મૂઢ થવાનું કારણ એ છે કે રજ્જુ સર્પવત્ મિથ્યા ભ્રમ

જવું ) એ જ મોક્ષનું મુખ્ય કારણ છે. હે પરશુરામ ! જ્યાં સુધી ચિત્ત વિચારતત્પર થતું નથી, ત્યાં સુધી બીજા અનેક ઉપાયો કરવા છતાં પણ પરમકલ્યાણની પ્રાપ્તિ થતી નથી. ઠીક! આ પ્રમાણે તેનું ચિત્ત વિચારમાં તત્પર થયેલું હતું, તેવી સ્થિતિમાં જ એક દિવસ તે પોતાની સ્ત્રીને મળવાને માટે ગયો. પોતાના મંદિર તરફ રાજકુમારને આવતો જોઈ હેમલેખા ઊઠીને તત્કાળ ઊભી થઇ અને સામે જઇ તેને લઇ આવી સારા આસન ઉપર બેસાડ્યો. બાદ યોગ્ય વસ્તુઓ વડે તેનો ઉત્તમ પ્રકારે સત્કાર કરીને અમૃતનાં ઝરણાની માફક મધુર અને તત્ત્વથી ભરપૂર એવું ભાષણ તેણે શરૂ કર્યું.

**હેમલેખાએ કહ્યું:** હે પ્રિય રાજન્ ! ઘણે દિવસે આપ મળ્યા. આપની પ્રકૃતિ તો સારી છે ને? તે મને પ્રથમ કહો. કારણ આટલો બધો વખત વીત્યા છતાં મને યાદ સરખી પણ કેમ નહિ કરી વારું! મને મળ્યા વિના અને મારી સાથે બોલ્યા સિવાય એક ઘડી પણ આપની જતી નહોતી; અને હવે આમ શાથી બન્યું ? મને તો લાગે છે કે, મારી અનુમતિ લીધા વિના આપે કોઇ બાબત સ્વપ્નમાં પણ કદી કરી નહિ હોય, તો પછી જાગૃતિમાં તો ક્યાંથી જ બને? એમ હોવા છતાં આ પ્રમાણે શાથી બન્યું તેની મને સમજ પડતી નથી. એક રાત્રિ પણ મારા વિના આપને એક જુગ જેવડી લાગતી હતી, તેને બદલે આટલી બધી રાત્રિઓ એકલા રહીને આપે કેવી રીતે પસાર કરી ?'

## પરમેશ્વરીપ્રસાદ પ્રાપ્ત થયાનું ચિહ્‌ન

આ પ્રમાણે બોલી તે તેને કડકડીને ભેટી પડી અને ક્ષણ-માત્ર તો તદ્દન ખિન્ન જેવી થઈ ગઈ. પરંતુ આ વખતે એના આલિંગન-

---

વડે જગતનો થયેલો આભાસ નષ્ટ થઈ સર્વ બ્રહ્મમય જ પ્રતીત થાય છે, આથી દિઙ્મૂઢ બની જવાય છે.

થી રાજપુત્રને એક લેશમાત્ર પણ વિકારનો ઉદ્દ્ભવ થયો નહિ. તેણે જુદો જ ઉદ્દ્ગાર કાઢ્યો: 'મને આમ મોહજાળમાં ફસાવીશ મા! હું હવે તને પૂર્ણ રીતે ઓળખી ગયો છું. તને ખેદ કરવાનું કાંઈ જ કારણ નથી. તું પોતે બ્રહ્મજ્ઞાની હોઇ ઘણી જ ધીરજવાળી છે, એટલે તને આવા મોહનો કેવી રીતે સ્પર્શ થઈ શકે? હમણાં તો હું તને કાંઈક પૂછવાને માટે આવેલો છું. મારે જે કાંઇ પૂછવાનું છે, તે હું હવે તને કહું છું તે સાંભળ. તેં જે મા કહી તે કોણ? તેનો ધણી તે કયો? તેવી જ રીતે તેના છોકરાઓ તે કયા? આની મને બરાબર સમજ પાડ. મને તે બરાબર સમજાયું નથી, અને તે વાત તેં ખોટી કહી એમ પણ હવે હું માનતો નથી. તેં તો ખરેખર ગુપ્ત રીતે આ વાત દ્વારા બોધ જ કરેલો છે. તેથી તેનો ઠીક ખુલાસો કર, એટલે તે સર્વ મારા મગજમાં સ્પષ્ટ રીતે ઊતરે. મારો તારા ઉપર અતિશય પ્રેમ બંધાયો છે; મારા અંતઃકરણમાંથી આ સંશય તું હવે દૂર કરી નાખ.'

આ પ્રમાણે પૂછવાથી હેમલેખાનાં નેત્રો અને મુખ તદ્દન સુપ્રસન્ન થઇ ગયાં. તેના મનમાં આવ્યું કે, આ આપણા પતિ પરમેશ્વરની કૃપાથી વિષયપાશમાંથી પૂર્ણ રીતે મુક્ત થયા છે. તેમનું ચિત્ત તદ્દન શુદ્ધ થયું છે. મહેશ્વરી ચિત્તશક્તિએ તેમને પોતાના કરી લીધા છે. એમના પૂર્વપુણ્યનું ફળ મેળવવાનો સમય આવવાથી જ આ પ્રબોધરૂપી સૂર્યના ઉદયનો સુઅવસર પ્રાપ્ત થયેલો છે. તેથી મારે હવે તેમને બોધ કરવો જોઇએ. આ મુજબ વિચાર કરીને તે બોલી: 'રાજકુમાર! પરમેશ્વરની કૃપાથી જ આજે આપને મહાભાગ્ય પ્રાપ્ત થયેલું છે. તે સિવાય વિષય ઉપર વૈરાગ્ય કોઇને કદાપિ પણ પ્રાપ્ત થયેલો જોવામાં આવતો નથી. પરમેશ્વરીપ્રસાદ પ્રાપ્ત થયાનું પ્રથમ લક્ષણ વિષયભોગો ઉપર વૈરાગ્ય પ્રાપ્ત થવો એ છે, અને મનની વિચારોન્મુખતા અર્થાત્ વિવેકનો ઉદ્દ્ભવ થવો એ

તેનું બીજું લક્ષણ છે. ઠીક ! હું આપને મારી હકીકત સ્પષ્ટ કરીને કહું છું, તે સાંભળો.

## ( પ્રકરણ ૫ ના ) કોયડાનો ઉકેલ

'પરાચિતિ એ મારી માતા; અને બુદ્ધિ એ મારી સખી. આ બુદ્ધિ જેની સંગતમાં લાગી તે અવિદ્યા. અવિદ્યાનું ચમત્કાર બતાવે તેવું બળ તો જગતમાં પણ સ્પષ્ટ જણાય છે. રજ્જુ એટલે દોરીની જગાએ સર્પનો આભાસ બતાવી આ અવિદ્યારૂપી ભ્રમ મહાન ભય ઉત્પન્ન કરે છે. તેનો જે છોકરો તે મહામોહ અને મહામોહનો જે છોકરો તે મન. આ મનની પ્રથમની સ્ત્રી કલ્પના ( સંકલ્પ ). તેને જે પાંચ છોકરા થયા તે જ પાંચ સૂક્ષ્મ જ્ઞાનેન્દ્રિયો. તેનાં સ્થાનો એટલે શરીરમાંના તેમના પાંચ ગોલકો.× વિષયોનાં સેવનથી જ મનના સંસ્કારો પુષ્ટ બને છે; એ જ છોકરાઓએ બાપને આપેલી પુષ્ટિ ( મદદ ). સ્વપ્ન જોવું એ જ મને ચોરીને ભોગવેલા ભોગો. કલ્પનાની ઘણી ખાઉધરી બહેન અને શોક્ય તે આશા ( તૃષ્ણા ) છે. તેના જે બે છોકરા કહ્યા તે કામ અને ક્રોધ. મારું નગર એટલે આ સ્થૂલ શરીર. મારી પાસેનો મહામંત્ર એમ જે કહેવામાં આવ્યું હતું, તે જ સ્વસ્વરૂપનું વારંવાર થતું સ્ફુરણ. મનનો પ્રિય મિત્ર તે પ્રચાર એટલે પ્રાણ. અરણ્ય એટલે નરક. મારો બુદ્ધિની સાથે સમાગમ એટલે ચિત્સ્વરૂપમાં બુદ્ધિનો પ્રવેશ અગર નિર્વિકલ્પ સમાધિ. અને મારી માતાના સ્થાનની પ્રાપ્તિ એટલે મોક્ષ. આ મારી સર્વ હકીકત મેં આપને કહી સંભળાવી. માટે હે રાજન્ ! આ મુજબ તમામ વિચાર બરાબર સમજી લઈ પરમપદ પ્રાપ્ત કરી લો એટલે બસ.'

---

× (૧) નેત્ર, (૨) ઘ્રાણ, (૩) કાન, (૪) રસના અને (૫) ત્વચા. સાથેનું મોક્ષવૃક્ષ **આ** જુઓ.

# પ્રકરણ ૯ મું

## હું કોણ? મારું સ્વરૂપ શું છે?

આ પ્રમાણે હેમલેખાનું કથન સાંભળીને હેમચૂડ ઘણો જ વિસ્મિત થયો. આનંદાતિરેકને લીધે તેનો કંઠ ગદ્ગદ થઈ ગયો. બાદ થોડા સમયે તે બોલ્યોઃ 'હે દેવી! તને ધન્યવાદ ઘટે છે. તું ઘણી જ નિપુણ અને બુદ્ધિમાન છે. તેં તમામ આત્મસ્થિતિ વાર્તારૂપે રચીને કહી, તેથી તારા આ અગાધ જ્ઞાનની શ્રેષ્ઠતાનું વર્ણન કેટલું કરું? આવી જાતની એ તારી કથા મને પ્રથમ બિલકુલ સમજાઇ ન હતી. પણ તારા કહેવાથી હવે મને તે સ્પષ્ટ રીતે સમજાઈ છે. મને તેનું સ્મરણ થાય છે તથા અનુભવ પણ થાય છે. અહાહા! આ લોકવ્યવહાર પણ જુઓ, કેટલો બધો વિચિત્ર અને અદ્ભુત છે! પરંતુ પેલી પરાચિતિ કોણ? તે આપણી માતા કેવી રીતે થાય? તેની પાસેથી આપણો જન્મ કેવી રીતે થયો? હું કોણ છું? અને મારું સ્વરૂપ પણ શું છે? એ મને કહે વારુ?'

### જેને મારું કહી શકાય નહિ તે જ આત્મસ્વરૂપ

દત્તાત્રેય કહે છેઃ 'હે પરશુરામ! આ પ્રમાણે પૂછવાથી હેમલેખા પતિને કહે છે કે, રાજેંદ્ર! આ વિષય ઘણો જ ગૂઢ અર્થાત્ સમજી ન શકાય તેવો અત્યંત ગહન છે. છતાં હું તે આપને સમજાવીને કહું છું; આપ માત્ર તેનું અત્યંત કાળજીથી શ્રવણ કરો. પ્રથમતઃ આપની બુદ્ધિને તદ્દન શુદ્ધ કરો અને તે વડે આપ આપના આત્માના સ્વરૂપનો બરાબર વિચાર કરો. આ આત્મતત્ત્વ સ્થૂલ દૃષ્ટિ વડે જોઇ શકાય એવું નથી, અગર વાણીદ્વારા વર્ણવી શકાય એવું પણ નથી, તો હું તે કેવી રીતે વર્ણવી શકું? એવા તે આત્મસ્વરૂપનું આપને સ્વયંજ્ઞાન થશે, તો જ આપ આપની એ માતાને બરોબર ઓળખી શકશો. પણ રાજન્! આ સ્વરૂપને માટે કોઇનાથી

ઉપદેશ જ થઇ શકતો નથી, એવું તે અનિર્વાચ્ય છે. તેટલા માટે કોઇ પણ ઉપદેશકની અપેક્ષા નહિ રાખતાં શુદ્ધ બુદ્ધિના આશ્રય વડે પોતે જ પોતાના સ્વરૂપની શોધ કરવી જોઇએ. દેવાદિકથી માંડીને તે છેક ક્ષુદ્ર જંતુ સુધી તે દરેકને આત્મતત્ત્વથી ભાસમાન થાય છે, પરંતુ આકારાદિથી દશ્યમાન થતું નથી, અર્થાત્ તેનો આકાર દેખાતો નથી. કોઇ પણ પ્રમાણુ તેને બતાવી શકતું નથી. એટલે તેને માટે પ્રમાણુ એ નિરર્થક છે; છતાં પણ તે દરેકને દરેક કાળમાં અને દરેક જગાએ અનુભવમાં તો અવશ્ય આવે છે. તેનું યતકિંચિત નિરૂપણુ પણ કોણુ કેવી રીતે, ક્યારે અને કયે ઠેકાણે કરી શકે તેમ છે? અર્થાત્ કોઇ પણ કરી શકે તેમ નથી. ધારો કે હમણાં જ કોઈ કહે કે, મારી આંખ મને બતાવો! તો આ ઠેકાણે તેની જ આંખ તેને બતાવવાના કામમાં કોઇ ગુરુનો ઉપયોગ થતો નથી. કારણુ કે ઘણો હોંશિયાર ઉપદેશક હોય તોપણુ તે તેની આંખ તેને કેમ કરીને બતાવી શકે? તાત્પર્ય કે ઉપદેશકનો ઉપયોગ તો માત્ર ઉપાય અર્થાત્ માર્ગ બતાવવા પૂરતો જ હોય છે. એટલા માટે હું પણ આપને આત્મતત્ત્વ ઓળખવાનો ફક્ત માર્ગ જ બતાવું છું. આપ તેનું એકાગ્ર ચિત્ત વડે શ્રવણુ કરો એટલે બસ. તે માર્ગ એવો કે "આપણુને જે જે કાંઇ મારું, મારું કહીને અનુભવમાં આવે છે તેનાથી તે જુદો જ છે. અર્થાત જેને 'મારું' એમ કહી શકાય નહિ, તે જ તમારું પોતાનું સ્વરૂપ છે. એકાન્તમાં જઇ બરાબર રીતે આનો વિચાર કરો. જેને જેને 'મારું' એમ કહી શકાય તે સર્વનો ત્યાગ કરતાં કરતાં તેનાથી જે વેગળું રહ્યું તે જ તમારું સ્વરૂપ. તેને બરાબર રીતે સૂક્ષ્મ બુદ્ધિએ વિચારી જુઓ. દાખલા તરીકે, આપને હું દેખાઉં છું. તેને આપ મારી આ પ્રિયા એમ જુઓ છો ને? અર્થાત્ મારામાં આત્મત્વતા સંભવતી નથી. સંબંધ વડે કરીને હું આપની આત્મીય છું એ વાત ખરી; પરંતુ હું કાંઇ આપની મૂળ સ્વસ્વરૂપભૂત

થતી નથી. એ પ્રમાણે દરેક મમભાવ દૂર કરીને છેવટે જેનો ત્યાગ કરી શકાતો નથી એવાં સ્વરૂપની શોધ કરીને જુઓ અને પરમ-કલ્યાણપદ પ્રાપ્ત કરી લો.'

## હું કોણ–દેહ છું ?

હેમલેખાએ આ પ્રમાણે કહ્યા બાદ રાજપુત્ર હેમચૂડ ત્યાંથી તત્કાળ ઊઠ્યો અને આમતેમ કાંઈ પણ નહિ કરતાં એકદમ ઘોડેસવાર થઈ નગરની બહાર આવ્યો અને પોતાના મનોહર ઉદ્યાનમાં પ્રવેશ કરી તેની મધ્યમાં જે સ્ફટિકનું મંદિર હતું, તેની ઊંચી અગાશી ઉપર ચઢી ગયો. સેવકોને નીચેજ રહેવા દઇને તેણે દ્વારપાળને સખત તાકીદ કરી કે, 'હું એકાન્તમાં વિચાર કરતો બેસું છું, ખબરદાર, જો કોઇ અત્રે પ્રવેશ કરે તો! મહારાજા પોતે હોય, પ્રધાનમંડળ હોય અગર બીજું ગમે તે હોય, મારી રજા સિવાય કોઇને પણ અહીં આવવા દેશો નહિ.' આ પ્રમાણે તાકીદ કરી તે પોતે મંદિરને છેક નવમે માળે ચઢ્યો. ત્યાંથી બારીમાંથી બહાર જોયું તો બધી દૂર દૂરની જગાઓ નજરે પડતી હતી. એટલું બધું તે સ્થાનક ઊંચું હતું. ત્યાં એકાન્ત મેળવ્યું અને નરમ વસ્ત્રનું આસન બિછાવી તેણે પોતાનું ચિત્ત અત્યંત શાન્ત કર્યું, અને તે વિચાર કરવા લાગ્યો. તેણે કહ્યું, "ખરેખર, આ તમામ લોકો આટલા બધા મૂઢ કેમ બન્યા છે ? આમાંનો એક પણ હું કોણ–એ લેશમાત્ર જાણતો નથી. અને દરેક માણસ પોતાને માટે તો રાતદિન ઉદ્યોગો અર્થાત્ મહેનત કર્યે જાય છે. કોઈ શાસ્ત્રનો પાઠ કરે છે, કોઈ વેદ–વેદાંગો ગોખે છે, કોઈ દ્રવ્ય સંપાદન કરે છે, તો કોઈ રાજ્ય ચલાવે છે; કેટલાક પોતાના શત્રુઓ જોડે યુદ્ધ કરે છે, અને કેટલાક તો વિષયભોગો ભોગવ-વામાં જ તદ્દન તન્મય બની ગયા છે. આ સર્વ પ્રકારો પોતાને માટે જ ચાલેલા હોય છે. પરન્તુ તેઓ પોતે આપણે કોણ અને

કેવા છીએ, એ તો કાંઈ કાઇ જાણતા જ નથી. આ કેવું ગાંડપણું કહેવાય? મેં પણ આજ સુધી 'હું' પોતે કોણ છું એ નહિ સમજતાં અજાણમાં કેટલું બધું કર્મ કર્યા કર્યું, પરન્તુ તે સર્વ સ્વપ્નની માફક નકામું જ ગયું. તો હવે હું મારા પોતાના સ્વરૂપનો જ વિચાર કરું. આ રાજમંદિર, અનાજ, વસ્ત્ર, અલંકારો વગેરે, અગર આ બધું રાજ્ય, તિજોરીમાંની સંપત્તિ, સુંદર સ્ત્રીઓ, હાથી, ઘોડા ઇત્યાદિ પૈકી કાંઇ પણ મારું સ્વરૂપ નથી; એ તદ્દન ખુલ્લી વાત છે. કારણ તે સર્વને 'હું' એમ કહી શકાય જ નહિ. તે તો તમામ 'મારું' એમ કહેવાય છે. અર્થાત્ તે 'હું' નથી એમ નક્કી થાય છે. "હું" એટલે ખરી રીતે આ દેહ જ હોવો જોઇએ! ક્ષત્રિયને પેટે જન્મેલો, ગૌરવર્ણનો આ જે દેહ એટલે જ 'હું' એમાં કાંઇ શંકા નથી. પરન્તુ મારી પેઠે આ સર્વ લોક પણ પોતપોતાના દેહને જ હું એમ માને છે.' આ મુજબ શંકાશીલ બનીને તે રાજપુત્ર પુનઃ દેહને વિષે વધુ વિચાર કરવા લાગ્યો, અને છેવટે તેણે દેહને 'હું' કહેવાનું ખંડન કરવા માંડયું. તેણે કહ્યું: 'અરે! આ દેહ તો મારો કહેવાય છે. તો પછી તે મારું સાચું સ્વરૂપ કેવી રીતે કહેવાય? લોહીમાંસના આ ગોળામાં દરેક ક્ષણે ફેરફારો થતા જાય છે. કાલગતિની સાથે તેમાંનો દરેકે દરેક કણ નાશ પામે છે, અને ફરીથી બીજા નવા નવા કણોનો તેમાં સંગ્રહ થતો રહે છે. એ મુજબ બાલ્યાવસ્થાના સર્વ પરમાણુઓ જુવાની આવતાં સુધીમાં લય પામે છે. આ પ્રમાણે જન્મથી મરણાદિ પર્યંત એકસરખું ચાલુ જ રહે છે. પરન્તુ જે 'હું' તે તો બાલ્યમાં પણ હતો અને આ જ પણ છું. તેથી, પરમાણુનો ઢગલો જે દેહ તે 'હું' કેમ માની શકાય? તેવી જ રીતે સ્વપ્નાદિ અવસ્થાઓમાં પણ 'હું' તો છું જ. તે વખતે આ દેહ લાકડું અગર પથ્થરની માફક ગમે તે ઠેકાણે અને ગમે તે હાલતમાં પડેલો હોય છે. અર્થાત્ સ્વપ્ન જોનારો 'હું' તો આ દેહથી જુદો જ કોઇ

છે; એ પણ તદ્દન સ્પષ્ટ છે. તેમ જ દેહ જ 'હું' એમ કહીએ તો તે 'હું' તો પથારીમાં જ પડેલો હોય છે. તો પછી આજુબાજુ કોઈ છે અગર નહિ તે કેમ તેને સમજાતું નથી? તે માટે એ જાણનારો 'હું' તો કોઇ બીજી જગાએ હોય છે, એમ કહેવું પડે છે. અગર 'હું' હોઉં છું એ શા ઉપરથી? ના, ના 'હું' હોઉં છું એ તો તદ્દન નિશ્ચિત છે. કારણ 'હું નથી' એમ કહીએ તો 'ઊંઘ થઈ' એવો અનુભવ મને કેવી રીતે થઇ શકત? અને તેવો અનુભવ તો હંમેશ થાય છે, એ દેખીતું છે; અને તે મારાથી જાણી શકાય છે એ પણ નિર્વિવાદ છે. કારણ 'હું' કાંઇ જ નહિ જાણનારો એટલે જડ હોઉં તો પછી સ્વરૂપનો વિચાર પણ કોણ અને કેવી રીતે કરે? અર્થાત્ દેહ એટલે જ 'હું' એ વિચાર તો ભુલભરેલો જણાય છે. 'હું' એ કાંઇ દેહ ન હોઇ શકે. એ "હું" તો કોઈ બીજો જ છે.

## હું પ્રાણવાયુ, મન, બુદ્ધિ, ઇત્યાદિ હોઈશ?

તો પછી આ શરીરની અંદર રહેનાર અને મને ચલાવનાર પ્રાણવાયુ એ 'હું' હોઇશ કે? નહિ, નહિ, એ પણ 'હું' નહિ; કારણ કે તે પણ કાંઇ જાણવા સમર્થ નથી. (પ્રાણવાયુને સ્વયં-જ્ઞાન નથી.) કારણ કે ઊંઘમાં તે વહેતો હોવા છતાં તેની આસપાસ શું બને છે, તેનું તેને બિલકુલ જ્ઞાન થતું નથી. તો પછી કદાચ મન એટલે 'હું' હોઇશ? પરંતુ મન એટલે શું? અનેક વૃત્તિઓ મળી તે બને છે, તો તે પૈકી કયી વૃત્તિ એટલે 'હું'? શરીર પરમાણુના કણોના પુંજનું બનેલું હોય છે, તેવી જ રીતે મનની અનેક વૃત્તિઓ ઊઠે છે અને પુનઃ તેનો વિલય થઇ જાય છે. તેમાં કાયમનું એવું કોણ છે? ત્યારે તો પછી 'હું' એ કોને સમજવું? બુદ્ધિનો પણ એવો જ પ્રકાર છે. નિશ્ચય એ જ તેનું સ્વરૂપ છે. પરંતુ નિશ્ચય તો એક જાય છે અને બીજો આવે છે

અને 'હું' તો સદૈવ કાયમ જ રહું છું. 'હું' કોઇ વખતે નથી એમ કદાપિ બનતું જ નથી. તો પછી નિત્ય હોઇ ચરાચરને જાણુ-નારો એવો 'હું' તે કોણ? અને તે કેવો છે? સિવાય હેમલેખા-ના કહેવા મુજબ પ્રાણ, મન, બુદ્ધિ, એમને માટે 'હું' એ શબ્દ લગાડવામાં આવતો નથી. પણ 'મારું' એ શબ્દ લગાડવામાં આવે છે. અર્થાત્ દેહથી માંડીને તે ઠેઠ બુદ્ધિ સુધી આ સર્વે કરતાં 'હુ' તો કોઈ જુદો જ છે એ વાત નિઃસંશય સિદ્ધ થાય છે. અને તે 'હું' એ તો સર્વદા એટલે હંમેશાં જાણકારરૂપે જ રહે છે. અર્થાત્ 'હું' તો નિત્યપ્રતિ અખંડ અને ચરાચરનો સાક્ષીરૂપ છે એમાં શંકા નથી. એવો કાયમનો જે 'હું' તે કયા સાધન વડે અનુભવમાં આવે છે, તે કાંઈ મને સ્પષ્ટ રીતે સમજાતું નથી. પણ ભલા એ કેમ મને સમજાય નહિ?

જગતમાં ઘટાદિ વસ્તુઓ અનુભવમાં આવે છે, તે તો જાણે નેત્રેન્દ્રિયથી આવે છે, તે વિના આવતી નથી. પ્રાણવાયુ એ સ્પર્શે-ન્દ્રિય વડે સમજાય છે. મન છે તે તેને થનાર સંકલ્પવિકલ્પોના જ્ઞાન વડે સમજાય છે. તેમ બુદ્ધિ પણ જ્ઞાન વડે જ ઓળખી શકાય છે. પરંતુ તે સર્વે તો 'મારાં' કહેવાય છે. તો પછી 'હું' પોતે કયા જ્ઞાન વડે અનુભવમાં આવું છું તે સમજાતું નથી. હવે મને એમ લાગે છે કે, આ બધી બાબતોનું ભાન રહેલું હોવાથી મને મારું પોતનું એટલે આત્માનું જ્ઞાન થતું નહિ હોય. જો એમ જ હોય તો? હા! 'હું' હવે આ અનેક પદાર્થોનો સંકલ્પ છોડી દઉં એટલે મને મારા સ્વરૂપનો સ્પષ્ટ અનુભવ થાય એવો સંભવ છે.'

## આ પ્રકાશ, અંધકાર કે અત્યંત સુખ થયું તે આત્મા!

આ પ્રમાણે નિશ્ચય કરીને તેણે મનના તમામ સંકલ્પોનો ત્યાગ કર્યો. એકાગ્રતા થવાને લીધે પ્રથમ માત્ર અંધકાર જ તેના અનુભવમાં આવ્યો. તેથી મારું એ જ સ્વરૂપ હોવું જોઇએ,

એમ તેને લાગવાથી ઘણો જ આનંદ થયો. વળી પાછું ફરી એકવાર પોતાના સ્વરૂપનો અનુભવ લેવાની તેના મનમાં ઇચ્છા ઉત્પન્ન થઈ. ત્યારે નિગ્રહ વડે તેણે પોતાના ચંચલ મનને નિરુદ્ધ કર્યું. તેની સાથે જ એક દિવ્ય અને અદ્ભુત તેજ તેના અનુભવમાં આવ્યું. તે દૃશ્ય ક્ષણવાર જોઇને પોતે પુનઃ જાગૃત થયો. અને આ શો પ્રકાર છે? એમ કહીને વિસ્મિત થઇને પુનઃ એવો વિચાર કરવા લાગ્યો કે, 'અહોહો! સ્વસ્વરૂપ જ આમ અનેક પ્રકારે કેવી રીતે ભાસમાન થાય છે? પણ ફરી એકવાર જોઉં' એમ કહી તેણે પુનઃ મન નિરુદ્ધ કર્યું, ત્યારે તે ઘણા વખત પર્યંત નિદ્રામાં જ લીન થઇ ગયું અને તેને તેટલા સમયમાં એક વિચિત્ર સ્વપ્નું આવ્યું. થોડા વખત પછી જાગ્રત થયા બાદ આ થયેલા બધા પ્રકારો વડે તેને મોટી ચિન્તા ઉત્પન્ન થઈ અને તે કહેવા લાગ્યો કે, 'નિદ્રામાં સપડાઇને મેં આ સ્વપ્ન તથા દૃશ્યો શાના જોયા? પ્રથમ પેલો અંધકાર અને પછી પેલું તેજ જોયું, તે પણ એક સ્વપ્ન જ હશે? અને સ્વપ્ન એટલે તો મનનો વિલાસ! ત્યારે આ આપત્તિ કેવી રીતે કાઢવી? ત્યારપછી તેણે ફરીથી એકવાર મનના નિગ્રહનો દૃઢ નિશ્ચય કરીને ચિત્તને પુનઃ એકાગ્ર કર્યું. ત્યારે તે સહેજ સ્થિર થયું. આ પ્રમાણે મનની સ્થિરતા થતાં જ પોતે આનંદસમુદ્રમાં ડૂબી ગયો હોય એવો અનુભવ તેને થયો. પરંતુ અનભ્યાસને લીધે ફરીથી ચિત્તની ચંચળતા વડે તરત જ તે સમાધિમાંથી જાગી ગયો અને મનની સાથે વિચાર કરવા લાગ્યો કે, 'આ શું? મને સ્વપ્નું આવ્યું કે કાંઈ ચિત્તભ્રમ થયો? કે આ બધો જ પ્રકાર ખરો છે? મને મોટું આશ્ચર્ય થાય છે કે મેં કોઈ પણ વિષય અર્થાત્ બાહ્ય અથવા સૂક્ષ્મ સાધનોનો આધાર તો લીધો ન હતો, છતાં મને આ અત્યંત સુખાનુભવ ક્યાંથી પ્રાપ્ત થયો? આહાહા! આ સુખના લેશ માત્રની પણ બરોબરી કરી શકે એવી જગતમાં બીજી કોઈ પણ વસ્તુ જ નથી.

ગાઢ નિદ્રામાં જે સ્થિતિ થાય તે પ્રમાણે જ 'હું' અંદરની અને બહારની સ્થિતિનું ભાન ભૂલી ગયો હતો, છતાં એ સુખ તે સમયે ક્યાંથી આવ્યું? સુખ થવાનું સાધન અથવા કારણ તો કાંઈ પણ જડતું નથી, તો પછી તે કેવી રીતે પ્રાપ્ત થયું? આત્માની શોધને માટે તો 'હું' તૈયાર થયો છું. પરંતુ તે તો પ્રાપ્ત થયો જ નહિ અને તેના બદલામાં તો કાંઈ જુદા જુદા પ્રકારો જ નજરે પડયા, એ શું હશે? તો પછી આ પ્રકાશ એ આત્મા કે અંધકાર એ આત્મા? અથવા સુખ થયું તે આત્મા? કે આત્મા આ સર્વ કરતાં કોઈ બીજો જ છે? અથવા આ બધાં સ્વરૂપો આત્માનાં જ છે? છટ્, આનો નિર્ણય કરી શકાતો નથી. તેથી હવે તો આ બાબત ચતુર સ્ત્રી હેમલેખાને જ પૂછવી એ ઠીક.'

## મને શા માટે બોલાવી?

એ મુજબ વિચાર નક્કી થતાંની સાથે જ દ્વારપાલને બોલાવી હેમલેખાને પોતાની પાસે તેડી લાવવાની આજ્ઞા કરી. થોડા સમયમાં જ દ્વારપાળે કહેલા સંદેશા મુજબ તે જ્ઞાનમનોહર રમણી હેમલેખા ત્યાં આવી પહોંચી. તે વખતે રાજપુત્ર હેમચૂડ શાન્ત ચિત્ત વડે એક આસન ઉપર સ્થિર થઇને બેઠેલો તેની નજરે પડયો. તે વખતે તેનો શ્વાસોચ્છ્વાસ તદ્દન શાન્ત રીતે ચાલતો હતો. ચિત્ત ચલન વિનાનું થયું હતું. તમામ ઇન્દ્રિયોનો ઉપસંહાર થયો હતો. તે જોઈ તે તેની નજીક જઇને લગોલગના આસન ઉપર બેઠી. હેમલેખા નજીક જઇને બેઠી કે તરત જ રાજપુત્રે આંખો ઉઘાડી. તે વખતે પોતાની પાસે હેમલેખા બેઠી છે એમ તેના જોવામાં આવ્યું. બન્નેની નજરોનજર મળતાં જ હેમલેખાએ પ્રેમ વડે તેને આલિંગન કર્યું અને તે અમૃતતુલ્ય એવી મધુર વાણીથી બોલી:–'પ્રિય રાજન્! આપે મને શા માટે બોલાવી છે? આપની પ્રકૃતિ તો ઠીક છે ને?'

## આત્મા આ જ કે બીજો કોઈ છે?

આ પ્રમાણે સ્ત્રીએ કુશળવૃત્તાંતાદિ પૂછ્યા પછી રાજપુત્રે હેમલેખાને કહ્યું કે, 'તારા કહેવા મુજબ આત્મસ્વરૂપનું દર્શન લેવા હું આ એકાન્તમાં આવીને બેઠો અને તદ્દન તન્મય થઇ ગયો. પરંતુ મને તો કાંઈ જુદા જુદા ચમત્કારો જ નજરે પડ્યા. એ શું? પ્રથમ મારો વિચાર એવો થયો કે, આત્મા એ હંમેશા પ્રાપ્ત જ છે, સિવાય તે નિત્ય પ્રકાશમાન જ છે. તેથી તે નિત્ય સ્પષ્ટપણે અનુભવમાં આવતો નથી તેનું કારણ તે બીજી અનાત્મ વસ્તુઓની ઉપાધિને લીધે હોય, એમ સમજીને મેં અંદર અને બહારના તમામ ભાસને નિરુદ્ધ કરીને ચિત્તને તદ્દન સ્થિર અને શાન્ત કર્યું. આટલું કરવા છતાં પણ મને કાંઇ સમજાયું નહિ. પ્રથમ મેં ત્યાં અંધકાર જોયો; એક વખત પ્રકાશ જોવામાં આવ્યો. એક વખત એક સ્વપ્નું જોવામાં આવ્યું. એક વખત તો મને મહા-સુખ પ્રાપ્ત થયું. તો હે દેવી! આ બધો પ્રકાર શો છે તે મને કહે. આત્માનું સ્વરૂપ આ જ છે કે કાંઇ જુદું જ છે? તે બરાબર ખુલાસો કરીને કહે, એટલે મારાથી તે આત્મા બરાબર ઓળખી શકાય.

## આત્મા તો કદી અપ્રાપ્ત હોય ખરો કે?

આ પ્રમાણે પ્રશ્ન સાંભળી તે બ્રહ્મજ્ઞાની સ્ત્રી હેમલેખાએ કહ્યું કે, 'રાજન્! સ્પષ્ટ રીતે કહું છું તે આપ તદ્દન એકાગ્ર ચિત્તથી સાંભળો. આપે બાહ્ય નિરોધ કરવાનો જે પ્રયત્ન કર્યો તે ઘણું જ સારું કર્યું. દરેક આત્મવેત્તાને તે ઘણું જ પસંદ હોઇ સર્વ-માન્ય છે. તે વિના કોઇ પણ જગાએ અને કોઇને કદી પણ સ્વરૂપદર્શન થયેલું નથી. કારણ કે આત્મા તો હંમેશ પ્રાપ્ત જ છે. પ્રાપ્ત થવાનો હોય તો પછી તે આત્મા જ શાનો? અને જે આત્મા જ છે તે પ્રાપ્ત થવાને ઇતરત્રસ્થળ પણ ક્યાંથી હોય? સ્થૂલ, સૂક્ષ્મ, ઇન્દ્રિયનિગ્રહાદિ સાધનો એ કાંઇ આત્માની પ્રાપ્તિ

કરવાને માટે કરવાનાં હોતાં નથી. પણ ફક્ત 'હું' અને 'મારું' ઇત્યાદિ મિથ્યા ભ્રમ કે જે અવિદ્યાથી ઉત્પન્ન થયેલો માનવામાં આવે છે, તેની નિવૃત્તિને માટે જ કરવાનાં છે. વસ્તુતઃ આત્મામાં તો કદી કાંઈ પણ ઉત્પન્ન થયેલું જ નથી. છતાં પણ આ વિશાળ એવું વિશ્વ મૃગજળ, સસલાના શિંગડા અથવા વંધ્યાપુત્રવત્ ભાસમાન થયેલું જણાય છે. તથા તેમાં જન્મમરણાદિ અનંત દુઃખોનો ભ્રમિત એવો મિથ્યા અનુભવ થતો હોવાનું ભ્રમથી જે ભાસે છે, તે ભ્રમની નિવૃત્તિને અર્થે જ આ ઇંદ્રિયનિગ્રહાદિ સાધનો કરવાની અપેક્ષા શાસ્ત્રોમાં બતાવવામાં આવેલી છે. આત્મા તો હંમેશાં પ્રાપ્ત જ છે. તે કદી પણ અપ્રાપ્ત હોઇ શકે જ નહિ. વળી જે મૂળ અપ્રાપ્ય જ હોય તેની પ્રાપ્તિ તો '**मूलं नास्ति कुतः शाखा**' એ ન્યાયાનુસાર કદી પણ સંભવતી નથી. પ્રાપ્તિ તો મૂળ પ્રાપ્ય હોવા છતાં અપ્રાપ્ય છે એમ જે ભ્રમથી ભાસે છે, તેની જ થઇ શકે! વળી આત્મા હંમેશાં પ્રાપ્ત જ છે, તો પછી પ્રાપ્ત વસ્તુની જ ફરીથી પ્રાપ્તિ તે કેવી રીતે થઈ શકે? તાત્પર્ય કે આમ સાધનો દ્વારા તો આત્મા હંમેશા અપ્રાપ્ય જ કહેવાશે, એટલે સાધનાદિ વડે તેની પ્રાપ્તિ કેવી રીતે સંભવી શકે? આથી કોઈ પણ સાધનો આત્માની પ્રાપ્તિને માટે ઉપયોગી થઇ શકતાં નથી. આ રીત પ્રમાણે આત્માની પ્રાપ્તિ તો અશકય જ ગણાશે!×

---

**×न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित्।**
**अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे॥**
**(अ. १, वल्ली २, श्लो १८ कठोपनिषद्)**

**સારાંશઃ**—આત્મા કદી જન્મતો નથી તેમ તેનો નાશ પણ થઈ શકતો નથી, એટલે મરતો નથી. કોઇ કારણ વડે તે ઉત્પન્ન થતો નથી અથવા તેમાંથી કોઈ કારણ ઉત્પન્ન થતું નથી. તે અજ, જન્મરહિત શાશ્વતરૂપ ત્રણે કાળમાં હોઈ તેથી પર તથા પુરાણ અર્થાત્ આદિઅંતથી

## જડ્યા પણ ઓળખ્યો નહિ

મનનો નિરોધ એ આત્માની પ્રાપ્તિનો ઉપાય બિલકુલ નથી. આની સ્પષ્ટતા માટે દષ્ટાંત કહું છું. કોઇએક વસ્તુ અંધારાને લીધે દેખાતી નથી. પરંતુ દીવા ઇત્યાદિ સાધનોના નિમિત્ત વડે તે અંધારાને દૂર કર્યા બાદ તે જ વસ્તુ નવીન વસ્તુની માફક આપણને પુનઃ પ્રાપ્ત થાય છે. અથવા ચિત્ત ઠેકાણે નહિ હોવાને લીધે કોઈ જગાએ પોતે જ મૂકેલા સોનાનું પોતાને જ વિસ્મરણ થાય; બાદ મનની અંદરના વિચારો દૂર કરી માત્ર લક્ષ ઠેકાણે લાવીને સ્મરણ કર્યા પછી તે નષ્ટ થયેલું સોનું જેમ તેને પ્રાપ્ત થયું હોય એમ લાગે છે, તેમ જ આ આત્મપ્રાપ્તિને માટે પણ છે. બીજા વિચારોને દૂર કરવા એ વસ્તુતઃ જોતાં સુવર્ણ પ્રાપ્ત કરવાનો ખરો ઉપાય નથી. તેવી જ રીતે બાહ્ય પદાર્થોનો નિરોધ કરવો એ કાંઈ આત્મપ્રાપ્તિનું મૂળ કારણ નથી. ઠીક, આપ આ વખતે તો આત્માને ઓળખી શક્યા નહિ. તેનું કારણ એ આપને જડ્યો નહિ, એ નથી; પરંતુ આપને તે પરિચિત નહોતો, એટલું જ તેનું કારણ છે. એટલે કે કોઇ મનુષ્ય રાતની વખતે રાજાની સભામાં ગયો, ત્યાં તેણે દરેક સભાસદને જોયા, સળગાવેલા દીવાઓ જોયા, પરંતુ પ્રકાશ એટલે શું, એટલી જ તેને માહિતી ન હોવાથી આ સભામાં

---

રહિત છે. અગર જો શરીરાદિનો નાશ થાય છે છતાં આત્મા તો નાશ પામતો નથી.

**अशरीरं शरीरेष्वनवस्थे ष्वयवस्थितम् ।**
**महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥**
**( १–२–२२ कठोपनिषद् )**

**સારાંશઃ**–શરીરોમાં શરીરથી રહિતરૂપે, સર્વ શરીરાદિ ક્ષણિક પદાર્થોમાં સ્થિરરૂપે, મહાનરૂપે તથા સર્વત્ર વ્યાપકરૂપે એ પ્રમાણે આત્માને જોઈ (ધારી) વિવેકી અર્થાત્ અધિકારી પુરુષ શોકરહિત થાય છે.

અજવાળું કેવી રીતે થાય છે, તેનો ઉકેલ તેનાથી થયો નહિ. તેજ પ્રમાણે આપની સ્થિતિ થઈ. માટે રાજન્, હવે હું કહું છું તે સાંભળો.

## નિરોધ પછી અને પ્રકાશ પહેલાં જે સ્થિતિ તેજ આત્મા

નિરોધ કર્યા પછી આપને અંધકાર જણાયો ખરોને? તો તે અંધકાર જોવામાં આવ્યો તે પહેલાં અને નિરોધ પછી વચલા સંધિના સમયમાં આપની જે સ્થિતિ હતી, તેની જ ભાવના હંમેશને માટે રાખો, એટલે બસ. તે જ આપનું ખરું સ્વસ્વરૂપ છે. પરમાનંદભાવ પણ એ જ છે. તે જ જગાએ તમામ બહિર્મુખ (બહારની માયાને વળગેલા) લોકો મહામોહ વડે સપડાઈ જાય છે. શોધી શોધીને થાકી જાય છે, છતાં તેઓ આ પરમપદને પામતા નથી. દુનિયા ઉપર ઘણા શાસ્ત્રવેત્તાઓ છે, બુદ્ધિશાળીઓ પણ છે; તર્કશાળીઓ છે, છતાં આ સ્વસ્વરૂપનું ભાન નહિ હોવાથી તેઓ તમામ રાતદિવસ દુઃખ ભોગ ભોગવી રહ્યા છે. શબ્દાર્થ કરવાની વિદ્યા હોય તેથી કાંઈ પરમપદની પ્રાપ્તિ થતી નથી. અગર તો કોઈ પંડિત તેની શોધ કર્યા કરે છે. તેવી શોધની અવસ્થા જ્યાં સુધી ચાલુ હોય છે ત્યાં સુધી તેને આ પદ પ્રાપ્ત થયેલું નથી એમ સમજવું. કારણ કે તે ગ્રહણ કરી શકાય તેવું નથી, તેમ ક્યાંયે દૂર જઈ તે મળવા જેવું પણ નથી. બેઠેલી બેઠકેજ તે હંમેશાં પ્રાપ્ત છે. તે પદ વિચાર કરવાથી સમજાય તેવું પણ નથી. સર્વ વિચાર બંધ પડે છે ત્યારે પણ તે પ્રકાશિત થાય છે. એટલે કે તે હંમેશાં આ બન્ને અવસ્થાઓમાં સ્વરૂપ વડે સ્થિત જ છે. મસ્તકની છાયા દોડીને પકડવા જતાં તે કદી પણ હાથ આવતી નથી. તે મુજબ કોઈ પણ એકાદ ક્રિયા કરવામાં આવે તો તેનાથી તે (સ્વરૂપાવસ્થા) પ્રાપ્ત થનારી એટલે હાથ લાગે તેવી નથી. જે પ્રમાણે કોઇ એક બાલક નજીકમાં પડેલા આરસામાં હજારો પ્રતિબિંબો જુએ છે, પરંતુ તકતો કોઈ બાલકને જોઇ કે જાણી શકતો નથી, તેજ પ્રમાણે બધાં લોક આત્મસ્વરૂપ

મહાઆદર્શમાં પ્રતિબિંબિત થયેલા જગત જોતાં જ હોય છે, પરંતુ તેની પિછાન નહિ હોવાને લીધે જ તેઓ આત્માને જાણતા નથી. જેમ કોઇ મનુષ્ય આકાશને ઓળખતો નહિ હોવાને લીધે, આકાશમાં રહેલા જગત પદાર્થોને પ્રત્યક્ષ જુએ છે છતાં આકાશ એ શું છે તેનું તેને ભાન હોતું નથી, તેમ આ આત્મસ્વરૂપની બાબતમાં પણ છે. તેથી જ રાજન્ ! આપ ઘણી જ સૂક્ષ્મ દૃષ્ટિ વડે તેનો ખ્યાલ કરો.

## જ્ઞાન છે કે નથી એમ કહેવું તે પણ જ્ઞાન જ છે.

આખું દશ્ય જગત જ્ઞાન અને જ્ઞેય એમ બે જ પ્રકારથી બનેલું છે. તે બન્નેમાં જ્ઞાન એટલે જાણવું અથવા જાણવાપણું એ સ્વતઃ સિદ્ધ છે. તે જો ના હોય તો સર્વ નકામું છે. સર્વે પ્રમાણોને એ આધારરૂપ છે.

તાત્પર્ય એ કે જ્ઞાન એ સ્વયમેવ છે. તેને માટે બીજું કોઈ પ્રમાણ નથી. અને તેને કોઇ પ્રમાણની જરૂર નહિ હોવાને લીધે તે સર્વનું મૂળ આદિકારણ હોઈ સ્વતઃ સિદ્ધ છે. એક પણ સાધન એવું નથી કે જે તેને સિદ્ધ કરી બતાવે. આવા પ્રકારે સાધન દ્વારા જો તેની સિદ્ધતા (સિદ્ધિ) નથી, તો પછી 'એ જ્ઞાન જ છે એ શા ઉપરથી ?' એમ આપ પૂછશો. તો તેના ઉત્તરમાં કહેવાનું કે જો મૂળમાં જ્ઞાન એટલે જાણવાપણું ના હોય, તો પછી તે છે કે નથી એવું જ્ઞાન પણ ક્યાંથી હોય ? અર્થાત્ તે ઉપર આક્ષેપ પણ શાનો અને જવાબ પણ શાનો ? એકના અભાવે બન્ને હોતા નથી. તાત્પર્ય કે આ આક્ષેપ જ સંભવે નહિ; જેથી તેનો (જ્ઞાનનો) અભાવ છે એમ જાણવું શક્ય જ નથી. કોઈ એક મોટા તકતાના કાચની માફક તેનું સ્વરૂપ હોઇ દર્પણમાંના પ્રતિબિંબની માફક તેનામાં જ આખું જગત ભાસમાન થાય છે. દેશ અને કાળ એ બન્ને તેની અંદર અને તેના આધાર વડે જ ભાસમાન થતા હોવાથી

દેશકાળની મર્યાદામાં તે કેવી રીતે સંભવી શકે? અર્થાત્ દેશ અને કાળની હદમાં આત્મા આવી શકતો નથી. તે તેમની હદબહાર અર્થાત્ મર્યાદાથી પર છે. ઊલટું દેશકાળાદિની મર્યાદાનું અસ્તિત્વ આત્મા એટલે જ્ઞાનના આધાર વડે જ છે. તેને જ્ઞાન એમ કહેવાથી પણ જે મર્યાદિતપણું આવે છે તે તો આકાશમાંની મર્યાદિત વસ્તુઓ જેમ અમર્યાદ એવા આકાશને પોતાની હદમાં લે એવો જે આભાસ થાય છે, તેના જેવું છે; પરંતુ તે ખરું નથી. આ રીતનું જે આપનું સ્વસ્વરૂપ તેને આપ સૂક્ષ્મદૃષ્ટિ વડે લક્ષમાં લો. તે જ સર્વમાન્ય એવા જ્ઞાન એટલે (**प्रज्ञानं ब्रह्म–ऋग्वेदमहावाक्य**) ચૈતન્ય વડે જ આ સમસ્ત જગત રહેલું છે. તેની સાથે એકરૂપતાનો અનુભવ લઇ તે અનુભવ જ્યારે સ્વતઃસિદ્ધ એટલે સહજસિદ્ધ થાય છે. એટલે પુરુષને આખું જગત્કર્તૃત્વ પ્રાપ્ત થાય છે.

## પરમાત્મસ્વરૂપની પ્રાપ્તિનું સ્થાન

રાજપુત્ર! તે પરમપદ શોધવાનું સ્થાન હવે કહું છું, કે જેથી તે પદની આપને પ્રાપ્તિ થશે. (૧) નિદ્રા અને જાગૃતિ એ બન્ને વચ્ચેની અવસ્થામાં અર્થાત્ આ બે અવસ્થાઓની વચ્ચેની સંધિમાં; અથવા (૨) એક વસ્તુના આકારને છોડી ચિત્ત બીજા પદાર્થ ઉપર જવાની અગાઉના સંધિસમયમાં; અથવા (૩) હૃદયમાંથી નીકળેલી વૃત્તિ પદાર્થ ઉપર પહોંચતા સુધીના સમયમાં જે સ્થિતિ હોય છે તેને આપ સૂક્ષ્મ બુદ્ધિથી લક્ષમાં લો. એ જ પરમપદ અર્થાત્ આત્મસ્વરૂપ છે, જે એક વખતે પ્રાપ્ત થવાથી પુનઃ કદી પણ અવિદ્યારૂપ મહામોહમાં મોહિત થવાતું નથી. આ સંબંધમાં અજ્ઞાત હોવાને લીધે જ આ ભ્રમિત જગત આટલું બધું વિશાળ થયેલું ભાસે છે. રાજન્! તે આત્મસ્વરૂપમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એમાંનું કાંઇ જ નથી. તેમ જ ત્યાં સુખ અને દુઃખ એ બન્નેમાંથી પણ કાંઇ જ નથી. તે આત્મ-

સ્વરૂપ ગ્રાહ્ય અગર ગ્રાહકમાંનું એકે નથી. તે જ આ સર્વસ્વનો આધાર છે; તે જ આ બધાં ભિન્નભિન્ન રૂપો વડે ભાસમાન થયેલું છે. અથવા તો તેમાંનું કાંઇ એક નથી, એમ પણ કહી શકાય છે. એ જ સર્વેશ્વર છે. વિષ્ણુ, શંકર, બ્રહ્મદેવ તથા મહેશ્વર પણ એ જ છે. ચિત્તને સ્થિર કરીને કેવળ સદ્રૂપ આત્માથી જ આત્માને જુઓ. ચિત્તને સર્વ દૃશ્ય પદાર્થો ઉપરથી દૂર કરીને અર્થાત્ હટાવી લઇ અન્તર્મુખ કરવું એટલે બાહ્ય પદાર્થોમાંથી ચિત્તને હટાવી તેનો અન્તઃકરણમાં વિલય કરવો, અર્થાત્ અંદરની બાજુ ધ્યાન કરવું. હવે 'હું' જોઉં છું એવો અંધની માફકનો વિચાર પણ છોડી દેવો. કારણ કે આત્મસ્વરૂપ દૃશ્ય, દ્રષ્ટા અને દર્શનથી પર છે. તદ્દન નિશ્ચલ થઇને જોવું અને ન જોવું એવી બન્ને પ્રકારની ભાવનાઓને ભૂલી જઈ પછી જે કાંઇ શેષ રહે તે જ આપનું સ્વસ્વરૂપ છે. એટલા માટે હવે વખત નહિ ગુમાવતાં તે અવસ્થાનું આપ સેવન કરો.'

હેમલેખાએ આ મુજબ કહ્યા પછી વિચાર વડે થોડા સમયમાં જ તે આત્મપદ હેમચૂડના અનુભવમાં આવ્યું. અર્થાત્ હેમચૂડને આત્મસાક્ષાત્કારનો સ્વાનુભવ થયો અને તે જ ક્ષણે નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થઇ તથા દેહનું અને બાહ્ય જગતનું તેને પૂર્ણપણે વિસ્મરણ થયું.

---

## પ્રકરણ ૧૦ મું

## આંખો મીંચવાથી યા ઉઘાડવાથી શું થાય?

પોતાના પતિને પરમાત્મસ્થિતિ પ્રાપ્ત થયેલી છે એવું જોઇ હેમલેખાએ તેની સમાધિનો ભંગ નહિ કરતાં તેને તે જ સ્થિતિમાં રહેવા દીધો. બાદ એક મુહૂર્ત પછી તેની સમાધિ ઊતરી અને

આંખો ઉઘાડીને તેણે પોતાની સ્ત્રી અને બાહ્ય જગતનું અવલોકન કર્યું. પરંતુ તત્કાળ તેને તે નિર્વિકલ્પ સમાધિઅવસ્થામાં જ રહેવાની ઇચ્છા થઈ અને તે ત્વરાથી આંખો બંધ કરવા લાગ્યો. હેમચૂડ આ પ્રમાણે નિર્વિકલ્પાવસ્થામાં સ્થિત રહેવાની તૈયારી કરે છે, એવું જોઇ તે સુધામધુરભાષિણી હેમલેખા રાજપુત્રનો હાથ પોતાના હાથમાં લઇ બોલી: 'મહારાજ! આપે શો વિચાર કર્યો છે, તેની મને સમજ પડતી નથી! માટે કહો વારુ! આંખો બંધ કરીને અથવા ખુલ્લી રાખવાથી આપને કયો લાભ કિંવા હાનિ થવાની છે? આંખો ઉઘાડી રાખવાથી શી હાનિ થાય છે અને તે બંધ કરવાથી શો ફાયદો થાય છે? રાજન્! આપની શી ભાવના છે તે મારે જાણવાની ઇચ્છા છે.'

## અરેરે! લોકોને સુખદુઃખનું સાચું જ્ઞાન નથી!

આ પ્રમાણે હેમલેખાએ પૂછયું, તે વખતે રાજપુત્ર હેમચૂડને જાણે મદોન્માદથી આળસ ભરાયું હોય અને તેથી બોલવાને કંટાળતો હોય, તેમ તે આળસની ધૂનમાં જ બોલ્યો: 'દેવી! ઘણા લાંબા વખત બાદ મને આજે આ વિશ્રાંતિનું સ્થાન પ્રાપ્ત થયેલું છે. દુઃખથી ભરપૂર આ બાહ્ય અને લૂખા જગતમાં વિશ્રાંતિની જગા જ કયાં છે? આ સર્વ બાહ્ય વ્યવહાર હવે તો મને કૂચાઓ ચાવવા જેવો લાગે છે. તે હવે બસ થયો. દુર્દૈવ વડે અંધ જોઈ ન શકે તેમ આ આત્મસ્થિતિનું સુંદર સુખ આજ સુધી મને પ્રાપ્ત થયું નહોતું. અને જેમ કોઇ માણસ પોતાના ઘરમાં દાટેલો ખજાનો નહિ જાણવાથી ભીખ માગતો ફરે છે, તેમ મેં આજ પર્યંત પાસે હોવા છતાં આ સુખરૂપી મહાસાગરને ઓળખ્યો નહિ અને દુઃખ-સમુદાયથી ભરેલા વિષયસુખને જ શ્રેષ્ઠ માની લીધું હતું. વીજળીની માફક ક્ષણમાત્રમાં નાશ પામનારું એ વિષયસુખ સ્થિર છે એમ મને લાગતું અને તેની પાછળ ભમવાથી મને અનંત દુઃખો

ભોગવવાં પડચાં! શાંતિ તો કોઇ દિવસે મળી જ નહિ. અરેરે! આ લોકોને સુખ અને દુઃખનું વિચારપૂર્વકનું સાચું જ્ઞાન પ્રાપ્ત થયેલું હોતું નથી. તેઓ ઇચ્છાઓ તો સુખની કરે છે, પરંતુ મૂર્ખાની પેઠે દુઃખના જ ડુંગરો ભેગા કરે છે. તેથી હે દેવી! પ્રયત્નો કરવાનું અને દુઃખો ભોગવવાનું હવે બસ થયું. મારા ઉપર તું કૃપા કર, હું તને હાથ જોડીને પ્રાર્થના કરું છું. સુખમય આત્મસ્થાનમાં એટલે સ્વસ્વરૂપાવસ્થામાં ચિરકાલીન વિશ્રાંતિ લેવાની હવે મને ઉત્કંઠા થઈ છે. અને દેવી! અરેરે! તું પણ કેવી દુર્દૈવી છે! તું તે પરમપદને જાણતી હોવા છતાં તે વિશ્રાંતિનો ત્યાગ કરી ગાંડાની માફક દુઃખને માટે શા સારુ ધમપછાડા કરે છે?

## 'ખેદની વાત છે કે આપે હજી પરમપદ જાણ્યું નથી!'

આ મુજબ હેમચૂડનું કહેવું સાંભળી લીધા બાદ તે ચતુર સ્ત્રીએ સહેજ મોં મલકાવી ફરીથી કહ્યું કે: 'રાજન્! મને ખેદ થાય છે કે આપે તે પરમપદને હજુ સુધી જાણ્યું નથી. જ્યાં પહોંચ્યા પછી અંતઃકરણ નિખાલસ, શુદ્ધ અને પવિત્ર થાય છે અને પુનઃ કદી યત્ કિંચિત્ પણ મોહ થતો નથી, તે સ્થાન પૃથ્વી ઉપરના મનુષ્યોને આકાશ દૂર છે, તે પ્રમાણે આપને હજી બહુ દૂર છે. આપે જે કાંઇ જાણ્યું તે સર્વ ન જાણ્યા જેવું જ થયું. મહારાજ! આંખો બંધ કરીને અથવા તો ઉઘાડી રાખીને તે સ્થળ જોઇ શકાય છે ખરું કે? કોઈ એકાદ કૃતિ કરવાથી અથવા તે કરવાનું છોડી દેવાથી તે પદ કોઇને કદી પણ પ્રાપ્ત થતું નથી. કોઈ એક જગાએ જવાનું છોડી દેવાથી અથવા એક જગાએથી બીજી જગાએ જવાથી પણ તે સ્થાન પ્રાપ્ત થતું નથી. આંખો મીંચવામાં આવે, અગર એકાદ કોઈ ક્રિયા કરવામાં આવે, અથવા કોઇ ઠેકાણે જવું પડે, અને તેમ કરવાથી જો કાંઇ પ્રાપ્ત થાય, તો પછી તે પૂર્ણ સ્થિતિ કેવી રીતે કહી શકાય એ કહો વારુ? ચોખાના ચાર દાણા

જેવડો જેનો આકાર હોય છે, એવી આ નેત્રની પાંપણો ઉઘાડતાની સાથે જ જો તે અંતર્ધાન થઈ જતું હોય તો પછી તેને નિશ્ચિત એવું પૂર્ણપદ કેમ કરીને કહી શકાય ? વાહવાહ ! રાજકુમાર, કેટલો બધો આ મોહ ! કેવી આશ્ચર્યની વાત છે ! અરે ! જ્યાં કરોડો બ્રહ્માંડની રેષાઓ જેના એક ખૂણાખોચરામાં પડી રહેલી હોય છે, તેવું આત્મપદ અથવા સ્વસ્વરૂપ એક આંગળ લાંબી એવી નેત્રની પાંપણો ઉઘાડતાની સાથે જ ગુપ્ત થઈ જાય છે કે શું ? માટે રાજન્ ! આપને હું આ સર્વનો સાર કહું છું, આપ બરાબર સ્થિર ચિત્ત રાખીને તે સાંભળો.

## આંખો બંધ કરી પરમપદપ્રાપ્તિની ઇચ્છા હવે બસ !

જ્યાં સુધી હૃદયગ્રંથિ[1] છૂટી નથી ત્યાં સુધી સુખ કદી પણ પ્રાપ્ત થતું નથી. આ હૃદયગ્રંથિઓ કરોડો હોઈ તે મોહ નામની દોરીથી બંધાયેલી છે. સ્વરૂપનું અજ્ઞાન એ જ મોહરજ્જુ એટલે દોરી, અને તેના ઉપર વિપરીત અહાત્મક થયેલો ભ્રમ એ ગ્રંથિ ( ગાંઠ ). એ મુજબ અજ્ઞાનતાને લીધે હૃદયગ્રંથિઓ અનંત હોય છે. તેમાં દેહાદિકને ઠેકાણે આત્મતત્ત્વ હોવાનો નિશ્ચય થવો એ મુખ્ય–પહેલી ગ્રંથિ હોય તે વડે જ આ સંસાર આટલો બધો વિશાળ અને અનિવાર્ય અર્થાત્ સમેટી નહિ શકાય એવો થયેલો છે. તેવી જ રીતે કેવળ ભાસમાન જગતને ઠેકાણે આત્મા નથી, એવો નિશ્ચય

---

૧ यदा सर्वे प्रभिद्यन्ते हृदयस्येह ग्रंथयः ।
अथ मर्त्योऽमृतोभवत्येतावद्ध्यनुशासनम् ॥
( कठोपनिषद् २–६–१५ )

**સારાંશઃ**—જ્યારે હૃદયની સર્વ ગ્રંથિઓ આ મનુષ્યદેહમાં જ ( આવેલા મનુષ્યજન્મમાં જ ) નાશ પામે છે, ત્યારે મનુષ્ય અમર્ત્ય થાય છે અને પછી તે અહીં એટલે આ મનુષ્યદેહમાં જ અમર્ત્ય થાય છે, એ જ સર્વ વેદોનો ઉપદેશ છે.

થવો અથવા આત્માને વિષે જગતાદિનો નિશ્ચય થવો એ બીજી ગ્રંથિ. તેવી જ રીતે જીવ અને ઈશ્વર એ બન્ને અલગ અલગ છે, અથવા જીવ અને ઇશ્વર પરસ્પર એકબીજાથી જુદા જુદા છે ઇત્યાદિ પ્રકારના થયેલા નિશ્ચયો એ બધી ગ્રંથિઓ જ છે. આ સ્વરૂપનું અજ્ઞાન અનાદિકાળથી ઉત્પન્ન થયેલું હોઇ તેની અજ્ઞાનની ગડીઓ એટલે ગૂંચ વળી તે ગ્રંથિરૂપને પ્રાપ્ત થયેલું છે. તેના થકી જ અર્થાત્ અજ્ઞાનથી જ પુરુષ બદ્ધ થયેલો છે. તે ગ્રંથિની ગૂંચ ઉકેલવામાં આવે તો જ તે બંધમાંથી મુક્તિ થાય છે. માટે આપ આંખો બંધ કરીને તે પદ પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરાવો છો તે હવે બસ થયું; તે આ સર્વોત્તમ પદ એ જ આપણું નિજરૂપ છે કે બધા આકારોનો નિરાસ કર્યા પછી જે શુદ્ધ સંવિત્ રહે છે, તે જ એ નિજરૂપ છે. તે જ આ સર્વ સંસારનું ચિત્ર બતાવનાર તકતાનો મોટો કાચ છે. માટે તે હવે કઇ વખતે અને કયા રૂપમાં નથી તે મને કહો વારું ?

## જગત આત્મરૂપ નથી ?

તે આત્મસંવિત્ જો અમુક વખતે એટલે અમુક કાળમાં, અમુક ઠેકાણે અને અમુક રૂપમાં નથી એમ જો આપ કહેતા હો, તો તે દેશ અને કાળ તથા રૂપ એ પણ વાંઝણીના પુત્રની માફક મિથ્યા જ છે. આદર્શ અર્થાત્ આરસા વગર જેમ પ્રતિબિંબ સંભવતું નથી તેમ આ સર્વ પણ અસંભાવ્ય જ છે. તાત્પર્ય કે સંવિત્ પદના અભાવે દેશ, કાળ અને રૂપ ઇત્યાદિ સર્વ અંતર્ધાન થાય છે, અર્થાત્ તે પૈકીનું કાંઈ પણ સંભવતું નથી. ત્યારે તે કેવળ આપની આંખો ઉઘાડવા થકી જ કેવી રીતે અંતર્ધાન થશે ? જ્યાં સુધી 'હું તે જાણું છું' એવી મજબૂત સમજ હૃદયમાં હોય છે ત્યાં સુધી તે પદની પ્રાપ્તિ થઇ જ નથી. અગર જો કાંઈ પ્રાપ્ત થયેલું હશે તો તે કાંઇ જુદું જ હોવું જોઇએ. આંખો બંધ અગર ઉઘાડી રાખવાથી તે પદ પ્રાપ્ત થયેલું છે એવું જે

આપ સમજો છો તે પૂર્ણપદ હોઇ શકે જ નહિ.× કારણુ આ
તેને કાલક્રિયાદિની મર્યાદામાં લઇ મર્યાદિત બનાવો છો. ∗
રાજપુત્ર! આ કાલાગ્નિ જેવી તૈજસ્વી મહાસંવિત્ કઇ જગા
નથી તે કહો વારુ? અનેક કલ્પનારૂપી લાકડાના ઢગલાને ર
સંવિત્ અગ્નિની માફક આત્મરૂપ બનાવી દે છે. તે પરમપ
એકવાર પૂર્ણ રીતે જાણ્યા પછી આંખો ઉઘાડમીંચ કરવાનું કે
પણુ કર્તવ્ય આપને માટે રહેતું જ નથી. 'હું મનનો નિરે
કરીને તે જોઉં છું' એવી હૃદયમાંની ગ્રંથિ આપ છોડી દો. ચ
જગત આત્મરૂપ નથી પણ બીજું જ કાંઇ છે, એવી દૃઢ ગ્રંથિ

---

× ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

**સારાંશ:**–આ પૂર્ણ છે, તે પૂર્ણ છે, પૂર્ણથી જ પૂર્ણ વૃદ્ધિ પામે
તથા પૂર્ણમાંથી પૂર્ણને લેતાં પણુ અવશેષ પૂર્ણ જ રહે છે. (ઈશાવાસ્ે
પનિષદ અથવા કલ્પસૂત્ર)

જેમકે આકાશ એ પૂર્ણ વસ્તુ છે. તે ઘટાદિ ઉપાધિથી મિથ્યા ઘ
કાશરૂપ છે એમ વ્યવહારમાં કહેવામાં આવે છે. છતાં તે મૂળ આક
તો પૂર્ણ જ છે. સિવાય ઘટાદિનો નાશ થાય તોપણુ તે આકાશ
પૂર્ણ જ છે. આ ઘટાદિનું અસ્તિત્વ પણ તે આકાશ વડે જ હોય છે. આ
તે સર્વ સમયે પૂર્ણરૂપ જ હોય છે, એમ જાણવું. આ પ્રમાણે
આત્માનું પણ સમજવું. ઘટાદિ મિથ્યા ઉપાધિઓ જે ભાસે છે તે પ
આત્માને લીધે જ છે. અર્થાત્ તે આત્મસ્વરૂપ જ છે. તેમ ઉત્પત્તિ, સ્થિ
લય, દ્રષ્ટા, દૃશ્ય, દર્શન, કર્તા, કરણુ, કાર્ય, ઇત્યાદિ ત્રિપુટીઓ પણુ આત
સ્વરૂપ જ છે. જીવ, અહંકાર, મન, બુદ્ધિ, અવિદ્યા, સૂક્ષ્મતન્માત્રા, જ્ઞા
ન્દ્રિયો, કર્મેન્દ્રિયો, જન્મ, મરણુ અને તે સર્વથી પર એ પણુ આત
સ્વરૂપ જ છે. આથી જ આ પૂર્ણ છે, તે પૂર્ણ છે, ચરાચર બ્રહ્માણ્ડાદિ
પણુ તેજ પરિપૂર્ણ છે અને બ્રહ્માણ્ડાદિના પ્રલય બાદ પણ તે છે, અ
તે પૂર્ણસ્વરૂપ જ છે.

પણ આપ નિર્મૂળ કરો અને દરેક જગાએ અખંડાનંદ વડે જે સદા સર્વ કાળ પરિપૂર્ણ અને ભરપૂર છે એવું આત્મરૂપ જુઓ. દર્પણમાંના પ્રતિબિંબની પેઠે આ સર્વ ચૌદે લોક આત્મસ્વરૂપ જ દેખાય છે એ પ્રમાણે સર્વત્ર જુઓ, અને 'હું દરેક જગાએ આત્મ-સ્વરૂપ જ જોઉં છું' એવી ભાવનાનો પણ ફરીથી ઉદય નહિ થાય એવા સામાન્ય ચૈતન્ય સાથે મળી જઇ આત્મસ્વરૂપમાં સ્થિત થાઓ.'

## અનાસક્ત કર્મયોગી હેમચૂડ

આ મુજબ હેમલેખાનું કથન શ્રવણ કર્યા બાદ હેમચૂડનું અંતરંગ ( અંતઃકરણ ) તદ્દન શાન્ત થયું. તેની સર્વ ભ્રાન્તિઓ દૂર થઇ ગઇ અને પૂર્ણ આત્મસ્વરૂપ એટલે શું એ તેને સમજાયું અને તેના અભ્યાસ વડે આસ્તે આસ્તે તેને પૂર્ણ તદ્રૂપતા પ્રાપ્ત થઈ તેમજ કાયમને માટે તે પરમપદમાં સ્થિત થયો, અર્થાત્ જીવ-ન્મુક્ત બની ગયો. ત્યારબાદ તેણે પૃથ્વી ઉપર રહીને હેમલેખાદિ સ્ત્રીજનોની સાથે પુષ્કળ વિહાર કર્યો. મોટું વિસ્તૃત રાજ્ય પણ ચલાવ્યું. પ્રસંગવશાત્ લઢાઈ ઉપર જઇ શત્રુઓને પણ જીત્યા; અનેક શાસ્ત્રોનું શ્રવણ કર્યું અને તે લોકોને સંભળાવવાની ગોઠ-વણ કરી; દ્રવ્યસંપાદન કર્યું અને અશ્વમેધ, રાજસૂય ઇત્યાદિ પ્રમુખ યજ્ઞો પણ કર્યા. આ પ્રમાણે તેણે બે અયુત વર્ષો સુધી જીવન્મુક્ત અવસ્થાનો અનુભવ લીધો.

## બધા જ જ્ઞાની

હેમચૂડને જીવન્મુક્ત દશામાં વિહાર કરતો જોઈ તેના પિતા રાજા મુક્તાચૂડ અને ભાઇ મણિચૂડના મનમાં પણ એક વખત એવો વિચાર ઉત્પન્ન થયો કે હેમચૂડની સ્થિતિ પ્રથમની માફક હાલમાં કેમ જણાતી નથી ? તે સુખ વખતે અતિશય આનંદમય થતો નથી અને દુઃખમાં ઉદાસ પણ થતો નથી. લાભ, હાનિ, શત્રુ, મિત્ર ઇત્યાદિ સર્વ આને તો સરખાં જ લાગે છે. આમ થવાનું કારણ

શું હશે વારુ? નાટકર્માંના વેપ ભજવનાર નટની માફક સર્વ રાજકારણ પણ તે કેવળ લીલાથી જ જુએ છે! મદ વડે હંમેશાં કેફ ચડ્યો હોય તેવો એ દેખાય છે? મનને કોઇ બીજી જગાએ ફેંકયું હોય તેમ રોજ દેખાય છે. છતાં દરેક કાર્ય તો કરે છે. તો આમ બનવાનું કારણ શું હશે વારુ? એવો વિચાર આવ્યા બાદ તે બન્ને જણાએ એકાન્તમાં તેનો મેળાપ કરી પૂછ્યું: 'હેમચૂડ, તને આ આવી સ્થિતિની પ્રાપ્તિ કયાંથી થઈ?' ત્યારે હેમચૂડે ક્રમે ક્રમે તે બન્ને જણાને આત્મસ્થિતિનું મર્મ (ગુપ્ત રહસ્ય) સમજાવ્યું. તેના બોધ વડે તે બન્ને જણાઓ–પિતા મુક્તાચૂડ અને ભાઇ મણિચૂડ–પરમપદ પ્રાપ્ત કરી લઇ જીવન્મુક્ત સ્થિતિએ પહોંચ્યા. બાદ પ્રધાન-મંડળે પણ રાજાની પાસેથી જગતનું રહસ્ય સમજી લઇને આત્મ-તત્ત્વનો વિચાર કર્યો અને તેઓ પણ જ્ઞાની થયા. એ મુજબ તે વિશાળ નગરમાં એકની પાસેથી બીજાએ એમ પરસ્પર ઉપદેશ લઈને ક્રમવાર દરેકે તે પરમતત્ત્વ પ્રાપ્ત કરી લીધું. ત્યાંનાં તમામ પુરુષ, સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધ, દાસ, દાસી ગોવાળિયાઓ પણ જ્ઞાની થયા. દરેકના દેહનો અહંભાવ પૂર્ણપણે નાશ પામ્યો. બધા લોકો કામક્રોધાદિ જીતીને વ્યવહાર કરવા લાગ્યા. પરબ્રહ્મની જ વાતો કહીને માતાઓ બાળકોને રમાડતી. દાસદાસીઓ પણ પરસ્પર એક-બીજાની સાથે બ્રહ્મવિચારની કથાઓ કરીને સ્વામીસેવા કરવા લાગ્યાં. નાટકકારો પણ જેમાં તત્ત્વવિચારની જ કથાઓ આવે એવા પ્રસંગોવાળાં નાટકો ભજવવા લાગ્યા. ગવૈયાઓ પણ બ્રહ્મ-બોધના વિવેકની જ વાતોનાં ગાયનો ગાવા લાગ્યા. વિદૂષકો પણ અસત એવા લોકવ્યવહારનો વૈરાગ્ય ઉપજાવે તેવી ટીખળચેષ્ટા અથવા ડિગલ કરવા લાગ્યા અને પરમતત્ત્વોના વિચારોના દાખલાથી સુંદર થયેલાં શાસ્ત્રો શાસ્ત્રીઓ પોતાના શિષ્યોને શીખવતા થયા. આ પ્રમાણે ત્યાં સર્વે પુરુષો, સ્ત્રીઓ, નોકરવર્ગ, નાટક ભજવનારા, સિપાઇ, સરદાર, મુત્સદ્દીઓ, કારીગરો, વાર (**વિશ્વ**)યોષિતા

( વેશ્યાઓ ) ઇત્યાદિ તમામ લોકો બ્રહ્મજ્ઞાની થયાં. અને તે સર્વેનો વ્યવહાર પ્રાક્તન સંસ્કાર વડે ચાલવા લાગ્યો. જે બાબત થઇ ગઈ તે શુભ અગર અશુભ એ સંબંધમાં કોઇ યાદ સરખું પણ કરતું નહિ. અને ભવિષ્યની ચિંતા છોડી થનારી વાતોથી આનંદ પ્રાપ્ત થશે અગર દુઃખ થશે એ તરફ પણ કોઇ લક્ષ જ આપતું નહોતું. ફક્ત ચાલુમાં યંત્રની માફક હાલવું, ચાલવું, હસવું, આનંદ કરવો અથવા કારણપ્રસંગે ખેદ કરવો, કે પ્રસંગવશાત્ ગુસ્સે થવું—આ રીતે બધા લોકો મધમાખોની પેઠે× નિત્ય વ્યવહાર કરવા લાગ્યા.

## વિદ્યાનગર

દત્તાત્રેય આગળ કહે છે: 'પરશુરામ! ત્યાંના પોપટો પણ પિંજરામાંથી બ્રહ્મવિદ્યાનો જ ઉપદેશ કરતા. કારણપ્રસંગે સનકાદિકોએ તેમના તે શબ્દો સાંભળી તે નગરને 'વિદ્યાનગર' એવું નામ આપ્યું. આ તને પ્રથમ કહેલું જ છે.

આ પ્રમાણે ત્યાં જૂના વખતમાં હેમલેખાએ બોધ કરેલો એવો રાજા હેમચૂડ જીવન્મુક્ત-તત્ત્વવેત્તા થઇ ગયો. **સારાંશઃ-પરમ કલ્યાણનું આદ્ય અને મુખ્ય સાધન સત્સંગ છે. તસ્માત્ જેમને પરમકલ્યાણની ઇચ્છા હોય તેમણે પ્રથમ સંતો-સત્પુરુષોનો સંગ કરવો.'**

---

# પ્રકરણ ૧૧ મું

## આ દૃશ્ય ચૈતન્યરૂપ હોય ખરું કે?

હેમચૂડની અદ્ભુત હકીકત સાંભળ્યા બાદ પરશુરામને કાંઇક સંશય ઉત્પન્ન થયો, ત્યારે તેણે શ્રીગુરુને પૂછ્યું: 'હે ભગવન્!

---

× મધમાખોએ રાતદિન મહેનતથી એકઠું કરેલું મધ બીજાઓના જ ઉપયોગ માટે હોય છે, તે પ્રમાણે પરોપકારબુદ્ધિથી જ આ સર્વ લોકો વ્યવહાર કરતા.

આપે જે અદ્દ્ભુત જ્ઞાન સંભળાવ્યું તે ઘણું વિચિત્ર અથવા બધી રીતે મને અશક્ય જ લાગે છે. કારણ કે આ દૃશ્ય વિશ્વ આપે કહ્યું તે મુજબ કેવળ ચૈતન્યસ્વરૂપ જ કેમ કરીને હોય? તે ચૈતન્યસ્વરૂપ છે એવું પ્રત્યક્ષ જોઈ શકાતું નથી, એટલે માત્ર શ્રદ્ધા રાખીને માન્યા વિના બીજો ઉપાય દેખાતો નથી. કારણ કે, ચૈત્ય પદાર્થોથી ચેતત્વ જુદું જ હોય, એવું કોઇ પણ વખતે અનુભવમાં આવે એમ લાગતું નથી અર્થાત્ તેનો જરા પણ મેળ ખાતો નથી. તો પછી મન તો કેમ માને? માટે કૃપા કરીને મને તેની સમજ પડે એવી રીતે સ્પષ્ટતાથી આપ કહો, કારણ કે હું સંશયથી ઘેરાયો છું.'

પરશુરામે આવો પ્રશ્ન પૂછ્યા પછી શ્રીદત્તાત્રેયે પરશુરામને ઉત્તર આપ્યો કે, 'હે પરશુરામ! તને દૃશ્યનું તત્ત્વ બરાબર સમજાય એ રીતે કહું છું. આ તમામ દૃશ્ય કેવળ મિથ્યા ભ્રમથી જ દેખાય છે, બીજું કાંઇ પણ નથી. તેની ઉત્પત્તિ કહું છું, તે તું બરાબર એકાગ્રચિત્ત વડે સાંભળ.

## આ જગત કારણ વગર જ ઉત્પન્ન થયું હશે?

આ દૃશ્ય જગત એ તો એક કાર્ય છે. કારણ તો ફક્ત એની ઉત્પત્તિ થતી વેળાએ જ જણાઇ આવે છે. ઉત્પત્તિ એટલે નવાપણાથી દેખાવું. એ મુજબ જોતાં દરેક ક્ષણે ક્ષણે જગત નવા નવા રૂપથી જ ભાસમાન થાય છે. કોઈ કોઇ કહે છે કે, જગત દરેક ક્ષણે ક્ષણે બદલાતું રહે છે ખરું, પણ તે નદીની માફક પ્રવાહરૂપે નિત્ય છે. વળી કેટલાકો કહે છે કે, સ્થાવર અને જંગમ પદાર્થોના સમુદાયો વડે જ તે બનેલું છે. ગમે તેમ હોય પણ તે ઉત્પન્ન થયેલું છે, એ તો નિશ્ચયાત્મક છે, એવું માને છે. હવે તે ઉત્પન્ન થયેલું છે એમ માનવામાં આવે, તો તે કારણ વગર–પોતાની મેળે–સ્વભાવતઃ જ ઉત્પન્ન થયેલું છે, એમ કહેવું યોગ્ય

નથી; કેમકે જો પોતાની મેળે જ ઉત્પન્ન થવાનું હોય તો પછી ઘડો એ ઘડો જ શાથી થાય? વસ્ત્ર જ કેમ ન બને? એટલે જગતમાં દેખાતી એ મર્યાદા પોતાની મેળે જ કેવી રીતે રહી શકે? અને તે મુજબ તે ન રહે તો પછી વ્યવહાર કેમ ચાલે? સિવાય કાર્ય અને કારણનો પરસ્પર થનારો સંબંધ પણ દરેક જગાએ એવા નિશ્ચયવાળો જ મળી આવે છે કે જો યોગ્ય સામગ્રી હોય એટલે જ કાર્ય ઉત્પન્ન થાય છે; પરંતુ તેમાં જરા પણ ન્યૂનત્વ હોય તો તે થતું નથી. તેથી કરીને કારણ વિના સ્વાભાવિક રીતે પોતાની મેળે જ જગતનું ઉત્પન્ન થવું સંભવતું નથી. વળી એવો પણ અનુભવ જોવામાં આવે છે કે, જે જેવું કાર્ય કરવા ધારે છે તે તેવું જ સફળ થાય છે. તેથી એવા પ્રકારનું કાર્યરૂપ જગત પોતાની મેળે જ થયું એમ કેમ કહી શકાય? જો કે જગતનું કારણ દેખાતું નથી, પરંતુ એટલા ઉપરથી તેને કારણ જ નથી એમ કોઇ કહી શકાય નહિ. કારણ કે ઘણી બાબતોમાં જે ન્યાય લાગુ પડે છે, તે આ જગાએ પણ માન્ય રાખવો યોગ્ય છે. એટલે ઘણી વખત એવું બને છે કે કાર્યના મૂળમાં જ કારણ હોવાનું નજરે પડે છે; તેથી તે કોઇ જગાએ પ્રત્યક્ષ રીતે દેખાતું ન હોય તોપણ તે છે એમ ધારવું જોઇએ; નહિ તો તમામ લોકોના ચાલી રહેલા આ વ્યવહારમાં વિરોધ આવશે. આથી બધી જ બાબતો સકારણ છે અને તેથી જ કોઇ કાર્ય કરવાનું હોય છે ત્યારે લોકો તેનાં સાધનો એકઠાં કરવા મંડી પડે છે. જગતનો તમામ વ્યવહાર આ પ્રકારે જ ચાલતો હોવાનું નિત્ય દેખાય છે. ત્યારે જગત પોતાની મેળે જ ઉત્પન્ન થયું એમ કહેવું એ ઠીક નથી.

## અવ્યક્તમાંથી વ્યક્તની ઉત્પત્તિ થઈ શકે?

બીજા કેટલાક કહે છે કે, આ જગતરૂપ કાર્ય અવ્યક્ત એવા પરમાણુઓનું બનેલું છે. પણ જગત કે જે વ્યક્ત છે તે

અવ્યક્તથી એટલે તેઓથી અત્યંત વિરુદ્ધ એવા વ્યક્ત સ્વરૂપનું છે અને નાશ થયા પછી જેની પાછળ કાંઈ પણ શેષ રહેતું નથી, એવું છે. છતાં પણ તે અવ્યક્ત અને જડ પદાર્થો વડે જ ઉત્પન્ન થાય છે એમ જો કહેવામાં આવે, તો પછી અસત્ અને સત્નું ઐક્ય થવું એ પરસ્પર વિરોધાત્મક નથી કે? એક જ વસ્તુ કાળી છે અને કાળી નથી એમ કદી પણ હોતું નથી. પ્રકાશ છે, તે જ અંધારું છે; એમ થવું એ ન્યાયવિરુદ્ધ છે. તેથી આ મત ઉપર પરસ્પરવિરુદ્ધ ધર્મનો એક જ વસ્તુ ઉપર આરોપ કરવો એવો સંકર નામનો દોષ આવશે.

## અદૃષ્ટ વિષયના નિર્ણયમાં પ્રમાણ કયું?

હવે ઈશ્વરઇચ્છાદિ કારણો માન્ય કરીએ તો એવું થાય છે કે, માત્ર ઇચ્છાથી જ એટલે કે કર્મ સિવાય મૂળ પરમાણુઓમાં ગતિ કેમ કરીને ઉત્પન્ન થાય? વળી ગુણોની સામ્યાત્મક પ્રકૃતિથી જગત ઉત્પન્ન થયું એમ જો કહીએ તો તે પણ સંભવિત નથી. કારણ કે, પ્રકૃતિના ગુણમાં વૈષમ્ય ઉત્પન્ન થવાનું કારણ તો પ્રથમ મળી આવવું જોઇએ, તેમ જ તેમાં સામ્ય થવાનાં કારણો પણ હોવાં જોઇએ. પરંતુ તેવું એક પણ કારણ મળી આવતું નથી. જો પ્રકૃતિને ચેતનનું અધિષ્ઠાન માનવામાં ન આવે તો આ જગતકાર્ય ઉત્પન્ન શી રીતે થાય? એ પ્રમાણે ઉત્પત્તિ થવાનો દાખલો કોઈ પણ સ્થળે મળી આવતો નથી. સારાંશ એ કે, આ જગત્કાર્યનું કારણ કાંઇ પણ જડતું નથી, તેથી એવા અદૃષ્ટ વિષયમાં નિર્ણય કરવા માટે અપૌરુષેય એવા વેદોનો જ આધાર લેવો જોઇએ.× બીજું કોઇ પણ પ્રમાણ સુસંગત થતું નથી તેમ જ બરાબર બંધબેસતું આવતું નથી, કારણ પ્રમાતા જે જીવ એ પોતે જ અપૂર્ણ હોવાથી

---

× વેદની અપૌરુષેયતા સંબંધે શ્રીકૃષ્ણાત્મજ વાક્સુધા પ્રકાશન ૪, મહાકાળપુરુષવર્ણન ભાગ ૧ જુઓ.

તેની પાસે પૂર્ણપદને માટે યોગ્ય એવું પ્રમાણ ક્યાંથી સંભવે? વળી સામાન્ય અનુમાન વડે જોઇએ તોપણ કર્તા સિવાય કાર્ય થવાનું કોઇ પણ જગાએ જણાતું નથી, તેથી જગતનો કર્તા તો કોઇ હોવો જ જોઇએ, અને તે પણ ચેતન હોવો જોઇએ. તેવી જ રીતે આ જગતકાર્ય અલૌકિક હોવાને લીધે તેનો કર્તા પણ સાધારણ તો ન જ હોઇ શકે. તેથી તે અવશ્ય વિલક્ષણ અને અમર્યાદ શક્તિવાળો જ હોવો જોઇએ. એ પૂર્ણસ્વરૂપ ઈશ્વરનું તત્ત્વ ઓળખવાને માટે વેદોનું જ સર્વશ્રેષ્ઠ અને નિર્બાધ એવું પ્રમાણ છે.

## જગત ઉત્પન્ન કરનાર કોણ?

વેદમાં કહેવામાં આવ્યું છે કે, સૃષ્ટિની પૂર્વે પૂર્ણસ્વતંત્ર એવો એક મહેશ્વર જ હતો. તેની પાસે કોઇ પણ જાતની સામગ્રી નહિ હોવા છતાં તેણે પોતાના સ્વાતંત્ર્યના બળ વડે સ્વસ્વરૂપભૂત પડદા ઉપર જગદ્રૂપ ચિત્ર પોતાના વિલાસને માટે જ ભાસમાન કરેલું છે. જેમ સ્વપ્નમાં અથવા મનોરાજ્યમાં કોઇ માણસ પોતે કલ્પનાથી દેહ નિર્માણ કરીને તેને જ 'હું' કહીને તે વડે વ્યવહાર કરે છે,× તેમ

---

× મનોરાજ્ય અથવા સ્વપ્ન વખતે કોઇ માણસ આજ રાત્રે અમુક પ્રકારનું સ્વપ્ન અનુભવવા માટે કોઇ પણ પ્રકારની સામગ્રીઓ કિંવા સાધનો સાથે રાખીને નિદ્રા લેતો નથી; છતાં પણ સ્વપ્નમાં મનુષ્યાદિ સ્થાવર જંગમાદિ પ્રત્યક્ષ દૃગ્ગોચર થતું અનુભવમાં આવે છે. તે પ્રમાણે જ આ જગતની ઉત્પત્તિનું પણ સમજવું. સ્વપ્નનો જેમ જાગૃતિ થતાં ક્યાં વિલય થઇ જાય છે, તે જણાતું નથી તેમ મહાકલ્પ બાદ જગતની પણ એવી જ સ્થિતિ થાય છે અને આત્મસાક્ષાત્કાર થતાં આ જગદ્ભ્રમ નષ્ટ થઇ જાય છે. જે જાગૃત થયેલો હોય તેનો સ્વપ્નભ્રમ જો કે નષ્ટ થયેલો હોય છે છતાં તે સમયે જેઓ નિદ્રામાં સ્વપ્નાવસ્થામાં હશે, તેમને માટે તો તે સ્વપ્ન અને તેમાં ચાલતો સર્વ વ્યવહાર સત્ય જ લાગશે. તે પ્રમાણે તત્ત્વવેત્તાની દૃષ્ટિએ જગતનો બાધ થયેલો હોવા છતાં અજ્ઞાનીઓને તો તે સત્ય જ છે એમ ભાસે છે.

એ મહેશ્વર આ સ્થૂલ જગતાદિ દશ્ય ઉત્પન્ન કરીને તે વિષે 'હું' એવી ભાવના રાખે છે (વૃક્ષાંક૩). અને હે પરશુરામ! જેમ આ તારો દેહ સ્વમાદિકમાં લુપ્ત થતો હોવાને લીધે તે તારું ખરું સ્વરૂપ હોતું નથી, તેમ પ્રલય વખતે આ દશ્ય જગતનો લોપ થતો હોવાથી, એ તેનો દેહ થતો નથી. જેવી રીતે તું દેહાદિકથી ભિન્ન, કેવળ ચિન્મય છે, તેવી જ રીતે આ દેવ મહેશ્વર પણ જગદ્રહિત કેવળ ચૈતન્યસ્વરૂપ હોઈ નિર્વિકાર છે. તેણે પોતામાં જ આ ભ્રમાત્મક જગતરૂપી ચિત્ર ઊભું કરેલું છે. તેના વિના બીજું કોઇ પણ કોઇ જગાએ હોતું નથી. તેથી આ ચિત્ર બીજી કઈ જગાએ પ્રગટ થઇ શકશે? ચૈતન્ય વિના કોઈ પણ સમયે, કોઈ પણ સ્થળે કશું પણ હોવાનું શક્ય છે ખરું કે? જ્યાં ચૈતન્ય નથી એમ કહેવામાં આવે ત્યાં તો તે કાળ અને દેશ, તથા જ્યાં અને ત્યાં કહેનાર એ બન્નેનું અસ્તિત્વ સિદ્ધ થતું નથી. જો ચૈતન્ય નથી એમ કહીએ, તો તે બીજી કઇ વસ્તુથી સિદ્ધ થાય? સારાંશ એ કે, ચૈતન્ય એ જ જગતનો ગ્રાસ કરનારી પરિપૂર્ણ અને અંતિમ મહાસત્તા છે.

## આત્માથી જગતની સત્તા બિલકુલ ભિન્ન નથી

સમુદ્ર વિના જેમ તરંગ અગર સૂર્ય વિના જેમ તેનું તેજ હોઇ શકે જ નહિ, તેમ જ સંવિદ્રૂપ આત્માથી જુદી એવી બીજી કોઈ સત્તા જગતને બિલકુલ જ નથી. સારાંશ એ કે, સૃષ્ટિના આરંભમાં એક શુદ્ધચૈતન્યરૂપ મહેશ્વર અર્થાત્ મહાદેવ જ ફક્ત હતા, તેનાથી જ આ ચરાચર જગત ઉત્પન્ન થતું ભાસે છે, તેનામાં જ રહે છે અને તેનામાં જ છેવટે લય પામે છે, એવો વેદનો હેતુ છે. તેમાં શંકા કરવી યોગ્ય નથી. કારણ કે જે બાબતો સ્થૂલ રીતે પ્રત્યક્ષ અનુભવમાં આવે એવી નથી, તે બાબતોમાં તો એક વેદનો જ આધાર માન્ય કર્યા વિના છૂટકો નથી. અને તે વેદ કહે છે કે, આ દેવ જગતની ઉત્પત્તિ પહેલાં સર્વસાધન વગરનો હોઈ તેણે જ

આ આખું ભ્રમરૂપ જગત ઉત્પન્ન ન હોવા છતાં ઉત્પન્ન કર્યા જેવું ભાસે છે. તે મહેશ્વર પૂર્ણ, શુદ્ધ અને અત્યંત સ્વતંત્ર હોવાને લીધે તેણે સ્વાત્મચૈતન્યરૂપ ભીંત ઉપર અખિલ જગદ્રૂપ ચિત્ર પ્રગટ કર્યું છે. તે સિવાય બીજા કોઈના આધારથી તે રહી શકે એ સંભવિત નથી. કારણ એ ઈશ્વર સર્વવ્યાપી હોવાથી તેના વગર જગતને બીજું કોઈ સ્થાન જ નથી. તેથી કરીને બીજા કોઇ પણ સ્થળે જગતની સ્થિતિ સિદ્ધ થતી જ નથી. આથી દર્પણમાંનાં પ્રતિબિંબની માફક આ આખું જગત તે પરમેશ્વરના સ્વરૂપમાં જ પ્રગટ થયેલું છે, એમ કહેવું એ ડહાપણભરેલું છે. જગતની ઉત્પત્તિનું કારણ થનારો આ દેવ, યોગીએ સંકલ્પથી નિર્માણ કરેલા નગરની જેમ આ જગદ્રૂપ ચિત્રક્રિયા પ્રગટ કરે છે, એ જ મત સુસંગત છે. હે પરશુરામ ! સંકલ્પબળથી તૈયાર કરેલી તારી સ્વપ્નાદિ સૃષ્ટિમાં અનેક જીવો, જડ પદાર્થો અને બીજા પણ કેટલાક પ્રકાશે છે અને તે સર્વે મનમાંથી જ ઉત્પન્ન થાય છે, મનમાં જ રહે છે અને છેવટે મનમાં જ લય પામે છે. એ તો તારી જાણમાં છે ને ? સારાંશ એ કે, જેવી રીતે આ સર્વ કેવળ મનોમય હોય છે, તેવી જ રીતે પરમેશ્વરની પાસેથી આ જગત કેવળ મનોમય ઉત્પન્ન થાય છે. તે પરમેશ્વર તો કેવળ ચૈતન્યસ્વરૂપ છે. ચૈતન્ય એ જ સર્વની સાક્ષી–ત્રિપુરાદેવી હોઇને તેનામાં જ અનંત પ્રકારની શક્તિઓ એકત્ર રહેલી છે. તે જ મર્યાદાશૂન્ય છે તથા અમર્યાદથી પણ પર અને પૂર્ણ વ્યાપક છે.

## મર્યાદા બે પ્રકારની છે

વ્યવહારમાં મર્યાદા બે પ્રકારની હોય છે, દેશની અને કાળની. તેમાં દેશ એ આકારાત્મક છે અને કાળ એ ક્રિયાત્મક છે. પરંતુ આકાર અને ક્રિયા એ બન્ને મર્યાદિત હોઈ અમર્યાદ એવા ચૈતન્યના આશ્રયથી જ રહેનારા હોવાને લીધે તેમનાથી અમર્યાદ એવા ચૈતન્યને મર્યાદિત કેવી રીતે કરી શકાશે ?

## આખું જગત ચૈતન્યરૂપ છે?

ચૈતન્ય એટલે જ્ઞાનકલા જાણવી.* એ કયા સ્થળે અને કયે સમયે નથી? અથવા જાણવું (પ્રજ્ઞાન) જ નથી, તો પછી જાણવાની વસ્તુ વગેરે ક્યાંથી હોય? પદાર્થનું અસ્તિત્વ હોવું એ પણ તે પ્રકાશિત અથવા પ્રગટ થયેલું હોય તો જ સિદ્ધ થઇ શકે છે. અર્થાત્ અસ્તિપણું એ જ પ્રકાશ અને પ્રકાશ એ જ ચૈતન્ય છે. આ પ્રકાશ એટલે જ જ્ઞાન. એ સ્વયંસિદ્ધ હોવાથી મુખ્ય છે. જડ વસ્તુઓ વગેરે સર્વે આના આધાર વડે જ પ્રકાશમાન થાય છે. પોતાની જાત વડે તેઓ પ્રકાશમાન થતી નથી, એટલે તે સ્વયં-પ્રકાશસ્વરૂપ નથી. પરંતુ શુદ્ધ ચૈતન્ય તો બીજાની મદદ વિના પોતે પોતાથી જ પ્રકાશે છે, અર્થાત્ તે સ્વયંપ્રકાશ છે. હવે જો તે પ્રકાશમાન ન થાય તોપણ પદાર્થોનું અસ્તિત્વ તો છે, એવું જો કહેવામાં આવે તો પછી "છે અને નથી" એવા ભેદ–અભેદની વ્યવહારમાં કાંઇ પણ મર્યાદા રહેશે નહિ. અને આમ થવાથી તો જે નથી તે પણ છે એમ જ કહેવાનો પ્રસંગ આવશે. આ પ્રકારનો મહાન દોષ તેમાં ઉત્પન્ન થતો હોવાથી અસ્તિત્વ એ ચૈતન્યનો જ પ્રકાશ અથવા જ્ઞાન છે, એમ સિદ્ધ થાય છે. જેમ અરીસાનું અસ્તિત્વ એ જ પ્રતિબિમ્બનું અસ્તિત્વ છે, તેમ ચૈતન્ય એ જ જગતનું અસ્તિત્વ છે. અને તેથી જ આખું જગત એ કેવળ ચૈતન્ય-સ્વરૂપ જ છે. તેમાં વિશિષ્ટ આકારો દેખાય છે એ વાત ખરી, પણ તે તો માત્ર આ ચૈતન્યના ઘનપણાને તેમજ સ્વચ્છતાને લીધે જ દેખાય છે, નહિ કે આકારની સ્વતંત્ર સત્તા વડે.

## ચૈતન્યરૂપ અરીસાને જુદા બિમ્બની જરૂર છે કે?

પદાર્થની પોતાની જાતની કઠણાશ, સ્પષ્ટતા અથવા નિર્મળ-તાને લીધે કોઇ પણ ઠેકાણે તેનું પ્રતિબિંબ દેખાય છે પરંતુ

---

* 'प्रज्ञानं ब्रह्म।' મહાવાક્ય ઋગ્વેદ–વિવરણ.

પ્રતિબિંબ પડવાનો ધર્મ જેમ ઓછાવત્તા પ્રમાણમાં હશે, તેમ તે પ્રતિબિંબ ઓછુંવત્તું પડે છે. અરીસામાં તે બન્ને ધર્મ હોવાથી તેમાં પ્રતિબિંબ સ્પષ્ટ પડે છે. પાણીમાં નિર્મળપણું હોય છે, પણ કઠણાશ ઓછી હોવાને લીધે પ્રતિબિંબ તેટલા પ્રમાણમાં અસ્પષ્ટ દેખાય છે. આકાશમાં નિર્મળપણું છે, પણ કઠણાશ જરા પણ નથી તેથી તેમાં પ્રતિબિંબ પડતું જ નથી, એ તો દરેકના અનુભવની વાત છે. હવે આદર્શ જડ છે અને તે સ્વતંત્ર પણ નથી. તેથી તેમાં પ્રતિબિંબ પડવા માટે બહારનાં અન્ય બિંબની અપેક્ષા હોય છે, પણ ચૈતન્ય પૂર્ણ સ્વતંત્ર હોવાને લીધે તેને બિંબરૂપ બીજી કોઇ વસ્તુની જરૂર પડતી નથી. ઉપરાંત ચૈતન્યને કોઇપણ જાતનો મેલ હોતો નથી. નિર્મળપણું એ તો તેનો સ્વતઃસિદ્ધ સ્વભાવ જ છે. મેલ તો બીજા પદાર્થને લાગી શકે. પરંતુ ચૈતન્ય તો એકનું એક જ અને અખંડિત હોવાથી તે ચિત્સ્વરૂપમાં મેલ હોવાનો સંભવ જ નથી. ઊલટું તેના એ સર્વવ્યાપીપણાને લીધે જ તેની શુદ્ધતા સર્વથી વધારે છે.

## જગતરૂપ પ્રતિબિંબ શામાં પડે છે ?

હવે બીજી રીતે વિચાર કરીશું તો જણાશે કે, જે પોતે ભાસમાન થતું નથી, પરંતુ બીજાના અનુષંગથી જ ભાસમાન થાય છે તેને જ પ્રતિબિંબ કહેવામાં આવે છે; અને જગત એ એવા જ પ્રકારનું પ્રતિબિંબરૂપ છે, જે તમારી જાણમાં જ છે; કારણ કે તે પોતે જાતે કદાપિ ભાસમાન થઇ શકતું નથી; ચૈતન્ય અર્થાત્ જ્ઞાનકલાના આશ્રય ઉપર જ તે દેખાય છે. આમ હોવાથી જગત પણ અરીસામાંના પ્રતિબિંબના જેવું હોઇ, ચૈતન્ય એ અરીસાના જેવું જ છે, એમ સ્પષ્ટ થાય છે; કારણ તે ચૈતન્યમાં જાતજાતના અનેક વિચિત્ર ભાવ ભાસમાન થવા છતાં તે ભાસમાન કરનાર અરીસાની જેમ લેશમાત્ર પણ પોતાના સ્વરૂપથી ચ્યુત થતું નથી;—એટલે તે પુનઃ પુનઃ પ્રતિબિંબ લેવા તૈયાર હોય છે. અરીસામાંનાં પ્રતિબિંબો જેમ અરીસાથી

જુદાં નથી, તેમ ચિદાત્મારૂપ અરીસા ઉપરનાં પ્રતિબિંબો પણ ચિદ્રૂપથી જુદાં જ નથી. અરીસામાંનાં પ્રતિબિંબો બીજાં બિંબ વડે પડે છે, જ્યારે ચૈતન્ય ઉપરનું આ જગદ્રૂપ પ્રતિબિંબ ચૈતન્યના સ્વાતંત્ર્ય વડે જ પડે છે. હે પરશુરામ! તું પણ ચેતન છે. તું પોતે જ તેનો અનુભવ કરી જો. પોતાના સંકલ્પબળ વડે પોતાનામાં જ કોઇ પણ બિંબ વગર અને બીજા કોઇ પણ બિંબ વિના જુદા જુદા પ્રકારના ભાવો પ્રતિબિંબિત થાય છે. એ સંકલ્પબળ એટલે જ સ્વાતંત્ર્યનું સ્થૂલ સ્વરૂપ. સંકલ્પ વિનોની અવસ્થામાં એ જ ચૈતન્ય તદ્દન શુદ્ધ અને નિર્મળ રૂપે હોય છે. એ મુજબ ચૈતન્યમાં શુદ્ધ ઐક્ય સ્વરૂપ હોય છે. તે મહાસ્વાતંત્ર્ય મહેશ્વરસ્વરૂપ ચૈતન્ય જ જગતની ઉત્પત્તિની પહેલાં પોતે જ સંકલ્પસ્વરૂપે વિવર્તને પામે છે. (વૃક્ષાંક ૧) અને તેથી જ આ પ્રતિબિંબાત્મક જગત ભાસમાન થયેલું છે. સંકલ્પની દૃઢતાને લીધે તે ચૈતન્ય પોતે જ પોતાને સ્થાયી દેખાતું થયું છે. તે દરેકને એકસરખું જ દેખાય છે એટલે અનુભવમાં આવે છે તે પણ તે સર્વેશ્વરના પૂર્ણસ્વાતંત્ર્યના પ્રભાવ વડે જ છે. પોતે જ દૃઢ સંકલ્પથી બનાવેલાં આ દૃશ્યાદિ અન્ય જીવોનું સ્વાતંત્ર્ય મર્યાદિત હોવાને લીધે, **તેમનું મનોમય જગત તે એક એકને જ પ્રત્યયમાં (જાણમાં) આવે છે,** અર્થાત્ એકનું મનોમય જગત અથવા એકના ઉત્પન્ન થતા અસત્ય સંકલ્પો બીજાના અનુભવમાં આવતા નથી, એ જ જીવોનું અપૂર્ણપણું છે.

## મહેશ્વરનું મહત્ સ્વાતંત્ર્ય

જેમકે (૧) પ્રકાશક (૨) પ્રકાશ અને (૩) પ્રકાશ્ય. આમાં પ્રકાશ કરનાર તે 'પ્રકાશક', પ્રકાશ્ય વસ્તુઓ પ્રગટ થવાનું જે સાધન તે 'પ્રકાશ' અને પ્રગટ થતી વસ્તુઓ તે પ્રકાશ્ય કહેવાય છે. હવે પ્રકાશ્ય વસ્તુઓ પ્રકાશ વડે જ પ્રકાશમાન થાય

છે. પ્રકાશનો અભાવ હોય તો પોતે સ્વતંત્ર રીતે પ્રકાશમાન થઇ શકતી નથી. તેથી તેને પરપ્રકાશિત કહેવામાં આવે છે. આ પરપ્રકાશિત વસ્તુઓ સંખ્યામાં તો જોકે અનેક હોય છે, છતાં આ અનેક વસ્તુઓનો પ્રકાશ કરનાર પ્રકાશક તો એક જ છે, અને તેને પ્રકાશિત કરવાને માટે બીજા કોઈ પણ સાધનની અપેક્ષા હોતી નથી. તેથી તે પ્રકાશકને 'સ્વયંપ્રકાશ' કહેવામાં આવે છે. આ જ તેનું પૂર્ણ સ્વાતંત્ર્ય છે. જેમ પ્રકાશ્ય વસ્તુસમૂહોનો પ્રકાશ કરવાને માટે પ્રકાશની અપેક્ષા હોય છે, તેમ મહત્ સ્વાતંત્ર્યવાન ચૈતન્ય-સ્વરૂપ મહેશ્વર એ સર્વ દશ્યમાત્રનો પ્રકાશક છે અને સંકલ્પ એ જ તેનો પ્રકાશ છે એમ સમજો. આ પ્રમાણે મહેશ્વરના સંકલ્પ-રૂપ પ્રકાશથી તે પ્રથમ (**अहम्**) 'હું' (વૃક્ષાંક ૩) એવા દશ્ય-રૂપ બનીને પછી તે અવ્યક્ત (વૃક્ષાંક ૪) **मम** (મારું) જીવ (વૃક્ષાંક ૫) ઇત્યાદિ અનેક દ્વૈતરૂપે ક્રમે ક્રમે વિવર્તભાવને પામે છે. આ સર્વ 'હું' 'તું' ઇત્યાદિ ભાવે પ્રતીત થતું ચરાચર દશ્ય એ તો પૂર્ણસ્વાતંત્ર્ય એવા મહેશ્વરનો જ વિવર્તભાવ છે. આ મહેશ્વર જ પ્રથમ સંકલ્પરૂપ વિવર્તભાવને પ્રાપ્ત થયેલા હોઇ, તેના આધાર વડે જેમ એક સ્વપ્નમાં બીજું સ્વપ્ન પડે તેમ તેમાં આ વિવર્તક્રમનો મિથ્યા આભાસ થયો હોય એમ જણાય છે. એટલે કે મહેશ્વરમાં સંકલ્પરૂપ પ્રથમ વિવર્ત થયો અને તે વિવર્તમાં **अहम्** (વૃક્ષાંક ૩) રૂપ વિવર્તભાવ ઉત્પન્ન થયેલ ભાસે છે. અહીં સુધી તો તે ફક્ત એકેકા વિવર્તભાવને જ પ્રાપ્ત થયેલો હોય એમ ભાસે છે. પરંતુ આ **अहम्** (હું) રૂપી વિવર્તભાવમાંથી '**एकोऽहं बहुस्याम्।** હું એક હોવા છતાં અનંતરૂપે થાઉં' એ શ્રુતિવાક્યાનુસાર 'હું'રૂપ સામાન્યભાવે દરેકમાં એક રૂપે રહીને મમાદિભાવે અનંતરૂપે ભાસમાન થયો છે. આથી દરેક પોતાને 'હું' છું એમ કહે છે. તે જ 'હું' અનેક વિચિત્ર ભાસો દર્શાવતું અનેક નામરૂપ ભેદોથી અનંતરૂપે ભાસતું આ જગત વગેરે દશ્ય

અર્થાત્ પ્રકાશ્ય છે. હવે આ પ્રકાશ્ય એવી દૃશ્ય વસ્તુએ વસ્તુતઃ કાંઇ નવી હોતી નથી. પરંતુ તે મહેશ્વર જ આ દૃશ્યાદિરૂપે બનેલા હોય છે. ફક્ત તે મહેશ્વર જ્યારે સંકલ્પરૂપ પ્રથમ વિવર્તભાવને પામે છે ત્યારે જ તે સર્વ દૃશ્યાદિરૂપે ભાસમાન થયો એમ ભાસે છે. એટલે અંધકારને લીધે વસ્તુઓનું તથા તેના માલિકનું અસ્તિત્વ હોવા છતાં પણ તેનું પ્રાગટ્ય જણાતું નથી. પરંતુ જ્યારે તેનો માલિક પ્રકાશ કરે છે ત્યારે સર્વ વસ્તુઓ જે સ્થિતિમાં મૂકેલી હોય તે ને તે જ સ્થિતિમાં પ્રગટ થાય છે અને વસ્તુઓનું પ્રાગટ્ય થતાં જ તેનો માલિક પણ પ્રકાશિત થાય છે. તે જ પ્રમાણે આ જગત વગેરે સર્વ દૃશ્યજાળ, પૂર્ણસ્વાતંત્ર્યયુક્ત એવો મહેશ્વર જ્યારે સંકલ્પરૂપ પ્રથમ વિવર્તભાવને અર્થાત્ પ્રકાશને પામે છે, ત્યારે તેણે જેવો જેવો સંકલ્પ કર્યો હોય તેવા તેવા જગતાદિ દૃશ્યરૂપે તે ભાસમાન થાય છે. અને આ રીતે દૃશ્યાદિરૂપે ભાસમાન થાય ત્યારે જ તે મહેશ્વર મહત્ સ્વાતંત્ર્યવાળો છે, એમ દૃશ્ય વ્યવહારમાં તેનું અસ્તિત્વ સિદ્ધ થાય છે.

## પૂર્ણ અને અપૂર્ણપણું

ઉપર જણાવી ગયા કે પદાર્થોનું અસ્તિત્વ તો જ્યારે તે પદાર્થોનું પ્રાગટ્ય થાય ત્યારે જ સિદ્ધ થઈ શકે છે. અમુક કાર્ય કર્યું એવો સંકલ્પ થાય, પરંતુ જ્યારે તે કાર્ય સ્થૂલ સ્વરૂપમાં પ્રગટ થાય ત્યારે જ તે કાર્યનું અસ્તિત્વ વ્યવહારની ગણતરીમાં આવે છે, નહિ તો તે નિરર્થક જ નીવડે છે. તે જ પ્રમાણે પૂર્ણસ્વાતંત્ર્ય-યુક્ત મહેશ્વર ગમે તેવો કાર્ય કરવાને શક્તિમાન હોય, પરંતુ જ્યાં સુધી તેનો કાર્યનું પ્રાગટ્ય થયું ન હોય, ત્યાં સુધી તે કાર્યનું અસ્તિત્વ તથા તે કાર્ય કરનાર મહેશ્વર છે અને તે પૂર્ણ સ્વતંત્ર છે, એમ જાણવું એ પણ શક્ય નથી. આથી જ તે જ્યારે પ્રકાશ અથવા જ્ઞાનરૂપી વિવર્તને અર્થાત્ સંકલ્પભાવને પામે છે ત્યારે જ

પ્રકાશ્ય એવા દૃશ્યાદિ જગતો હોવા વિષે તેમજ તેના પ્રકાશક મહેશ્વર છે અને તે મહત્ સ્વાતંત્ર્યવાન, સ્વયંભૂ અને સ્વયંપ્રકાશ-રૂપ છે, એમ સિદ્ધ થઇ શકે છે. આ પ્રમાણે તે મહેશ્વર પોતે પોતામાં જ પ્રકાશક, પ્રકાશ અને પ્રકાશ્યરૂપે પ્રગટ થાય છે. તેને પ્રગટ થવા માટે કોઇ પણ અન્ય સાધનની અપેક્ષા બિલકુલ હોતી નથી. વ્યવહારમાં જેમ સૂર્ય આખા જગતને પ્રકાશમાન કરે છે, પરંતુ સૂર્યને પ્રકાશ કરવા કોઇ બીજા સૂર્યની જરૂર પડતી નથી, તેમ તે મહેશ્વરને પ્રકાશાદિ રૂપે થવા માટે કોઇ પણ અન્ય સાધનની અપેક્ષા હોતી નથી; આથી જ તેને સ્વયંપ્રકાશ કહેવામાં આવે છે અને આ જ તેનું અપરિમિત અને અમર્યાદ એવું મહત્ સ્વાતંત્ર્ય છે.

પ્રકાશ્ય વસ્તુઓ મર્યાદિત અને પરપ્રકાશિત હોવાથી તે મર્યાદાવાળી કહેવાય છે. આ જ તેનું અપૂર્ણપણું અથવા જીવભાવ સમજો. આ મર્યાદાવાળી વસ્તુઓ અથવા દૃશ્યાદિ જીવોનું સ્વાતંત્ર્ય મર્યાદિત હોવાથી તે પ્રત્યેકનું મનોમય જગત અથવા સંકલ્પો વ્યવહારમાં એકબીજાના જાણમાં આવતાં નથી. જીવોનું અપૂર્ણ-પણું તે આ જ છે.

## મહેશ્વરનું પ્રાગટ્ય અથવા અપ્રગટપણું

આ વિવેચન ઉપરથી મહેશ્વરનું મહાસ્વાતંત્ર્ય તથા જીવોનું મર્યાદિતપણું કેવી રીતે જાણવું તે સ્પષ્ટ રીતે સમજી શકાશે. જળ-તત્ત્વમાંથી જ પૃથ્વીતત્ત્વ બને છે અને પૃથ્વીતત્ત્વમાં અનેકવિધ આકારો નામરૂપથી પ્રતીત થાય છે. એ સિદ્ધાંત પ્રમાણે આ સર્વનું મૂળ જળ હોવાથી તે સર્વ તદ્રૂપ જ છે. તેમજ આ જળ-માંથી જ વિદ્યુત બની તેની એક શાખા શક્તિરૂપ પ્રકાશસ્વરૂપે તથા બીજી શાખા દૃશ્યાદિ અથવા પ્રકાશ્યરૂપ બનેલી વ્યવહારમાં પ્રતીત થાય છે; તેથી તે બન્ને શાખાઓ વટબીજ ન્યાય પ્રમાણે જળરૂપ જ છે. તે પ્રમાણે પ્રકાશક પોતે જ પોતાના પ્રકાશ્યરૂપ

બનેલા પોતાના મર્યાદિત વિસ્તારમાં સ્વતઃપ્રકાશરૂપ થઇને પ્રકાશિત બને છે. એટલે તે મહત્ સ્વાતંત્ર્યવાન અથવા મર્યાદિત ભાવવાળો પોતે બને છે. આમ ચૈતન્યરૂપ મહેશ્વર પોતાના વિશાળ અને અમર્યાદ સ્વરૂપમાં કોઈ કોઇ જગાએ બ્રહ્માંડાદિ દૃશ્યરૂપે પોતાની ઇચ્છાનુસાર પ્રગટરૂપે થાય છે તથા કોઇ કોઇ સ્થળે પોતાના મૂળ સ્વરૂપમાં જ સ્થિત હોય છે. એ જ તેની મહત્ સ્વાતંત્ર્ય સત્તા કહેવાય છે. તે પોતાના સ્વરૂપના જે ભાગમાં પોતે જ પ્રગટરૂપે થયો હોય છે તે ભાગ અપૂર્ણ સત્તાયુક્ત ગણાય છે. સમુદ્રના પાણીમાં ઉત્પન્ન થતા તરંગોના કોઇ કોઈ ભાગમાં તરંગો, બુદ્બુદો વા ફીણ હોય છે અને કોઈ ભાગમાં હોતાં નથી, અને જ્યાં તે હોય છે ત્યાં તે પાણીમાં અને પાણીરૂપથી જુદા સંભવતાં નથી. તેમ જ જ્યારે તરંગાદિ હોતાં નથી ત્યારે તે પાણી પોતાના મૂળ સ્વરૂપમાં જ સ્થિત હોય છે, છતાં પોતે તો પાણીભાવથી પણ અજ્ઞાત હોય છે. પરંતુ જ્યારે તે તરંગ તથા સાક્ષીભાવરૂપે બને છે, ત્યારે જ પોતે પાણીરૂપ છે, એ ભાવના જાણી શકે છે. તે રીતે વૃક્ષાંક ૧ માં બતાવેલા મહેશ્વરનું પણ સમજવું.

જીવોનું આ અપૂર્ણપણું અભ્યાસ વડે તેમજ મણિ, મંત્ર, ઔષધિ, ઇત્યાદિ વડે જેમ જેમ હટતું જાય છે, તેમ તેમ તેમના સંકલ્પનું બળ પણ વધે છે. દાખલા તરીકે, ઇન્દ્રજાલ વિદ્યા એટલે મદારી લોકોની જાદૂઇ વિદ્યાનો તું તારા મનમાં વિચાર કર. તેમાં વસ્તુતઃ કાંઇ પણ સામગ્રી નહિ હોવા છતાં માત્ર સંકલ્પથી જ સૃષ્ટિનો આભાસ આપી શકાય છે. અને તે દૃશ્ય દરેકને એક-સરખું જ દેખાય છે, સ્થિર હોય છે અને તેમાં ખરી વસ્તુની માફક સર્વ વ્યવહાર પણ થાય છે. તેમ અંતે તો તે પોતામાં જ લય પામે છે. આ જગત પણ તેવી જ રીતે દેખાય છે. તે ઉપરાંત યોગી લોકોની માનસિક સૃષ્ટિ જુઓ. તો તેઓ તેને સ્વસંકલ્પ બળ વડે સ્પષ્ટ રીતે બીજાના અનુભવમાં આણી આપે છે અને તે

ઘણી જ ચિરસ્થાયી પણ હોય છે. ભેદ એટલો જ છે કે યોગી-લોકોનું સામર્થ્ય પરિમિત હોવાથી તેમની સૃષ્ટિ સત્યસંકલ્પાદિ બહારના પદાર્થો વડે જ રચવામાં આવે છે; પણ ચૈતન્યનાથ પરમાત્મા અપરિમિત સામર્થ્યવાન હોવાથી તેની સૃષ્ટિ તેના સ્વરૂપમાંથી જ પ્રગટ થાય છે. સારાંશ એ કે પ્રતિબિંબને જેમ અરીસાના સ્વરૂપથી અલગ અસ્તિત્વ નથી, તેમ ચૈતન્ય વિના જગતનું અસ્તિત્વ નથી. આ પ્રમાણે વિચાર કરવાથી જગત એ મિથ્યા છે એમ સિદ્ધ થાય છે.

## જગતમાંના તમામ ભાવો અનિશ્ચિત છે

જે સત્ય છે તે પોતાનો સ્વભાવ કદી પણ છોડતું નથી, પરંતુ અસત્ય હોય છે તે જ પોતાના સ્વરૂપનો ત્યાગ કરે છે. હે પરશુરામ! આ જગત અત્યંત માયિક, ચંચલ અને ક્ષણિક છે. એટલા માટે જ અરીસો અને તેમાં પ્રતિબિંબની પેઠે જ તું આ જગતના સ્વરૂપનો બરાબર નિશ્ચય કર. આદર્શ અચલ હોય છે, પ્રતિબિંબ ચલ હોય છે. તેવી જ રીતે જગત ચલ છે અને તેનો આધાર જે ચૈતન્ય તે સ્થિર (અચલ) છે. જગતમાંની કોઇ પણ અવસ્થાનો વિચાર કરીશું તો જણાશે કે, તે કાળની ગતિ વડે હંમેશાં બદલાયા કરે છે, પરંતુ એક કાળમાં એક જ સ્વરૂપે સર્વ રહેતું નથી. જગતમાંના તમામ ભાવો અનિશ્ચિત છે. સૂર્યનો પ્રકાશ દરેક પદાર્થને પ્રકાશમાન કરે છે, પરંતુ એમ કહેવું એ તો કેવળ મનુષ્યોની દૃષ્ટિ પૂરતું જ થયું. પણ ઘુવડ વગેરે કે જેઓ દિવસના અંધ હોય છે તેમને તો ત્યારે અંધકાર જ લાગે છે. તેથી એને પ્રકાશ કહેવો કે, અંધારું કહેવું એ વિચારપૂર્વક જાણી શકાતું નથી. તેવી જ રીતે ઝેર એ કોઇને ઝેરરૂપ છે, તો બીજા કેટલાકને તથા તેમાં ઉત્પન્ન થતા કીટકોને માટે તો તે જીવનરૂપ છે. ભીંત એ માણસને પેલી બાજુએ જવા માટે અટકાયત કરનારી છે, પણ

તે જ ગુહ્યકાદિ યોગીજનોને અટકાયત કરી શકતી નથી. જે કાળ અથવા પ્રદેશ માણસોએ ઘણો વિશાળ માનેલો હોય છે, તે જ દેવોને અગર યોગીઓને તેનાથી ઊલટો અનુભવમાં આવે છે. તેથી દર્પણમાં દેખાતા પ્રદેશનું દૂરપણું જેમ કેવળ દર્પણથી જ જણાતું હોવાથી વ્યર્થ છે અને તેથી તે ટકી શકતું નથી, તેમ આ જગતનું સ્વરૂપ પણ વિચાર વડે જોતાં અસત્ય, ભ્રમરૂપ અને મિથ્યા જણાય છે. તેથી જ તમામનું આશ્રયદાતા જે ચૈતન્ય તે સિવાય સત્ય એવું બીજું કાંઇ પણ નથી. "જે કાંઇ છે અથવા નથી," એવો જે ભાસ થાય છે, તે પણ સર્વ શુદ્ધ ચૈતન્ય જ છે.

એ મુજબ હે પરશુરામ! આ સર્વ જગતરૂપી દૃશ્ય કેવળ ચૈતન્યસ્વરૂપ જ છે, બીજું કાંઇ પણ નથી. આ વિષય તને તારા પ્રશ્ન મુજબ સ્પષ્ટ રીતે કહેવામાં આવ્યો છે.'

---

## પ્રકરણ ૧૨ મું

### ભ્રમનું મૂળ

શ્રીદત્તાત્રેયના મુખેથી આ મુજબ જગતનું તાત્ત્વિક સ્વરૂપ સાંભળ્યા પછી પરશુરામને અન્તઃકરણમાં ફરીથી એક વાર સંશય ઊઠ્યો. તેણે પૂછ્યું: 'હે ભગવન્! આપે જગત સંબંધી જે વિચાર કહ્યો તે મેં સાંભળ્યો છે. આપનું કહેવું યોગ્ય છે; તેમાં કોઇ દોષ જણાતો નથી. છતાં પણ, આ આખું જગત ખરું છે એવો ભાસ કયા કારણથી થાય છે? તેમ જ બીજા બુદ્ધિશાળી લોકોએ પણ તે ખરું છે એમ શાથી નક્કી કર્યું છે? જગત સત્ય નથી એવું તો આપની પાસેથી જ સાંભળ્યું, છતાં પણ મને તો તે ખરા જેવું જ ભાસે છે, તે શાથી? હે ગુરુનાથ! આપ મારી આ શંકાનું નિવારણ કરો.'

પરશુરામે આ મુજબ પૂછ્યું એટલે શ્રીદત્તાત્રેય બોલ્યા: 'હે

પરશુરામ! આ ભ્રમનું કારણ કહું છું તે તું સાંભળ. તે ઘણું જ પુરાતન છે. **સત્ય વસ્તુ જેવા સ્વરૂપની હોય છે તેવા સ્વરૂપે ગ્રહણ નહિ કરતાં તે કોઈ બીજા જ પ્રકારની છે એમ માનીને તેની જ ભાવના દઢ કરવી એ આ ભ્રમનું મૂળ છે.** જીવ પોતાનું શુદ્ધ સ્વરૂપ છોડી દઇને દેહને જ 'હું' એમ કહી સંબોધે છે. પણ ખરું જોતાં માંસ, રુધિર અને હાડકાંનો બનેલો આ અમંગળ દેહ ક્યાં અને નિર્મળ ચિદાત્મા ક્યાં? પરંતુ ફક્ત દેહ ઉપર જ 'અહં' એવી દઢ ભાવના કરેલી હોવાથી આત્મા દેહરૂપે ભાસે છે, એટલું જ નહિ પણ આત્મા એ કેવળ ચૈતન્યરૂપ છે એવું જાણવા છતાં પણ ફરી ફરીને દેહભ્રમ થાય છે. એ મુજબ કેવળ દઢ ભાવના વડે જ જગત ખરું ભાસે છે. એથી ઊલટું જગત મિથ્યા છે એવી દઢ ભાવના દીર્ઘ પ્રયત્ન અને સતત અભ્યાસ વડે અથવા યુક્તિ દ્વારા કરવાથી આ જગત સત્ય છે એવી ભાવના તુરત નીકળી જાય છે. જે જેવી ભાવના કરે છે, તેને તેવું જગત ભાસે છે. આ સંબંધમાં હું તને એક જૂનો વૃત્તાંત કહું છું તે સાંભળ.

## રાજર્ષિ તંગણનું અપમાન

અંગદેશમાં સુંદરપુર કરીને એક પ્રખ્યાત શહેર હતું. ત્યાં પહેલાં સુષેણ નામનો એક રાજા હતો. તે ઘણો બુદ્ધિશાળી હતો. તેને મહાસેન નામનો એક નાનો ભાઈ હતો. રાજા સુષેણે એક વખતે અશ્વમેધ યજ્ઞથી પરમેશ્વરનું પૂજન કર્યું. તે પ્રસંગે તેણે યજ્ઞનો ઘોડો છૂટો મૂક્યો અને તેની પાછળ તેનું રક્ષણ કરવાને માટે તેના ઘણા બળવાન અને પરાક્રમી પુત્રો મોટી સેના લઇને નીકળ્યા. તે પરાક્રમી પુત્રોએ રસ્તામાં ઘોડાને રોકનાર તમામને પોતાનાં બળથી હરાવી દીધા અને તેઓ આ ઘોડાની સાથે ઈરાવતી નદીને કાંઠે પહોંચ્યા ત્યાં તેમણે તપોનિધિ રાજર્ષિ તંગણને

સમાધિમાં બેઠેલા જોયા છતાં તેમણે પોતાના પરાક્રમના મદમાં તેમની કાંઈ પણ પરવા કરી નહિ અને તેઓ તેમનાં દર્શન કર્યાં વગર જ આગળ નીકળી ગયા.× ત્યારે તે તંગણુનો છોકરો પોતાના પિતાનું અપમાન થયેલું જોઇ ક્રોધે ભરાયો. તેણે આગળ આવી યજ્ઞનો ઘોડો રોક્યો અને પોતાના પિતાનું અપમાન કરવા માટે તેમની બહુ જ ઝાટકણી કાઢી. ત્યારે રાજપુત્રોએ તેને ચારે બાજુથી પોતાની સેના વડે ઘેરી લીધો. તરત જ તંગણુનો તે પુત્ર યજ્ઞના ઘોડાને લઇને સામે દેખાતી એક ટેકરીના પેટમાં પેઠો. પેલા રાજપુત્રો તો જોતા જ રહ્યા. હવે, ક્રોધવશ થઈ રાજપુત્રોએ શસ્ત્રોનો ઘણો જ મારો ચલાવ્યો અને તે ટેકરી તોડી ખુલ્લી કરી. ટેકરી તૂટતાંની સાથે જ પેલો તંગણુપુત્ર મોટી સેના લઇને તેની બહાર નીકળ્યો. તેણે રાજપુત્રો સાથે યુદ્ધ કર્યું અને તેમને બાંધીને તે ફરીથી પેલી ટેકરીમાં પેઠો. આ પ્રમાણે થવાથી બાકી રહેલા લોકોએ આ સર્વ હકીકત રાજાને જઇને અથથી ઇતિ સુધી કહી. તે બીના સાંભળીને રાજા સુષેણુને ઘણો જ અચંબો થયો. તેણે તરત જ પોતાના બંધુને કહ્યું: 'વત્સ ! તંગણુમુનિ જ્યાં રહે છે તે પ્રદેશમાં તું હમણાં ને હમણાં જ જા. આ તપસ્વીઓનું બળ અસાધારણ હોય છે. મનુષ્ય તો શું, પરંતુ દેવો પણ તેમને જીતી શકતા નથી. તેથી પેલા મુનિને તું પ્રસન્ન કરી લે તથા રાજપુત્રો અને યજ્ઞનો ઘોડો લઈ તરત જ પાછો ફરજે. આ વસંતઋતુ યજ્ઞકાર્ય માટે અનુકૂળ છે. તે એમ ને એમ નીકળી જાય એ ઠીક ન કહેવાય. તપસ્વીઓ આગળ આપણે ગર્વ કરવો કામનો નથી. તેઓ ક્રોધે ભરાય તો એક જ ક્ષણમાં જગતને બાળીને ભસ્મ કરી નાખે. તે માટે તેમને પ્રસન્ન કરીને જ તું તારું કાર્ય સાધી લેજે.'

---

× અશ્વમેધ યજ્ઞમાં એવો શાસ્ત્રનિયમ છે કે કોઇ મહર્ષિ, મહાત્મા કે તીર્થસ્થળ વગેરે રસ્તામાં આવે તો સ્નાનાદિ કરી તે મહાત્માઓના આશીર્વાદ લેવા જોઇએ. આ નિયમનો અત્રે ભંગ થયો હતો.

## તપસ્વી યોગીને કાંઈ પણ અશકય નથી

રાજાની આવી આજ્ઞા થતાની સાથે જ મહાસેન ત્યાંથી નીકળ્યો અને તંગણુમુનિના આશ્રમે આવી પહોંચ્યો. તે વખતે મુનિ સમાધિમાં હતા. તેમનું શરીર તદ્દન સુક્કી લાકડી જેવું થઈ ગયું હતું. તેમનું મન અને તેમની તમામ ઇન્દ્રિયો શાંત થયાં હતાં. તેમનો અહંકાર નિર્વિકલ્પદશાના મહાસમુદ્રમાં લય પામી ગયો હતો. તેમને જોતાંની સાથે જ મહાસેન આદર વડે લાંબો થઈ પગે પડ્યો. બન્ને હાથ જોડી તેણે ઘણી ઘણી રીતે તે મુનીશ્વરની સ્તુતિ શરૂ કરી અને તેમને પ્રસન્ન કરવા પ્રયત્ન કર્યો. આ પ્રમાણે સ્તુતિ કરતાં કરતાં તેના ત્રણ દિવસ વીતી ગયા, ત્યારે પિતાની થતી સ્તુતિ સાંભળી મુનિપુત્ર સંતુષ્ટ થઇને બહાર આવ્યો. તેણે મહાસેનને કહ્યુંઃ 'રાજા ! તેં કરેલું સ્તવન સાંભળી મને ઘણો જ સંતોષ થયો છે. તારી શી ઇચ્છા છે તે કહે. હું તે તરત જ પૂર્ણ કરીશ. હું આ મહામુનિનો પુત્ર છું. મારા પિતાનો બોલવાનો વખત હજુ થયો નથી. તેમનું અંતઃકરણ સમાધિમાં જ લીન થયેલું છે અને તે બાર વર્ષે ફક્ત એક વખતે સમાધિમાંથી જાગ્રત થાય છે. તેમાં ફક્ત પાંચ વર્ષો થયાં છે અને હજી સાત બાકી છે. આવો તેમનો પ્રથમથી જ સંકેત થયેલો છે. તેથી હું પૂછું છું કે, અમારી પાસેથી શું મેળવવાની તને ઇચ્છા છે, તે તું મને કહે. હું તે કરીશ. હું નાનું બાળક છું એમ તું માનીશ નહિ. હું મારા પિતા જેટલો જ તપસ્વી છું. તપસ્વી યોગી પુરુષોને માટે આ જગતમાં કાંઈ પણ અશકય નથી.'

આ પ્રમાણે મુનિપુત્રનું ભાષણ સાંભળી મહાસેને તેને સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને હાથ જોડી કહ્યુંઃ 'હે મુનિપુત્ર ! આપના પિતા સમાધિમાંથી જાગ્રત થાય તો તેમની સાથે સંભાષણ કરવાની મારી ઘણી ઇચ્છા છે. તેથી, ખરેખર મારી ઇચ્છા

પૂર્ણ કરવાનું આપનું મન હોય, તો આપ મારા ઉપર કૃપા કરીને મુનિને સમાધિમાંથી જાગ્રત કરીને તેમની સાથે સંભાષણ કરવાની આટલી જ એક મારી ઇચ્છા છે, તે પૂર્ણ કરી આપો.'

## યોગમાર્ગનું અદ્દ્ભુત સામર્થ્ય

એ મુજબ રાજાનું ભાષણ સાંભળતા વેંત જ તે મુનિપુત્ર ફરીથી બોલ્યોઃ 'હે રાજા! તારી આ ઇચ્છા પૂરી થવી લગભગ અશક્ય છે. છતાં તને એક વખત કરું છું એમ કહી વિશ્વાસ આપ્યા પછી ના કેમ કહેવાય? તેથી તું હવે થોડી વાર ઊભો રહે અને મારું યોગમાર્ગનું અદ્દ્ભુત સામર્થ્ય જો. આ મારા પિતા હાલમાં પરમપાવન પદમાં નિર્વિકલ્પાવસ્થામાં રહી વિશ્રાંતિ લે છે. તેમને બાહ્ય પ્રયત્નો વડે જાગ્રત કરવાને કોઇ પણ સમર્થ નથી. તેથી સૂક્ષ્મ યોગમાર્ગે જઇને હવે હું તેમને જગાડું છું, તે જો.' આ પ્રમાણે કહી તેણે આસન કર્યું, તમામ બાહ્ય ઇન્દ્રિયોનો સૂક્ષ્મ ઇંદ્રિયોમાં પૂર્ણ રીતે સંનિરોધ કર્યો અને પ્રાણવાયુની જગાએ અપાનવાયુનો સંયોગ કરી તે મુખ્ય પ્રાણથી બહાર નીકળ્યો, અને તેણે પોતાના પિતાના શરીરમાં પ્રવેશ કર્યો. પછી ત્યાં પ્રવેશી તેણે તેમના લીન થયેલા મનને હલાવી સાવચેત કર્યું અને તરત જ તે પોતે વગરવિલંબે બહાર નીકળી પાછો પોતાના દેહમાં દાખલ થયો. એટલામાં પેલા મુનિ જાગ્રત થયા. જુએ છે તો રાજાને બહુ જ નમ્રતાથી સ્તુતિ કરતો સામે ઊભો રહેલો દીઠો. ત્યારે તેની ઇચ્છા શી છે તે તેણે યોગદૃષ્ટિ વડે જાણી લીધું. તેણે કરેલું સ્તવન ઇત્યાદિ તમામ પ્રકાર ધ્યાનમાં આવવાથી તેના મનને સંતોષ થયો. પછી તેણે પોતાના છોકરાને બોલાવી શાન્તિથી કહ્યું: 'બેટા, આવું ફરી કરીશ નહિ. ક્રોધ એ તપને નુકસાનકારક છે. ઉપરાંત, રાજા લોકોનું રક્ષણ કરે છે અને જગતમાં સુવ્યવસ્થા રાખે છે તો જ તપ નિર્વિઘ્ને સિદ્ધિએ પહોંચે છે. તેથી રાજાનાં કામમાં વિઘ્ન કરવું

એ યોગ્ય નથી. એ તો અસુરોનો ભાવ છે, તે મુનિનો ધર્મ નથી. તેથી મનમાંથી રીસ કાઢી નાખી તે ઘોડો અને રાજપુત્રોને વગર વિલંબે સોંપી દે અને તેમને જલદી જવા દે, નહિ તો યજ્ઞનો વખત વીતી જશે.'

## ટેકરીના પેટમાં

એ મુજબ પિતાએ આજ્ઞા કરી કે તરત જ તે મુનિપુત્રનો ક્રોધ શાન્ત થયો, અને તેણે પેલી ટેકરીમાં તે જ ક્ષણે પ્રવેશ કરીને પેલા ઘોડાને તથા રાજપુત્રોને લાવીને પ્રીતિથી મહાસેનને સોંપ્યા. પછી, તે ઘોડાને અને રાજપુત્રોને ગામ તરફ રવાના કરીને, આશ્ચર્યચકિત થયેલા મહાસેને મુનિપુત્રને સાષ્ટાંગ નમસ્કાર કરીને હાથ જોડીને પ્રસન્ન કર્યો. પછી તેણે મુનિને કહ્યું: ' હે ભગવન્! આ ટેકરીના ગર્ભમાં આ મારા બન્ધુના છોકરાઓ અને પેલો ઘોડો એ કેમ કરી રહ્યા ? તે સમજી લેવાની મારી ઇચ્છા છે. તો આપ મને કૃપા કરીને કહો.' આ પ્રમાણે રાજાએ પૂછ્યું, એટલે પેલા તંગણ મુનિએ તેને કહ્યું, ' હે રાજા! હું કહું છું તે તું શ્રવણ કર. પૂર્વે હું રાજા હતો. મેં મોટું વિશાળ રાજ્ય ઘણાં વર્ષો સુધી કર્યું. પછી, એક વખત પરમેશ્વરની કૃપા વડે એ તુર્યાત્મક અધીશ્વર ચિત્સ્વરૂપનું મને જ્ઞાન થયું. તેથી આ બધો લોકવ્યવાર મને તુચ્છ લાગ્યો. હું તેનાથી કંટાળ્યો અને રાજ્ય છોકરાઓને સોંપી આ વનમાં આવીને રહ્યો. મારી સ્ત્રી પણ મારી સાથે જ આવી. ત્યારથી તપશ્ચર્યા કરતાં કરતાં મને અહીંયાં અર્બુદ (અબજ) વર્ષો વહી ગયાં છે. મારી સ્ત્રી પણ મારી સેવા કરીને પૂર્ણ સ્થિતિએ પહોંચી. ત્યારબાદ એક વખત ભવિષ્યકાળના ઈશ્વરીય અર્થાત્ મહાનિયતિના× કલ્પની બહારના પ્રભાવ

---

× બ્રહ્મદેવે મહાકલ્પના આરંભમાં કરેલા સંકલ્પો **धाता यथा-पूर्वमकल्पयत्** । પ્રમાણે જ એટલે ઈશ્વરની આજ્ઞા મુજબ, આ અખિલ બ્રહ્માણ્ડ મહાકલ્પ સુધી ચાલે છે. તેમાં યત્કિંચિત્ પણ ફેરફાર થતો

વડે મારી સ્ત્રીને હું સમાધિમાં હતો ને અકસ્માત્ કામેચ્છા ઉત્પન્ન થઈ. તે કામાતુર થઇ મારી પાસે આવી. આ વખતે હું સમાધિમાં સ્થિર ચિત્ત કરીને બેઠો હતો. તે તો કામ વડે બહુ જ વ્યાકુળ થઇ ગઈ હતી. આવી સ્થિતિમાં જ તેણે મારી સાથે સંભોગની ઇચ્છા કરી, અને સત્ય સંકલ્પ તથા દૃઢ ભાવનાને લીધે તેનો મારી સાથે સંભોગ થયો. આથી તેને ગર્ભ રહ્યો.* ત્યારબાદ તેને આગળ ઉપર આ પુત્ર ઉત્પન્ન થયો. તે થતાંની સાથે જ તેણે તેને મારા ખોળામાં મૂક્યો અને મને સમાધિમાંથી જાગ્રત કર્યો. તે સમયે કોણુ જાણે તેને શું લાગ્યું કે તેણે પોતાનો સ્થૂલ અને સૂક્ષ્મ દેહ પંચ-મહાભૂતો સાથે મેળવી દીધો, અને તે સ્વસ્વરૂપમાં લીન થઇ ગઇ. પછી મને મારા ખોળામાં છોકરો દેખાયો, અને મારી પત્ની તો

---

નથી, તેને નિયતિ કહે છે. તથા બ્રહ્મા, વિષ્ણુ, મહેશાદિ દેવોને જે નિયમોનું પાલન કરવું પડે છે તે મહાનિયતિ કહેવાય છે. તેથી અત્રે કલ્પ બહારના મહાનિયતિના નિયમાનુસાર એવું કથન છે. જેઓની નિર્વિકલ્પ સમાધિમાં સ્થિતિ હોય છે તેઓ મહાનિયતિની સત્તા નીચે હોય છે.

* આ દશ્ય વ્યવહાર એ કેવળ મનોમય અર્થાત્ મનની ભાવના વડે જ ભાસમાન થતો હોવાથી સત્ય ભાવના હોય તેઓને પોતાની સિદ્ધ ભાવના પ્રમાણે પ્રત્યક્ષ અનુભવ આવે છે. સ્વપ્નમાં પોતાસહ અન્ય કુટુંબીઓનાં શરીરો જોવામાં આવે છે પણ વસ્તુતઃ તે સમયે પોતાનું સ્થૂલ શરીર તો નિશ્ચેષ્ટ પડેલું હોય છે. છતાં સ્વપ્નસૃષ્ટિમાં તો દરેકના શરીરની ક્રિયાઓનો પ્રત્યક્ષ અનુભવ આવે છે. તેજ પ્રમાણે સિદ્ધ ભાવનાવાળાને પોતાના સંકલ્પવશાત્ પ્રત્યક્ષ અનુભવ આવે છે. અત્રેના વિધાનમાં મહર્ષિ તો સમાધિમાં જ બેઠેલા હતા છતાં આ પ્રકાર શી રીતે બન્યો એવી શંકા થવા સંભવ છે. તેટલા માટે આ ટિપ્પણ આપવાની જરૂર જણાય છે. મહર્ષિનાં પત્ની પોતે સિદ્ધ ભાવનાવાળાં હતાં તેથી તેમને પોતાના સત્ય સંકલ્પના બળ વડે ઉત્પન્ન થયેલા મહર્ષિના શરીરનો અનુભવ આવ્યો. આ ભાવનાસામર્થ્યને માટે આગળના પ્રકરણ ૧૩ અને ૧૪ માં સ્પષ્ટીકરણ કરેલું છે તે જોવું.

કૈલાસવાસી થયેલી માલૂમ પડી. આથી મને તે બાળકની દયા આવી, મેં તેને ઉછેર્યો. પછી, એક વખત પ્રસંગવશાત્ મેં પહેલાં રાજ્ય કર્યું હતું એવું તેણે મારી પાસેથી જ સાંભળ્યું અને તેને પણ રાજ્ય કરવાની ઇચ્છા થઇ. ત્યારે તેણે મારી પ્રાર્થના કરી. ત્યારબાદ પ્રથમ તેણે મારા ઉપદેશથી ઉત્તમ યોગસિદ્ધિ પ્રાપ્ત કરી લીધી. તેથી કરીને માત્ર ભાવનાબળના પ્રભાવથી જ એણે આ ટેકરીની અંદર એક જગત નિર્માણ કર્યું છે, અને તેમાંનો તમામ રાજ્યકારભાર તે પોતે ચલાવે છે. તે રાજ્યમાં જ તેણે પેલા ઘોડાને અને રાજકુમારોને બંધનમાં પૂરી રાખ્યા હતા.'

## દેહ નાખી દેવો એટલે મરવું નહિ, વારુ?

આ ભાષણ સાંભળી મહાસેને કહ્યું, 'એ તો મોટા આશ્ચર્યની વાત છે. પરંતુ ભગવન્! મને તે પ્રદેશ જોવાની ઇચ્છા છે, તો કૃપા કરી બતાવશો.' આ પ્રમાણે પ્રાર્થના કર્યાથી 'વત્સ! આને એની ઇચ્છા પ્રમાણે તારો રાજ્યવિસ્તાર બતાવ' એ પ્રમાણે તે મુનિએ પોતાના પુત્રને કહ્યું અને પોતે પુનઃ નિર્વિકલ્પસમાધિમાં પ્રવિષ્ટ થયા. ત્યારબાદ તંગણમુનિનો પુત્ર રાજાને લઇને પેલી ટેકરી પાસે આવ્યો અને તેણે પોતે તેમાં પ્રવેશ કર્યો. પણ રાજાને તેમ પ્રવેશ કરવાનું ફાવ્યું નહિ. ત્યારે તે મુનિપુત્રને બોલાવવા લાગ્યો. મુનિપુત્રે જોયું કે રાજાથી અંદર દાખલ થઇ શકાતું નથી, એટલે તે બહાર આવ્યો અને તેણે રાજાને કહ્યું: 'હે રાજા, તું યોગાભ્યાસી નથી તેથી તારો આમાં પ્રવેશ થવો અશક્ય છે. યોગજ્ઞાન વગરના કોઇને પણ આ ટેકરી ઘનરૂપ–સ્થૂલરૂપ જ લાગવાની. પરંતુ પિતાની આજ્ઞાને મારે માન આપવાનું છે, તેથી તને અંદર લઇ જવો એ મારે માટે તો આવશ્યક છે. તેથી હે રાજા! હવે તું તારો આ દેહ જમીન ઉપરના ઘાસના ખાડામાં નાખી દે, અને માત્ર લિંગદેહ લઇને જ મારી સાથે અંદર પ્રવેશ કર.' રાજાએ કહ્યું: 'મુનિપુત્ર! દેહમાંથી બહાર નીકળવાનું સામર્થ્ય મારામાં તો નથી. દેહ કેવી

રીતે નાખવો ? દેહ નાખી દેવો એટલે તો મરવું નહિ, વારુ ?'

## મારા ચૂરેચૂરા થઈ જશે હો!

મુનિપુત્રે હસીને કહ્યું: 'અરે! યોગની તને બિલકુલ જ ખબર નથી, તેથી હવે તો એ બધું રહેવા દે. તું તો ફક્ત આંખો જ બંધ કર.' એમ કહ્યા બાદ રાજાએ આંખો બંધ કરતાની સાથે જ મુનિપુત્રે યોગસામર્થ્ય વડે તેના શરીરમાં પ્રવેશ કર્યો. પછી, પ્રથમ તેનો લિંગદેહ કાઢી લઇને તેણે તે ટેકરીમાં પ્રવેશ કર્યો. તે વખતે રાજા બિલકુલ ભાનમાં ન હતો, તેનું સ્થૂલ શરીર ટેકરી બહાર રહેવાથી મુનિપુત્રે તેને સ્વસંકલ્પથી નિર્માણ કરેલો એક બીજો દેહ આપ્યો અને તેમાં તેના લિંગદેહને દાખલ કરીને તેને જાગૃત કર્યો. તે જાગીને જુએ છે તો પોતાને એક મહાકાશમાં લઇને મુનિપુત્ર જાય છે! તે વખતે ઉપર, નીચે અને ચારે બાજુએ સર્વત્ર મહાભયંકર એવું આકાશ જ ફેલાયેલું જોઇને તે બીધો અને મુનિપુત્રને કહેવા લાગ્યો: 'હે મુનિપુત્ર, મને હવે મૂકી દઇશ નહિ હો! આ અધ્ધર જગામાં જો તું મને છોડીશ તો હું પડી જઈશ. મારો કચ્ચરઘાણ અને ચૂરેચૂરા થઇ જશે.'

## ટેકરીમાંનું વિશાળ બ્રહ્માણ્ડ

રાજાને આવો ગભરાયેલો જોઇને મુનિપુત્રને હસવું આવ્યું. તેણે રાજાને કહ્યું, 'હે રાજા, તું બીશ નહિ. હું તને છોડવાનો નથી. ધીરજ રાખ અને ટેકરીના ગર્ભમાં મેં નિર્માણ કરેલો આ આખો પ્રદેશ જો. તે સાંભળીને રાજાને ધીરજ આવી અને તે પ્રદેશ જોવા લાગ્યો× ત્યાં તેને નીચે દૂર સુધી આખું આકાશ ઘોર અંધકારથી વ્યાપ્ત થયેલું જણાયું. તેમાં નક્ષત્રો જ ફક્ત જણાતાં હતાં. ત્યાંથી આગળ જતાં જતાં ચન્દ્રમંડળ તેના જોવામાં આવ્યું. ત્યાં જતાં વેંત જ તે ટાઢથી તદ્દન ઠરી ગયો. પરંતુ મુનિપુત્રે તેમાંથી તેનો

---

× આ બ્રહ્માણ્ડના ખપ્પરમાંથી ઉપરથી નીચે ભૂલોક સુધી ઊતરતાં દેખાનારા ક્રમનું વર્ણન છે.

બચાવ કર્યો. પછી તે સૂર્યમંડળમાં પહોંચ્યો, ત્યાં તે તેના તાપથી બળવા લાગ્યો. ત્યારે મુનિપુત્રે યોગસામર્થ્ય વડે તેનો દાહ શાન્ત કર્યો. આ પ્રમાણે આગળ જતાં થોડી વારે તે બન્ને મેરુપર્વતનાં શિખર ઉપર ઊતર્યા. પછી મુનિપુત્રે બતાવ્યા મુજબ રાજા ત્યાંનો બધો પ્રકાર જોવા લાગ્યો. દૂરદૂરનું તમામ દૃશ્ય જોઈ શકાય તેટલા માટે મુનિપુત્રે તેને સૂક્ષ્મ અને વ્યાપક દૃષ્ટિ આપી. તે વડે તેણે લોકાલોક પર્વતોની હારો પડેલી જોઈ. તેની પાર ઘોર અંધકાર ફેલાયેલો હતો અને તેની આ કોરે સુવર્ણની જમીન હતી. તેવી જ રીતે ત્યાં કેટલાક સમુદ્રો, નદીઓ અને પર્વતોથી ભરપૂર સપ્ત દ્વીપો, તમામ ભુવનો, ઇન્દ્રાદિ દેવો, દૈત્યો, મનુષ્યો, રાક્ષસો, યક્ષો, કિંપુરુષો ઇત્યાદિ સર્વ પ્રકારની વ્યવસ્થા રાજાના જોવામાં આવી. તેવી જ રીતે ત્યાં સત્યલોક, વૈકુણ્ઠ, કૈલાસ, વગેરે સ્થાનકો પણ હતાં. તેમાં મુનિપુત્ર પોતે જ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ ત્રણ નામોથી જુદાં જુદાં રૂપો ધારણ કરીને નિવાસ કરતો હોવાનું તેણે જોયું. ઉપરાંત તે જ મુનિપુત્ર પોતાનું રૂપ બદલીને ભૂમિનું સાર્વભૌમપણું સ્વીકારીને સર્વ લોકનું ભરણપોષણ કરે છે એવું પણ તેના અનુભવમાં આવ્યું.

## એક જ દિવસમાં બાર અબજ વર્ષો !

મુનિપુત્રનું આવું અદ્ભુત સામર્થ્ય નિહાળીને રાજાને ઘણો જ અચંબો થયો. ત્યારે મુનિપુત્રે તેને કહ્યું: 'મહાસેન ! આ નવો પ્રદેશ જોતાં જોતાં આપણાં કેટલાં વર્ષો વીતી ગયાં તેની તને કાંઈ ખબર છે ? આપણે જ્યાંથી આવ્યા તે ભૂપ્રદેશના તો એકંદર બાર અર્બુદ ( અબજ ) વર્ષો વ્યતીત થયાં છે ! અને અહીંયાં તો માત્ર એક જ દિવસ થયો છે ! ચાલ, હવે આપણે પેલા ભૂપ્રદેશમાં જ્યાં મારા પિતા છે ત્યાં જઈને જોઈએ.'

આમ કહી મુનિપુત્રે રાજાને સાથે લઈને આકાશમાં ઊડવા માંડયું અને તે પ્રથમની માફક એ પ્રદેશની બહાર આવ્યો.

# પ્રકરણ ૧૩ મું

## આ પ્રદેશ કયો ?

ટેકરીમાંથી બહાર નીકળતી વખતે મુનિપુત્રે પેલા રાજાને નિદ્રાવશ કર્યો અને તેના માત્ર સંકલ્પસ્વરૂપ એવા લિંગદેહને લઈને તે બહાર આવ્યો. પછી તેણે તેના લિંગદેહને પેલા પૂર્વશરીરમાં મૂક્યો અને તેને સચેતન કરીને ઉઠાડ્યો. મહાસેન સચેતન થયો.*

* બાર અબજ વર્ષો સુધી તેનું શરીર શી રીતે રહ્યું ? સર્વ પ્રદેશ બદલાઈ ગયો અને આ શરીર કેમ નાશ નહિ પામ્યું ? એવી શંકા અત્રે થાય એ સંભવિત છે. તેના સમાધાનમાં જણાવવાની આવશ્યકતા છે કે જ્યારે સ્થૂલ શરીરમાં સૂક્ષ્મ શરીર અથવા લિંગદેહ હોય ત્યારે જ તે સ્થૂલ દેહની ક્રિયાઓ થતી રહે છે. એટલે કે સૂક્ષ્મ શરીર એ જ મુખ્ય છે. આ સ્થૂલ શરીર એ તો કેવળ લિંગદેહની વાસનાઓની પૂર્તિને માટે જ હોવાથી તે લિંગદેહનું આશ્રિત હોય છે. જ્યારે લિંગદેહ સ્થૂલ દેહદ્વારા ઉપભોગ માટે નિશ્ચિત કરેલી ક્રિયાઓ તેની પાસે પૂર્ણ રીતે કરાવી લે છે અને જ્યારે તે શરીરની ક્રિયાઓ પૂરી થઈ રહે છે ત્યારે તેને છોડી બીજું સ્થૂલ શરીર તે ધારણ કરે છે. આમ જીવાત્મા વાસનાવશાત્ સૂક્ષ્મ શરીરદ્વારા અનેક સ્થૂલ શરીરો ધારણ કરતો રહે છે. આત્મજ્ઞાન થતાં સુધી તેનો આ ક્રમ ચાલુ હોય છે. આ ઉપરથી સમજી શકાશે કે જીવાત્માનું વાસનાત્મક સૂક્ષ્મ અથવા લિંગશરીર એ જ મુખ્ય છે. હવે તે સ્થૂલ શરીર ધારણ કરે છે તે પૂર્વે જ આ સ્થૂલ શરીરદ્વારા શું શું કરવું તે સર્વ જન્મથી મૃત્યુ થતાં સુધીની ક્રિયાઓની નિશ્ચિતતા તેણે પ્રથમથી જ નક્કી કરેલી હોય છે. આ પ્રમાણે મુકરર થયેલી ક્રિયાઓની પૂર્ણતા થાય છે ત્યારે જ તે દેહ નિર્માલ્યરૂપ બને છે અને મરણને શરણ થાય છે. હવે અત્રેના પ્રસંગમાં રાજાના દેહનું પૂર્વ પ્રારબ્ધ બાકી હતું. તે પૂરું ભોગવ્યા સિવાય દેહનો નાશ થવો શક્ય ન હતો. વળી તે દેહમાંથી લિંગદેહ નીકળ્યા પછી પુનઃ પાછો આ દેહમાં દાખલ થયો તે કાળ તો બીજા દેહને માટેનો હતો. પ્રથમના દેહના કાળનું અનુસંધાન તો પુનઃ લિંગદેહ તેમાં દાખલ થયો ત્યાંથી શરૂ થયું. આ ધોરણે તે દેહને બાર અબજ વર્ષોનો વ્યતીત થયેલો

ત્યારે તેને આ બધો બાહ્ય ભૂપ્રદેશ ત્યાંની ભૂમિ, ઝાડ, માણસો, નાળાં, તળાવ ઇત્યાદિક દરેક પ્રકાર તદ્દન નવો જ દૃષ્ટિગોચર થયો. ત્યારે તેણે ઘણા જ આશ્ચર્ય સાથે તે મુનિપુત્રને પૂછ્યું: 'મહાત્મન્! આ કયો પ્રદેશ આપે મને બતાવ્યો? પહેલાં જોયો હતો તે કરતાં તો આ જુદો જ જણાય છે. આ શો ચમત્કાર છે?'

## પથ્થરનાં રત્નો અને રત્નોના પથ્થર

આ સાંભળીને મુનિપુત્રે કહ્યું: 'હે રાજા! આપણે પહેલા રહેતા હતા એ જ આ પ્રદેશ છે. દીર્ઘકાળ જવાને લીધે આનું સ્વરૂપ બદલાયું છે; અર્થાત્, તેમાં આ પ્રમાણે પરિવર્તન થયેલું છે. ટેકરીમાંના પ્રદેશમાં જે આપણો એક દિવસ ગયો, તેટલા જ વખતમાં અહીંયાં તો બાર અબુંદ વર્ષો વહી ગયાં છે. આથી આનું આવું રૂપાન્તર થયું છે. વર્તનમાં, રિવાજમાં અને બોલવાની ભાષામાં ઇત્યાદિ બધામાં જ ફેરફાર થયેલો છે. કાલગતિ સાથે લોકસ્થિતિ પણ આમ બદલાતી રહે છે. મેં તો આવો પ્રકાર ઘણી વખત જોયો છે. આ જુઓ, મારા સમર્થ પિતા અહીંયાં સમાધિ લગાવીને બેઠેલા છે. આ જ જગાએ તેં પહેલાં મારા

---

કાળની સાથે કાંઈ પણ સંબંધ નહોતો. ફક્ત એક દિવસનો જ કાળ પોતાના મૂળ પ્રારબ્ધમાં કમી થયો હતો. આથી તે દેહમાં કાંઈ પણ ક્ષતિ થવા પામેલી નહિ. જ્યારે તે બ્રહ્માણ્ડ મધ્યેની અન્ય વસ્તુઓનો તો તે બ્રહ્માણ્ડના બ્રહ્મદેવના સંકલ્પાનુસાર ક્રમ ચાલુ હતો. તેથી બ્રહ્માણ્ડમાં સર્વત્ર પરિવર્તન થયેલું હતું. છતાં આ શરીરને કાંઈ થઈ શકયું નહિ. આગળ ૧૯૦ મા પાનાની ટીપણીમાં જણાવ્યા પ્રમાણે નિર્વિકલ્પ સમાધિવાળા કે જેમના લિંગદેહનો વિલય થયો કે કર્યો હોય તેઓ મહાકલ્પની બહારની અર્થાત્ મહાનિયતિની સત્તામાં હોય છે. એટલે મોટું દુ:ખ જેમ નાના દુ:ખને વિસારે તેમ આ મહાનિયતિની સત્તા નીચે હોય ત્યાં સુધી કલ્પની સત્તા સ્થગિત હોય છે. તેમાંથી મુક્તિ થયા પછી જ તે પોતાનો અમલ શરૂ કરે છે.

પિતાની સ્તુતિ કરી હતી. આ તે જ પેલી ટેકરી જો. તેની અંદર જ મેં મારી જુદી સૃષ્ટિ તને બતાવી. અત્યારે તો તારા ભાઇના વંશમાં હજારો વંશજો થઈ ગયા છે. બંગદેશની અંદર તારું સુંદર નામક જે નગર હતું, તે જગાએ તો હાલમાં હિંસા કરનાર પ્રાણીઓથી ભરપૂર એવું જંગલ થયું છે. તારા ભાઈના વંશમાં હાલમાં વીરબાહુ નામનો રાજા છે અને તે માલવ દેશમાં ક્ષિપ્રા નદીના કિનારા પર વિશાલ નામના નગરમાં રાજ્ય કરે છે. વળી, તારા વંશમાં સુશર્મા નામનો એક વંશજ દ્રાવિડ દેશમાં રાજા થયેલો છે. તામ્રપર્ણી નદીને કાંઠે આવેલી વર્ધન નામક નગરી તેની રાજધાની છે. હે રાજા ! એવી રીતે લોકસ્થિતિનું પરિવર્તન હંમેશાં થયાં જ કરે છે. અલ્પ સમયમાં જ આ નવું જગત નિર્માણ થયું છે. આગળ ઉપર આવી જ રીતે કેટલોક કાળ વીત્યા બાદ આ પર્વતો નદીઓ, તળાવ અને તમામ ભૂપ્રદેશ બદલાઈ જશે. એવી જ જગતની વિચિત્ર રચના છે. કાલગતિને લીધે પર્વતની જગાએ ઊંડી ખાઇઓ બને છે, અને ઊંડાણવાળી જગાને બદલે પર્વતો થાય છે. શુષ્ક અને જલ વિનાના પ્રદેશમાં પુષ્કળ પાણી થાય છે અને ઊંચા ઊંચા ડુંગરાઓની જગાએ રેતીનાં રણો બની જાય છે. પથ્થર જેવી કઠણ જમીન ઘણી જ પોચી થાય છે અને જે પોચી હોય છે તે કઠણ બને છે. પડતર ખેતરોની જમીન સારા પાકવાળી બને છે અને જે સારો પાક આપનારી જમીનો હોય છે તે વેરાન બને છે. રત્નોના પથ્થર બની જાય છે અને પથ્થરો હોય છે તે રત્નો થઇ જાય છે. ખારું પાણી મીઠું થાય છે અને મીઠું પાણી ખારું થાય છે. કોઇ વખત માણસોની વસ્તી વધે છે, તો કોઇ વખત પશુઓની સંખ્યા વધે છે, તો કોઇ વખત કૃમિકીટકો પાર વિનાનાં થાય છે. આમ, આ જગત કાળે કરીને ભિન્નરૂપે પરિણામ પામે છે. તેથી કરી આ આપણો પહેલાનો ભૂપ્રદેશ આ રૂપમાં આવેલો જોવામાં આવે છે. એ તું બરાબર ધ્યાનમાં રાખ.'

## રાજા! તું શોક કોનો કરે છે?

એ મુજબ મુનિપુત્રનું ભાષણ સાંભળ્યા બાદ રાજા મહાસેન ઘણો જ શોકાતુર થયો. ત્યારે મુનિપુત્રે તેને ધીરજ આપી અને સાવધાન કર્યો. સાવધાન થતાં જ મહાસેન ઘણો દુઃખી થઈને એકાએક દીન માણસની પેઠે અત્યંત વિલાપ કરવા લાગ્યો. પોતાનો ભાઇ, પોતાના છોકરા, તેવી જ રીતે પોતાનો સ્ત્રીવર્ગ અને બાળબચ્ચાંઓને ફરી ફરી યાદ કરીને તે શોકથી ઘણો જ જીવ બાળવા લાગ્યો. આ મુજબ જ્યારે તેને મોહથી શોક કરતો જોયો ત્યારે મુનિપુત્રે બોધ કરવાના હેતુથી તેને કહ્યું: 'હે રાજા, તું ખરેખર બુદ્ધિમાન છે; તો પછી તું કોને માટે અને શા સારુ જીવ બાળે છે? ડાહ્યા પુરુષો નિષ્ફળ કર્મ કદાપિ કરતા નથી. ફળ શું મળવાનું છે તેનો વિચાર કર્યા વિના જો કોઈ ઉદ્યોગનો આરંભ કરવામાં આવે તો તે નકામું જ છે. ત્યારે તું કોને માટે અને શા સારુ શોક કરે છે તે કહે વારુ?'

આવો પ્રશ્ન કર્યા પછી મહાસેન અત્યંત શોકાતુર થઇ ફરીથી બોલ્યો: 'હે મુનિ! મારા શોકનું કારણ તને દેખાતું નથી કે? જે સર્વ રીતે પાયમાલ થયો છે તેના શોકનું કારણ તે વળી તું શું પૂછે છે? કોઇ એકાદ સગાસંબંધીનો વિયોગ થાય તો તેથી પણ મનુષ્યને કેટલું બધું દુઃખ થાય છે! ત્યારે હું તો બધી રીતે જ પાયમાલ થયો છું. છતાં પણ તું પાછો કારણ પૂછે છે! તો તને મારે કહેવું શું?'

### 'શોક કરવાથી ગયેલાઓ પાછા આવે છે કે શું?'

ત્યારે મુનિપુત્રે ફરીથી હસીને કહ્યું. 'રાજન્! તારો આ પરંપરાથી જ ચાલતો આવેલો કુલાચાર છે કે શું? તે હું જાણતો નથી; કહે વારુ. જો તેમ જ હોય, તો તો તું શોક કરે છે તે વાજબી છે, નહિ તો તેમાં મોટી ખામી આવવાની. અથવા શોક કરવાથી

ગયેલાઓ ફરીથી પ્રાપ્ત થવાના છે એવી તારી સમજ છે કે શું ? રાજન્ ! ધીરજ રાખી વિચાર કરી જો કે ગયેલાનો શોક કરવાથી હવે શો ફાયદો થવાનો છે ? સ્વજન નષ્ટ થયા તે માટે જો તું શોક કરતો હોય તો પછી, કહે વારુ, તારા દાદા, વડદાદા વગેરે સગાંવહાલાંઓ પહેલેથી જ નષ્ટ થયેલા હતા, તેમને માટે તારે હમેશાં શોક કરતાં જ રહેવું જોઈતું હતું. તો પછી આ પહેલાં તું તેમનો શોક શા માટે કરતો ન હતો ? બીજી વાત એ પૂછું છું કે તે ભાઈઓ કોના ? તારા ? તો તેમની સાથેનું તારું બંધુત્વ શા ઉપરથી ? તેમના અને તારાં માબાપ એક જ, એમ જો તું કહેતો હોય, તો તે માબાપની વિષ્ટામાં જે કીડાઓ હોય છે તે પણ તેના દેહનો જ સંબંધ ધરાવનારા હોય છે; તો પછી તે તારા બાંધવ કેમ ન કહેવાય ? અને તેમને માટે તું શોક કેમ કરતો નથી ?

## દેહનો સર્વાત્મ નાશ થતો નથી

'રાજન્ ! પ્રથમ તું વિચાર કર કે તું પોતે વસ્તુતઃ કોણ છે ? અને જે નષ્ટ થયા અને જેમને માટે તું શોક કરે છે તે વસ્તુતઃ કોણ છે ? તું દેહ જ છે કે તેનાથી કોઈ જુદો જ છે ? દેહ એ તો એક જડ વસ્તુ પરમાણુઓનો સમુદાય છે. એ સમુદાયનો નાશ અથવા તેના કોઈ એકાદ ભાગનો નાશ તેને જ જો નાશ એવું કહેવામાં આવે, તો પછી દેહના દરેક અંશપ્રત્યંશનો નાશ તો દરેક ક્ષણેક્ષણે થયા જ કરે છે. મળ, મૂત્ર, કફ તેમજ નખ, વાળ ઇત્યાદિનો નાશ તો નિત્યપ્રતિ થયા જ કરે છે; તેથી કરીને તું તો અખંડ રડતો જ રહેવો જોઇએ. હવે જો દેહના સર્વાંશનો નાશ થાય તેને નાશ કહીએ, અને તેથી શોક કરીએ, તો દેહના સર્વાંશનો નાશ કદાપિ પણ થતો નથી. તારા બંધુના દેહના અંશ પૃથ્વી આદિ પદાર્થોના રૂપમાં આજે પણ મોજૂદ જ છે, એ દેખીતું છે; અગર તેમનો પણ નાશ થાય છે એમ કહીએ, તોપણ છેવટે આકાશ તો અવિનાશી છે, શુદ્ધ છે અને તે તો રહે છે જ; પણ તે રહેવા દે.

## દેહ કે દેહી ?

'પ્રથમ તું એટલે કાંઈ દેહ નથી પણ દેહી છે. કારણ કે તું જેમ 'આ મારું વસ્ત્ર છે,' એમ કહે છે, તેમ જ 'આ મારો દેહ છે' એમ કહે છે. તો પછી તું દેહ જ કેમ, એ સમજાવ વારુ. જ્યારે તું દેહથી જુદો જ કોઈ છે, તો પછી બીજાના દેહ સાથે તારો સંબંધ જ શો ? તારા ભાઈઓના વસ્ત્રાદિક સાથે જેમ તારો તલભાર પણ સંબંધ હોતો નથી, તેમ તેમના દેહની સાથે પણ તારો સંબંધ હોતો નથી. આમ જેમ વસ્ત્ર વિશે છે તેમ જ શરીર વિશે છે. આ પ્રમાણેની પરિસ્થિતિ છે, તો પછી તેઓનો દેહ નષ્ટ થયો તેને માટે તને શોક શાથી થાય ? 'મારું શરીર,' 'મારો પ્રાણ,' 'મારું મન' વગેરે બોલનારો 'તું' પોતે જ કોણ ? અને તારું સ્વરૂપ શું છે ? તે મને કહે વારુ.'

## સર્વ લોકો કારણ સમજ્યા વગર શોક તો કરે છે !

આ પ્રમાણે મુનિપુત્રે પૂછ્યું ત્યારે મહાસેન એક ઘડીવાર શાંત ચિત્તે વિચાર કરતો રહ્યો. પણ છેવટે તેના પ્રશ્નનો જવાબ નહિ મળવાથી તેણે નમ્રતાથી મુનિપુત્રને કહ્યું: 'ભગવન્! હું કોણ એની મને જરાય સમજ પડતી નથી. હું શોક કરું છું એ તો ખરું છે; પણ તેનું કારણ શું તે મને સમજાતું નથી. હું અજ્ઞાન છું અને આપને શરણે આવ્યો છું. તો ભગવન્! આ ગૂઢ શું છે તે મને કહો. કૃપા કરીને કોઇનો કોઇ બંધુ મરણ પામે છે ત્યારે દરેક જણ શોક કરવા મંડી પડે છે. પરંતુ આપણે કોણ અથવા બીજા કોણ એ તેઓ જાણતા નથી. આમ છતાં તેઓ શોક તો કર્યે જ જાય છે. હે ભગવન્! હું આપનો શિષ્ય છું, માટે મને આ તમામ ગૂઢ સ્પષ્ટ કરી સમજ પાડીને કહો.'

## દુઃખરહિત કોણ થાય છે ?

મુનિપુત્ર મહાસેનને કહે છેઃ 'રાજન્! સાંભળ. મહેશ્વરની

માયા વડે જ તમામ લોકો મૂઢ બન્યા છે. તેથી તેઓ પોતાનું ખરું સ્વરૂપ નહિ ઓળખતાં વિનાકારણ એકસરખા મિથ્યા શોક કર્યે જાય છે. જ્યાં સુધી પોતાનું સ્વસ્વરૂપ ઓળખવામાં આવ્યું નથી, ત્યાં સુધી જ માણસ શોક કરતો રહે છે. પણ તે સ્વસ્વરૂપને ઓળખ્યા પછી તેને ફરી કોઈ પણ વખત શોક કરવાનો પ્રસંગ જ આવતો નથી. જેમ ભરઊંઘમાં મોહવશ થવાને લીધે કોઈ પોતાને ભૂલી જઈ શોક કરવા માંડે છે, અથવા મદારીની જાદુવિદ્યાથી છેતરાઇ જઇ કોઇ તેમાંના સર્પાદિકની બીકથી ભય પામે છે, તેમ માયાથી ઘેલા બનેલા લોકો નકામા દુઃખ પામે છે. પરંતુ સ્વપ્નમાંથી જાગ્રત થયા પછી અથવા ઇન્દ્રજાલ વિદ્યાનું ખરું સ્વરૂપ જાણ્યા પછી તે તેનાથી બીતો નથી. એટલું જ નહિ, પણ બીજા કોઈ ડરતા હોય તેમને જોઇ તે પોતે હસે છે. તે જ પ્રમાણે આત્મસ્વરૂપ જાણનાર પુરુષો આ માયામાંથી છૂટી દુઃખરહિત થાય છે. તેટલા માટે તું પણ આત્મસ્વરૂપનું જ્ઞાન કરી લઇને આ તરી ન શકાય તેવી માયામાંથી પાર થા, અને વિવેકબળ વડે આ મોહજન્ય શોકનો વેગ દૂર કરી નાંખ.'

## સ્વપ્ન તથા જાગૃતિમાં ભેદ શો?

તે સાંભળીને મહાસેને મુનિપુત્રને કહ્યું: 'ભગવન્! આપે કહેલો દૃષ્ટાંત અહીંયાં લાગુ પડતો નથી. કારણ સ્વપ્નમાં અગર જાદુવિદ્યામાં દેખાતો પ્રકાર કેવળ અસત્–મિથ્યા હોવા છતાં પણ દેખાય છે એવો ભાસ થાય છે; પરંતુ જાગૃતિમાં અનુભવમાં આવતું આ જગત સત્ય હોઈ તેમાં દરેક બાબત પ્રત્યક્ષ રીતે બનતી હોય એવા પ્રકારે અનુભવમાં આવે છે. તેનો કોઈ પણ વખતે લોપ થતો નથી અને તે સ્થિર છે. તો તે સ્વપ્ન જેવું કેમ કહી શકાય?'

તે સાંભળી બુદ્ધિમાન મુનિપુત્ર પુનઃ બોલ્યા: 'રાજન!

સાંભળ. તારું કહેવું એમ છે કે આ દૃષ્ટાંત અહીં લાગુ પડતો નથી. એ તને વળી એક બીજો મોહ થયો. કોઈ એક વ્યક્તિને સ્વપ્નરૂપ એક ભ્રમ થયેલો હોવા છતાં ત્યાં વળી દોરીના બદલામાં સાપનો આભાસ થાય, તેવો જ તારો પણ પ્રકાર થયેલો છે. કારણ એમ વિચાર કર કે સ્વપ્નમાંનાં વૃક્ષો, પર્વતો, વગેરે સ્થાવરાદિ પણ સ્વપ્ન વખતે કયું કાર્ય પ્રત્યક્ષ કરતાં નથી? તેઓ વટેમાર્ગુને છાયો કરી તેમના તાપનું નિવારણ કરતાં નથી? અથવા સ્વપ્નમાંના પુરુષને ફળો વગેરે આપી તેનું સમાધાન કરતાં નથી? તે મને કહે. વળી, સ્વપ્ન વખતે તે સ્વપ્નસૃષ્ટિ કોઈ પણ સમયે ખોટી છે એમ કદી લાગે છે ખરું? અથવા તો તે કાયમની નથી પણ ક્ષણિક છે, એવું કોઈ વખત કોઇને સમજાય છે? હવે, તે તો આ બધું જાગ્રત થતાની સાથે જ ખોટું ઠરે છે, એમ તું કહેતો હોય, તો વિચાર કરી જો કે આ સર્વ જાગ્રત–પ્રપંચ પણ નિદ્રા વખતે નષ્ટ થતો નથી કે? બીજે દિવસે તે જેવો ને તેવો જ ફરીથી અનુભવમાં આવે છે તેથી તે નષ્ટ થતો નથી એમ કહીએ તો સ્વપ્નમાંના વિષયો પણ બીજે દિવસે અનુભવમાં આવતા નથી કે? તે કહે વારુ. અથવા તે ફરીથી અનુભવમાં આવતા નથી એમ કહેતો હોય, તો હે રાજા! સાંભળી લે કે જાગ્રતિમાં પણ ફરીથી તેના તે જ પદાર્થો કયારે અનુભવમાં આવે છે? દરેક ક્ષણેક્ષણે બીજો નવો જ પદાર્થ દેખાય છે. હવે પદાર્થ નવો દેખાતો હોવા છતાં પૃથ્વી આદિક તો તેનાં તે જ ભાસે છે, એવો જો તું ભેદ કાઢે, તો સ્વપ્નમાં પણ તેના તે જ પુત્રપરિવાર વગેરેનો અનુભવ ફરીફરીને થાય છે, તેનો તું સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરી જો. તે સ્વપ્નનો અનુભવ ખોટો એમ જો તું કહેતો હોય, તો પછી જાગૃતિમાંનો અનુભવ પણ ખોટો કેમ ન કહેવો? જાગ્રદવસ્થામાં જે દેહ, વૃક્ષ, નદીઓ તેમજ દીપ વગેરે પદાર્થોનો ભાસ થાય છે, તે પદાર્થો દરેક ક્ષણે પરિવર્તનને જ પામતા રહે છે. તો પછી પુનઃ પુનઃ

જેમનું તેમ તેનું તે જ અનુભવમાં આવે છે, એવું પણ શાથી કહી શકાય? પર્વત જેવી વસ્તુનું સ્વરૂપ પણ બીજી ક્ષણે ટકી રહેતું નથી. ઝરણાં, વહેળા વગેરે પણ હમેશાં બદલાયા કરે છે. ઉંદરો, લાકડાની માટી બનાવનારા કીડાઓ, ડુક્કરો વગેરેથી પર્વતનાં સ્વરૂપમાં હમેશાં ફેરફાર થાય છે. તેવી જ રીતે સમુદ્ર અને ભૂપ્રદેશ પણ બદલાયા કરે છે. તો પછી તે તેવો ને તેવો જ ફરીથી અનુભવમાં આવે છે એમ તું શા ઉપરથી કહે છે? હે રાજા! હવે આ બાબતનું વધારે સ્પષ્ટીકરણ કરું છું, તેનો જરા સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કર.

## ભાવના એ જ જગત

'વિશિષ્ટ દેશમાં અને વિશિષ્ટ કાળમાં માત્ર પદાર્થોનો અનુભવ આવવો એ પ્રકાર સ્વપ્ન અને જાગૃતિમાં સરખો જ છે, અને બધા દેશમાં અને દરેક સમયે એક જ પદાર્થનો અનુભવ આવે એ તો ઘણું જ દુર્લભ છે. તે સ્વપ્ન અને જાગૃતિ એ બન્ને પ્રકારમાં સંભવતું નથી. હવે પદાર્થોનો પદાર્થરૂપે નહિ તોપણ કારણરૂપે અનુભવ થાય છે એમ કહીએ, તો કારણ એટલે પૃથ્વી આદિ પંચમહાભૂતો અને તેમનો તો સ્વપ્નમાં પણ અનુભવ થાય છે. તો પછી એ બેમાં ફરક શો? સ્વપ્નનો બાધ જાગૃતિમાં થાય છે, પરંતુ જાગૃતિનો બાધ થયેલો કદાપિ ભાસમાન થતો નથી. એમ જો તું કહેવા માગતો હોય તોપણ વિચાર કરીને જો કે બાધ એટલે શું? પદાર્થનો ભાસ ન થાય એ જ બાધ, અને સ્વપ્નમાં પણ આખા જગતનો તો ભાસ થતો નથી, એવો દરેકનો અનુભવ છે.

'તો પછી જાગૃતિનો બાધ થતો નથી એમ તું શા ઉપરથી કહે છે? હવે પદાર્થનો ભાસ ન થવો એ બાધ નથી પણ તે મિથ્યા છે, એવું જાણમાં આવવું, તેનું નામ બાધ, એમ કહેતો હોય, તો તારા જેવા ભ્રાન્તિવાળાઓને તેવું ઓળખવાની શુદ્ધ દૃષ્ટિ ક્યાં છે? જેણે જ્ઞેય વસ્તુને પૂરેપૂરી ઓળખી છે તેમને જ તે દૃષ્ટિ હોય છે.

તેથી, હે રાજા! તારો એક પણ આક્ષેપ વિચારને અંતે ટકતો નથી. તેથી જ હું કહું છું કે આ તમામ દશ્યજાળ માત્ર સ્વપ્નમાંની સૃષ્ટિની જેવી જ છે. જાગૃતિ મુજબ સ્વપ્નમાં પણ તેવા પદાર્થો લાંબા વખત સુધી અનુભવમાં આવે છે. રાજન્! સ્વપ્નસૃષ્ટિ એ પણ હરકત વિનાની સર્વ વ્યવહાર કરનારી અને સ્થિર છે, તેથી સ્વપ્ન અને જાગૃતિમાં ફરક છે જ ક્યાં? આ પ્રમાણે જાગૃતિ અને સ્વપ્નમાં સામ્ય છે તો પછી સ્વપ્નમાંનાં સગાંવહાલાં રોજ નષ્ટ થાય છે તેમને માટે તું શોક કેમ કરતો નથી? એટલા જ માટે, હે રાજન્, માત્ર ભાવના–સામર્થ્ય વડે જ આ જગતને ખરાપણું આવેલું છે. શૂન્યપણાની ભાવના કરવાથી તમામ શૂન્ય એટલે ખુલ્લું આકાશ બની જશે. તેવી જ રીતે આ તમામ મિથ્યા છે, એવી ભાવના જો નિશ્ચયપૂર્વક દઢ કરવામાં આવે, તો તેવો જ આત્મભાવ બધે અનુભવમાં આવશે. કારણ, પ્રત્યક્ષ જ જોને કે, આ જ ટેકરીના ગર્ભમાં મારું રચેલું આખું બ્રહ્માંડ તારી નજરે દેખાયું. જો તને ખાતરી કરવાની જરૂર જણાતી હોય તો ચાલ, આ ટેકરીની ચારે તરફ આપણે એક ફેરો મારી આવીએ.'

## જગત એ એક વિચિત્ર સ્વપ્ન છે

એ પ્રમાણે કહી મહાસેનનો હાથ પકડી મુનિપુત્ર નીકળ્યો. આમ, તે બન્ને જણા તે ટેકરીની પ્રદક્ષિણા કરી પાછા ફર્યા. પછી ફરીથી તે બુદ્ધિમાન મુનિપુત્રે મહાસેનને કહ્યું: 'હે રાજા! જોઈ કે આ ટેકરી! તે ફક્ત ત્રણથી ચાર ગાઉના પરિઘની જ છે. તેના જ અન્તર્ભાગમાં આ મોટો વિસ્તૃત પ્રદેશ તેં હમણાં જ જોયો. તો પછી એ જાગૃતિ કે સ્વપ્ન? સત્ય કે મિથ્યા? તે કહે. ટેકરીમાંનો એક દિવસ થયો ત્યાં તો અહીંયાં બાર અર્બુદ વર્ષો તેં અનુભવ્યાં. ત્યારે હવે ખરાખોટાનો તું જ નિર્ણય કર. બે જુદાં જુદાં સ્વપ્નો દેખાય તેવો જ આ પ્રકાર છે. તેથી ફક્ત ભાવના એટલો જ આ જગતમાં સાર છે, એ તું લક્ષ્યમાં રાખ. ભાવના છોડ્યા પછી

એક ક્ષણવારમાં જ આ જગત લય પામશે. તેથી હે રાજા! જગત એ એક વિચિત્ર સ્વપ્ન છે, એમ માનીને તું શોકનો ત્યાગ કર. આ સ્વપ્નચિત્રને આધારભૂત એવો દર્પણની માફક સંવિદ્રૂપ માત્ર આત્મા જ છે. આમ સમજીને પછી તારે જેમ રહેવું હોય તેમ રહે. આ જગત્ચિત્રનો તકતો ચિદ્રૂપ આત્મા જ છે, એમ જાણીને તારું અન્તઃકરણ પરમાનન્દથી કાયમને માટે ભરાઈ જાઓ.

# પ્રકરણ ૧૪ મું

## મારી ભાવના કેમ ખરી થતી નથી?

મુનિપુત્રનું આ ભાષણ સાંભળીને મહાસેને શુદ્ધ બુદ્ધિથી પુનઃ વિચાર કર્યો. છેવટે જગતની દશા સ્વપ્ન જેવી જ છે એવું સમજી તેણે વધુ શોક કરવાનું છોડી દીધું. આ પ્રમાણે શાન્તિ થયા બાદ તેણે ફરીથી મુનિપુત્રને પૂછ્યું: 'ભગવન્, આપ મહા-બુદ્ધિશાળી અને પ્રત્યક્ષ બ્રહ્મદર્શી છો. આપની જાણબહાર કાંઈ પણ છે જ નહિ એમ મને લાગે છે. ત્યારે આપને હું પૂછું છું તે આપ કૃપા કરીને કહો. આપ કહો છો કે આ તમામ ભાવના-પ્રધાન છે અને આપે ભાવનાનાં બળ વડે ટેકરીમાં સ્વતંત્ર જગત પણ નિર્માણ કર્યું છે. પરંતુ હું જ્યારે જેવી ભાવના કરું છું ત્યારે કેમ તેવો પ્રકાર મને બહાર અનુભવમાં આવતો નથી? બીજું એ કે, એક જ કાળ અને એક જ પ્રદેશ એ જુદી જુદી બે રીતે કેમ કરીને અનુભવમાં આવ્યો? અને તેમાં વળી ખરો કયો? અને ખોટો કયો? તે મને સમજ પડે એવી રીતે કહો.'

### સિદ્ધસંકલ્પથી તું પણ એક બ્રહ્માંડ નિર્માણ કર

આ પ્રમાણે પૂછતાંની સાથે જ મુનિપુત્રે કહેવાનો આરંભ કર્યો. તેણે કહ્યું: 'ભાવના એટલે સંકલ્પ. તે ભાવનાના બે પ્રકાર છે. એક સિદ્ધ ભાવના અને બીજી અસિદ્ધ ભાવના. જે ભાવનામાં તેની વિરુદ્ધના વિકલ્પનો જરા પણ પ્રવેશ થતો નથી અને જે

પોતાના એક જ ધ્યેય ઉપરથી જરા પણ ચલાયમાન થતી નથી, તે જ સિદ્ધ ભાવના કહેવાય છે. બ્રહ્મદેવની આવી સિદ્ધ ભાવના વડે જ આ જગત્ચિત્ર નિર્માણ થયેલું છે અને તે બ્રહ્માંડમાંના દરેક જીવની ભાવનાના દૃઢપણાને લીધે જ સત્યત્વને પામ્યું છે. બ્રહ્મદેવના જગત પ્રમાણે, દરેક મનુષ્યની પોતપોતાનાં સંકલ્પજન્ય જગત સંબંધમાં સત્યત્વની ભાવના નથી. તેઓ તે ઉપર અનેક પ્રકારના વિકલ્પો કર્યે જાય છે. આ પ્રમાણેના વિકલ્પનો મનમાં પ્રવેશ થવો એ જ આપણી અસિદ્ધ ભાવનાનું કારણ છે. આ સત્ય સંકલ્પની ભાવનાજન્ય સિદ્ધિ ઘણા પ્રકારની જોવામાં આવે છે. તે કોઇને જન્મની સાથે જ પ્રાપ્ત થાય છે; કોઇને કોઈ એક રત્ન—જેમકે ચિન્તામણિ વગેરે—વડે પ્રાપ્ત થાય છે; કોઇને ઔષધિ વડે, કોઇને યોગમાર્ગે, કોઇને તપશ્ચર્યાથી, કોઇને મંત્ર સિદ્ધ કરવાથી અને કેટલાકને વરદાન મળવાથી આ ભાવનાની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. બ્રહ્મદેવને જન્મથી જ સિદ્ધિ પ્રાપ્ત થયેલી છે. યક્ષ-રાક્ષસોને રત્ન વડે અને દેવોને ઔષધિ તથા અમૃત વડે સિદ્ધિ પ્રાપ્ત થયેલી છે. યોગમાર્ગજન્ય સિદ્ધિ યોગીઓ પાસે મળી આવે છે. તપસ્વીઓને તપથી અને મંત્રવિદ્યાવાળા લોકોને મંત્રથી તે મળેલી હોય છે. વિશ્વકર્મા વગેરેને વરદાન વડે સિદ્ધિ પ્રાપ્ત થયેલી છે. તેટલા માટે જેને જેવા જેવા અનુભવની અપેક્ષા હોય તેવો તેવો સંકલ્પ કરવો. પછી તે સંકલ્પ કરતાં કરતાં જ્યારે 'હું સંકલ્પ કરું છું' એ ભાવનાનું પણ પૂર્ણ રીતે વિસ્મરણ થશે, ત્યારે તે સંકલ્પ સિદ્ધ થશે. એવી રીતે જ્યારે પૂર્વનાં અન્ય સંસ્મરણો જતાં રહે અને નિર્વિકલ્પ ભાવના પૂરેપૂરી દૃઢ થાય અને પ્રયત્ન વગર જ વિકલ્પો બંધ પડે, ત્યારે જ એ ભાવનાઓ સિદ્ધ થશે. ત્યારબાદ ગમે તેટલું મહત્કાર્ય પણ સિદ્ધિને પામશે. હે રાજા! તારી ભાવનાઓ વચ્ચે વચ્ચે થતા વિકલ્પો વડે હજી સિદ્ધ થયેલી નથી. જો તને જુદી સૃષ્ટિ બનાવવાની હોંશ થતી હોય, તો પછી તું તરત જ તારી ભાવના સિદ્ધ કરી લે. એટલે તને પણ મારી માફક

સત્ય સંકલ્પનો પ્રત્યક્ષ અનુભવ થશે.

## દેશકાળની ભિન્નતા કેમ?

'હવે બીજો મુદ્દો એ કે દેશકાલની દ્વિવિધતા કેમ દેખાય તે કહું છું. તને આ લોકવ્યવહાર બરાબર સમજાયો નથી, તેથી જ તને આ ચમત્કાર લાગે છે. તું એકાગ્રચિત્ત થઇ હું કહું છું તે સાંભળ. અનેક રૂપથી દેખાવું એ આ જગતનો સ્વભાવ જ છે. સૂર્યનો પ્રકાશ તો એક જ છે. પરંતુ તેનો અનુભવ માત્ર બે પ્રકારનો છે. રાતે જોઈ શકે તેવાને માટે અંધકાર અને બીજાઓને માટે તો અજવાળું. પાણી એ મનુષ્ય તથા પશુપક્ષી વગેરેના શ્વાસોચ્છ્વાસને અડચણ કરે છે, પણ માછલા વગેરેને શ્વાસ લેવામાં રોકાણ કરી શકતું નથી. અગ્નિ દરેક પ્રાણીને બાળીને ભસ્મ કરે છે; પરંતુ તિત્તિર પક્ષી અગ્નિનું જ ભક્ષણ કરે છે. પાણીમાં અગ્નિ બુઝાય છે. પરંતુ વડવાનલ અગ્નિ તો પાણીને જ બાળી ભસ્મ કરી નાંખે છે. જેમ જંગલોમાં દાવાનલ અગ્નિથી દવ લાગે છે તેવી રીતે વડવાનલ અગ્નિ વડે મોટા મોટા મહાસાગરોમાં આગો લાગે છે. વળી વ્યવહારમાં પણ તે કેટલાક ગરમ કુંડોમાં તથા ઘાસતેલ, આગતેલના કૂવાઓ વગેરેમાં વધારે સળગે છે, એવું નજરે પડે છે. સારાંશ કે, એ મુજબ જગતમાંનો દરેક ભાવ એવો જ દ્વિવિધ છે. આ તો જે પ્રત્યક્ષ અનુભવમાં આવે છે તેવા પદાર્થોનો પ્રકાર થયો. પરંતુ જે ઇન્દ્રિયોને ન દેખાય તેવા પરસ્પર વિરુદ્ધ અનુભવાતા પદાર્થો તો સેંકડો, હજારો, લાખો છે. હવે તેની ઉપપત્તિ કહું છું, તે એકાગ્રચિત્ત વડે સાંભળ.

## અવળાનું સવળું કે સવળાનું અવળું?

આ દરેક સ્થૂલદશ્યનો અનુભવ ચક્ષુરિન્દ્રિય (નેત્ર) ઉપર આધાર રાખે છે. આંખોની વિકૃતિ તે જ એનું સ્વરૂપ છે. આ સર્વ દશ્યનો એક અંશ પણ નેત્રની બહાર બીજી કોઈ પણ જગાએ નથી. જેને કમળો થયેલો હોય છે તે માણસ દરેક સ્થળે પીળું જ જુએ

છે, પરંતુ તે પીળાપણું બાહ્ય પદાર્થ ઉપર ખરી રીતે હોતું નથી; અથવા જેને તિમિર રોગ થયો હોય છે, તેને જેમ દરેક વસ્તુ બેવડી જણાય છે. તે જ પ્રમાણે જુદાજુદા દોષથી નેત્ર બગડેલાં હોવાથી બધા માણસો અનેક પ્રકારે આ જગતને અનુભવે છે. પૂર્વ સમુદ્રમાં કરણ્ડક નામનો બેટ છે. ત્યાંના લોકોને બધી વસ્તુઓ લાલ જ દેખાય છે. તેવી જ રીતે રમણક બેટમાંના લોકોને દરેક પદાર્થ અવળો જ દેખાય છે, એટલે કે નીચેનો ભાગ ઉપર અને ઉપરનો ભાગ નીચે એમ દેખાય છે. એવી જ રીતે ભિન્ન ભિન્ન પ્રદેશોમાં લોકો પોતપોતાની નેત્રેન્દ્રિયની રચના મુજબ જુદાજુદા પ્રકાર હંમેશાં અનુભવે છે. ત્યાં જો તેમને પહેલાંની માફક જ તે પદાર્થો ન દેખાય અને સવળા જ દેખાવા માંડે, તો તેઓ ઔષધિઓથી પોતાની આંખો શુદ્ધ કરી લે છે અને પછી તેમને જ્યારે પહેલાંની માફક જ તે પદાર્થો લાલ અથવા સવળા દેખાય છે, ત્યારે જ તેમને શાન્તિ વળે છે. સારાંશ કે, આ જગતમાં કામી એટલે કામનાઓ-ના નશામાં ચકચૂર થયેલા માણસોની આંખોથી જેવું જેવું જોયું જાય છે, તેવો તેવો પદાર્થ તેને ભાસમાન થાય છે. એવો જ પ્રકાર નાકનો પણ છે. તેનો ધર્મ ગંધ આદિ પદાર્થમાત્રની સોડમ (સુગંધ) લેવાનો છે. નાક સિવાય બીજી કોઈ ઇન્દ્રિયથી તેની સમજ પડતી નથી. તેવી જ રીતે માનસિક ભાવ પણ કેવળ મનોમાત્ર જ છે. વ્યવહારમાં પદાર્થોનો જે ક્રમ અને પરસ્પર સંબંધ જણાય છે, તે તમામ કેવળ ઇન્દ્રિયોએ જ ઉત્પન્ન કરેલો છે. તેની બહાર કાંઇ પણ નથી.

## આ જગત અંદર કે બહાર છે?

રાજન્! વિચાર કરો કે જગતમાં બહાર કહીએ તો જે જે કાંઇ ભાસમાન થાય છે, તે સર્વ ચૈતન્ય જ છે અને તે ચૈતન્ય આ જગતનું મૂળ છે.× તે જ આ જગદ્રૂપ ચિત્રને ભીંતની માફક આધારરૂપે

× ભાગ ૧ જુઓ.

છે. તેને ' બહાર ' એવું કહેવાને નિશ્ચયાત્મક આધાર બિલકુલ નથી. તે કોની બહાર એ જ નક્કી થઇ શકતું નથી. આવી જાતનું ઉપાદાન કારણ આપણે ખોળવા બેસીએ, તો શરીર એ કદાચ સંભવિત છે; એટલે આ જગતરૂપી ચિત્ર શરીરની બહાર છે, એમ કદાચ કહી શકાય ? તેનાથી બીજું કારણ તો કાંઈ જડતું નથી. પણ ખરી રીતે જોતાં શરીર તો ' હું ' એટલે મારી બહાર જ લાગે છે. કારણ ' હું ' તો શરીરની અંદર હૃદયમાં જ સ્થિત છું. આ રીતે જો શરીર જ સ્વતઃ કાર્યરૂપ બને છે, તો પછી તે વળી જગતને બહાર કહેવાનું ઉપાદાન કારણ કેમ બની શકે? પર્વતની બહાર એમ કહ્યા પછી પર્વત કાંઇ બહાર હોય નહિ, તેમ શરીર એ મારી ( ' હું ' ની ) બહાર એમ કહેવામાં આવે છે. તેથી ઘટની માફક શરીર પણ બહાર જ છે એમ સિદ્ધ થાય છે. હવે ' તેનો જે ભાસક છે તેની બહાર ' એમ કહીએ, તો તે પણ સંભવે નહિ. કારણ દીવાના અથવા સૂર્યના પ્રકાશની બહાર એટલે કે અન્ધારામાં જો કાંઇ હોય, તો તે કદાપિ ભાસમાન થતું જ નથી. આ ન્યાયાનુસાર આખું જગત જ્યારે ભાસમાન થાય છે, ત્યારે તે તો સર્વ ભાસકની અંદર જ છે, એમ કહેવું યોગ્ય છે.

## ત્રિપુરાદેવી તે આ જ

હવે એ ભાસક કોણ છે? દેહાદિકને કાંઇ ભાસક માની શકાય નહિ. કારણ પર્વતને જેમ આ પર્વત એમ કહેવામાં આવે છે, તેમ દેહને માટે પણ આ દેહ એમ કહેવાય છે. અર્થાત્ પર્વતાદિકની માફક દેહ પણ ભાસ્ય જ છે. તેથી જે ભાસ્ય હોય તેને જ ભાસક છે એમ કહેવું બિલકુલ યોગ્ય નથી. ભાસકને જ ભાસ્યપણું આવે તો પછી ભાસકત્વ* રહેતું જ નથી. પોતે જ ભાસક અને પોતે જ પોતાનું ભાસ્ય થવું એ તો કર્તૃકર્મવિરોધ ઉત્પન્ન થાય છે અને તેથી તે યોગ્ય નથી. તેથી જ આ ભાસક તત્ત્વ ઘણું

* વિભાગ ૧, દર્શન શબ્દનું વિવેચન જુઓ.

જ શુદ્ધ, બીજા કોઇની પણ અપેક્ષા વિનાનું પૂર્ણ સ્વતંત્ર, કેવળ ભાસક એ એકલા જ સ્વરૂપનું, ફક્ત પ્રકાશરૂપ, પરિપૂર્ણ અને એકરસાત્મક એવું જ હોવું જોઇએ. દેશ અને કાલ તેના વડે જ વ્યાપેલા છે. કારણ તે પણ ભાસક વડે જ દેખાય છે તેથી જ તે ભાસક તત્ત્વ પરિપૂર્ણ છે. સિવાય જેમ પ્રકાશમાં અંધારું એકજીવ થઈ શકતું નથી, તેમ જે ભાસકની સાથે એકજીવ થઈ શકે નહિ તે કદી પણ ભાસમાન થતું જ નથી. તેથી કરીને તે ભાસકની અંદર પણ ભાસ્યાદિરૂપે ભાસનારું તત્ત્વ બીજું કોઈ નહિ, પરન્તુ તે જ કેવળ પ્રકાશક અને એકરસ એવું ભાસક તત્ત્વ જ સમાયેલું છે. અંદર અગર બહાર કહી શકાય એવા જે જે કાંઇ પદાર્થો ભાસમાન થાય છે, તે સર્વ ભાસકની જ અંદર જ રહેલા છે. તેથી પર્વતનું શિખર જેમ પર્વતની બહાર કહી શકાય નહિ, તેમ આ ભ્રમરૂપ જગત જે બહાર ભાસે છે તે આ ભાસકની બહાર દેખાય છે એમ કહી શકાય નહિ.× આ રીતે આ પ્રકાશસ્વરૂપ ભાસકે જ આ સર્વ પ્રંપચ ગળી નાખેલો હોઇ તેજ આત્મરૂપ પોતાના સ્વરૂપમાં સ્વતંત્રતાથી સર્વ કાળમાં અને સર્વ જગાએ ભાસમાન થાય છે. એ જ પરમ ચૈતન્યસ્વરૂપ પરમેશ્વરી ત્રિપુરાદેવી છે. એને જ વેદાન્તીઓ બ્રહ્મ કહે છે, વૈષ્ણવો વિષ્ણુ કહે છે, શિવમાર્ગીઓ શિવ કહે છે, અને શાક્તપન્થીઓ શક્તિ કહે છે. આ ચિત્સ્વરૂપ સિવાય તેને વિષે જે જે કાંઇ બોલવામાં આવે છે, તે સર્વ અપૂર્ણ જ કહેવાય. તે જ ચિત્સ્વરૂપ

× દીપકની ચોતરફ પ્રસરતા પ્રકાશને લીધે તેમાં જે જે વસ્તુઓ હોય તે જ 'પ્રકાશી' એટલે જોઈ શકાય છે, અને તેની બહાર એટલે પ્રકાશમાં ન હોય એવી વસ્તુઓ જોઈ અથવા જાણી શકાતી નથી. એટલે એ સર્વ વસ્તુઓ પ્રકાશની અંદર જ ગણાય છે. હવે પ્રકાશ જે દીવાની જ્યોત હોય છે તે તેના વડે પડે છે. એટલે આ વસ્તુઓ તે જ્યોતની બહાર છે એમ જો કહેવામાં આવે, તો જ્યોત પણ બહાર જ કહેવાય છે. વળી જ્યોત જ જો ન હોય તો પ્રકાશ પણ હોઈ શકે જ નહિ, અર્થાત્ પ્રકાશના અભાવે વસ્તુઓ પણ દૃશ્યમાન (પ્રગટ) થઇ શકતી નથી, અને

એકલું પૂર્ણરૂપ છે.

## ચૈતન્ય એ કેવળ એકરસ જ છે

આરસો જેમ દરેક પ્રતિબિંબને વ્યાપી રહે છે, અથવા પોતાનામાં જ સમાવે છે, તેમ તે ચિત્શક્તિમાં જ આ સર્વ સમાયેલું છે. તેને જે ભાસકત્વ મળેલું છે તે પણ ભાસ્યની અપેક્ષા વડે જ છે. ખરી રીતે તે તેનાં પોતાનાં જ અંગનો સ્વયં ગુણ નથી. આદર્શમાં નગર જેમ દેખાય છે, તેમ સર્વ ભાસ્ય પદાર્થો ભાસકરૂપમાં તદ્દન એકરસ ( કિરણાંશ ૧, 'દર્શન' શબ્દનું વિવેચન જુઓ ) થયેલા જ હોય છે. આદર્શમાંનું નગર જેમ આદર્શથી જુદું છે એમ સિદ્ધ થઈ શકે નહિ, તેમ પરિપૂર્ણ, સર્વત્ર વ્યાપક અને ચિદેકરસ એવા ચૈતન્યમાં જ આ સર્વ જગત દેખાતું હોવાથી તે તેનાથી બિલકુલ જુદું નથી. આદર્શમાં દેખાતું નગર જેમ તેનાથી જુદું છે એમ સિદ્ધ થતું નથી, અને જેમ સુવર્ણ તેના દાગીના અને દાગીના પરની નકશીમાં ઓતપ્રોત એકરસરૂપ જ હોય છે, તેમ સર્વત્ર વ્યાપક અને એકરસ એવા ચૈતન્ય ઉપર આ જગચ્ચિત્ર બિલકુલ જુદું બતાવી શકાતું નથી. આકાશ એ એક પોલાણ એટલે પોકળ છે અને શૂન્ય એ તેનું સ્વરૂપ છે, તેથી તેમાં કદાચ જગત જુદું સમાઈ શકે; પરંતુ હંમેશાં અને બધે જે સદ્રૂપ અને એકરસ જ છે, તેવા આ ચૈતન્યમાં દ્વિતીયત્વનો એટલે બીજાપણાનો અથવા દ્વૈતનો એક લવલેશ માત્ર પણ હોવો અશક્ય છે. સારાંશ કે, શુદ્ધ સંવિત્

---

વસ્તુઓ હોવા છતાં જો તેનું પ્રાગટ્ય જ ન હોય, તો તે પણ નિરર્થક જ છે. એટલે બહાર અને અંદર એ ભેદાભેદ પણ અશક્ય જ છે. આ પ્રમાણે જ પ્રકાશમાન જ્યોતરૂપ જે ચૈતન્ય અને તેના વડે પ્રકાશતા બ્રહ્માણ્ડાદિ પ્રકાશ જેમ જ્યોતની બહાર કહી શકાય નહિ, અર્થાત્ જ્યોત એ જ પ્રકાશ છે, તેમ આ સર્વ દૃશ્યાદિ ભાસ ચૈતન્યરૂપ જ્યોત વડે જ પ્રકાશમાન થતો હોવાથી તેમાં ભાસનારું આ અખિલ વિશ્વ એ ચેતન્ય જ હોઈ ચૈતન્યસ્વરૂપ જ છે એમ સિદ્ધ થાય છે.

(ચૈતન્ય) એ આકાશની પેઠે સ્વચ્છ અને નિર્મળ છે, અને તે પોતે જ અદ્વિતીય સ્વરૂપમાં પોતાના સ્વાતંત્ર્યબળ ઉપર અખિલ બ્રહ્માંડને ભાસિત કરે છે. આ રીતે નિમિત્ત અને ઉપાદાનકારણ વગર જ આ અત્યંત ચમત્કારવાળું દ્વૈત પ્રગટ થાય છે. આરસામાં અનેક આકારો વ્યક્ત થતા હોવા છતાં પણ તે બધા આકારો અરીસાથી કદાપિ ભિન્ન રહી શકતાં નથી. વળી તેમાં ભિન્નભિન્ન આકારો પ્રતીત થતા હોવા છતાં આરસાનું એકપણું જરા પણ બગડયા વિના જેમ ને તેમ જ રહે છે, એટલે આરસો નિર્મળ અને સ્વચ્છ રહેવા છતાં તેમાં આ સર્વ આકારો જેવા ને તેવા જ સ્પષ્ટ દેખાય છે. તેવી જ રીતે જગતમાંના અનેક વિચિત્ર ભાસો ભાસમાન થવા છતાં તે તમામમાં ઓતપ્રોત રહેનારું આ એક દર્પણરૂપ ચિત્તત્ત્વ તદ્દન નિર્લેપ જ હોય છે.

## અવિદ્યા–તમ–અથવા અહં–'હું'ની ઉત્પત્તિ

રાજન્! તું તારા અંતરંગમાં મનોરાજ્યનો સૂક્ષ્મ રીતે વિચાર કરી જો. ત્યાં પણ આ ચૈતન્ય જ અનેક વિચિત્ર આકારો ધારણ કરે છે એ દેખીતું છે. પ્રતિબિંબ પડે અગર ન પડે, છતાં પણ આરસો શુદ્ધ જ હોય છે. તેવી જ રીતે સૃષ્ટિ હોય છે, તે વખતે અગર તેના પ્રલયકાળમાં પણ તે ચિદ્રૂપ તો ખરેખર નિર્વિકલ્પ જ હોય છે. તે મુજબ એકરસ એવું આ "**तत्**"-રૂપ ચૈતન્ય જ (વૃક્ષાંક ૧ જુઓ) પોતાના સ્વાતંત્ર્ય વડે, આદર્શમાં દેખાતા નગરની માફક, પોતાનું જ સ્વરૂપ "**अहम्**–"હું" રૂપે બહાર હોય એમ બતાવે છે, એ જ તેની પહેલી ઉત્પત્તિ હોઇ આ જ મૂળ અવિદ્યા કહેવાય છે (વૃક્ષાંક ૩). કોઇ કોઇ તેને મહાતમ પણ કહે છે. સર્વત્ર પરિપૂર્ણ અને વ્યાપક એવા ચિદ્રૂપની જમાએ જ જાણે કે અંશાત્મક એવા જે આ 'અહં'પણાનું ભાન થાય છે, તેને જ બાહ્યાભાસ કહેવામાં આવે છે. (વૃક્ષાંક ૩ જુઓ. વૃક્ષાંક ૩ હોય તો જ વૃક્ષાંક ૨ હોય છે. આ બંને પરસ્પર છાયાની

પેઠે સંલગ્ન છે. )

## હું નથી એવા ભાવની ઉત્પત્તિ

અહમાત્મસ્વરૂપ પરિપૂર્ણ ચૈતન્યની જગાએ આવો મિથ્યા ભેદ ઉદ્ભવેલો હોવાથી તેમાં આ "અહમ્" એવો ભેદ રહી શકતો નથી. એટલે વૃક્ષાંક ૨ સાક્ષી વૃક્ષાંક ૩ અહંને કહે છે કે તું ત્યાં ( વૃક્ષાંક ૧ માં ) નથી. આથી આ મિથ્યા અહમ્ 'હું નથી' એમ સમજવા લાગે છે. જો તે 'હું, વૃક્ષાંક ૧ માં નથી એમ કહેવાને બદલે પોતાનો વિલય કરી અનિર્વચનીય એવા પોતાના પરમ આત્મપદ ( વૃક્ષાંક ૧ )માં જ સ્થિત થઇ જાત, તો તે પોતાના મૂળ ચૈતન્યસ્વરૂપની પ્રાપ્તિ કરી શકત. પરંતુ ખરેખરી રીતે તેમ થવાને બદલે ત્યાં 'હું નથી' એમ સમજવાથી પરિણામ એ આવ્યું કે, વૃક્ષાંક ૧ માં પ્રથમતઃ તો સાક્ષી (૨) અને અહં (૩) આ બન્ને મિથ્યા ભાવો તો હતા જ. તેમાં વળી 'હું નથી' એવા મિથ્યા અનહંભાવ ( વૃક્ષાંક ૪ )નો ઉમેરો થયો. આ રીતે આ મિથ્યા અહંને જ મિથ્યા અનહંભાવના પ્રાપ્ત થાય છે. એટલે કે જેમાં આ અહંતત્ત્વ નથી તે અનહંભાવ જડ જ છે.× એવું તે અહંભાવને ભાન થવું તે અનહંભાવ કહેવાય છે. એવા આ અનહંભાવ તત્ત્વને અવ્યક્ત (વૃક્ષાંક ૪ ) એમ કહેવામાં આવે છે. શરીરમાં વ્યાપ્ત એવો ચૈતન્ય પુરુષ પોતામાં અહંતા ધારણ કરે છે, પરંતુ શરીરના અંશ જે હાથ, પગ વગેરે હોય છે, એમને કાંઇ અહંતા હોતી નથી. તેવી જ રીતે શુદ્ધ ચૈતન્ય ( વૃક્ષાંક ૧ ) માં 'અહં' એવું થયેલું પ્રથમનું મિથ્યા સ્ફુરણ એ આ જડ એવા અવ્યક્ત તત્ત્વના આધાર ઉપર હોતું નથી. એટલે મિથ્યા 'અહં' ( વૃક્ષાંક ૩ ) એ ચૈતન્યની સાથે પ્રત્યક્ષ સંબંધ ધરાવતું હોઇ તે પ્રત્યક્ષ ચૈતન્યસ્વરૂપ જ

---

× અહં નથી એમ સમજવું તે જડ ભાવ કહેવાય, પરંતુ અહં નથી એવું નહિ સમજતાં સ્તબ્ધતા અથવા અનિર્વચનીય સ્થિતિ પ્રાપ્ત થવી, તે મૂળ ચૈતન્ય અથવા આત્મસ્વરૂપ અથવા પરમપદ છે.

છે. આ મિથ્યા 'અહં'ના આધારે તેમાં એટલે મિથ્યા 'અહં'માં થયેલું મિથ્યા 'અનહં' અથવા જડ અગર અવ્યક્ત તત્ત્વ (વૃક્ષાંક ૪) તે આ શુદ્ધ ચૈતન્ય (વૃક્ષાંક ૧) માં મિથ્યા ઉદ્ભવેલા 'અહં' (વૃક્ષાંક ૩)નું કારણ થતું નથી. અર્થાત્, અહંતત્ત્વનો વિલય થતાંની સાથે જ અનહંનો વિલય પણ અનાયાસે જ થઇ જાય છે. તેને માટે જુદા પ્રયત્નની જરૂર નથી. તાત્પર્ય કે, શુદ્ધ ચૈતન્યને, આ મિથ્યા 'અહં' અને તેમાં થયેલા મિથ્યા 'અનહં'-રૂપી આભાસની સાથે કાંઇ પણ સંબંધ નથી એમ સમજો, અગર તે સર્વ ચૈતન્ય જ છે એમ સમજો. આવું સ્થૂલ દૃષ્ટિના લોકોને માટે આ વ્યવહારભેદથી અત્રે સમજાવવામાં આવ્યું છે.

## શિવતત્ત્વ અનહં

આ અવ્યક્ત એ તો તે વૃક્ષાંક ૩ '**अहम्**'નો, મહત્ અને વિરાટાદિના મૂળ કારણરૂપ એવો આદિ દેહ જ છે; કારણ વૃક્ષાંક ૫ થી ૧૬ સુધીના તમામ જડ ભાવોના વિવર્તનું મૂળ આ જ તત્ત્વ છે. અત્રેથી મર્યાદા એ શબ્દની મૂળ શરૂઆત થઇ એમ સમજો. આ મર્યાદાવાળું જે અવ્યક્ત તત્ત્વ (વૃક્ષાંક ૪) કહેલું છે, તે ચૈતન્યને 'શિવતત્ત્વ' કહેવામાં આવે છે. પ્રલય વખતે સર્વ જડ ભાવોનો લય થઇને ચૈતન્યનું જે નિર્વિકલ્પ શુદ્ધ સ્વરૂપ બાકી રહે છે, તે આ જ શિવતત્ત્વ છે. આને ચૈતન્યનું નિર્વિકલ્પ સ્વરૂપ એમ પણ કહેવામાં આવે છે. કારણ આ ઉપરના વૃક્ષાંક ૧ થી ૩ માં સ્વરૂપ એ શબ્દ અને તેના અર્થનો વિલય થતો હોવાથી સ્વરૂપ શબ્દની સમાપ્તિ વસ્તુતઃ અત્રે જ થાય છે. (ક્રમાંક ૧ થી ૩ સુધીમાં સ્વરૂપ શબ્દથી સમજાવવાનો પ્રસંગ વ્યવહારદૃષ્ટિએ આવે છે, તેવે સમયે વૃક્ષાંક ૪ ઉપરને માટે તે લક્ષ્યાર્થદર્શક સમજવો; જેમ સ્વસ્વરૂપ, આત્મસ્વરૂપ ઇત્યાદિ.)

## જીવતત્ત્વ

આ શિવ યા મિથ્યા 'અનહં' (વૃક્ષાંક ૪)માંથી વિવર્ત-

ક્રમે ઉત્પન્ન થતા અનેક બાહ્ય ભાસોને વૃક્ષાંક ૫ માં બતાવેલો જીવભાવ અથવા જીવચૈતન્ય સમજો.×

આ વિષય સ્પષ્ટ રીતે સમજી શકાય તે માટે થોડો વધુ વિચાર કરીશું, એટલે 'તત્'રૂપ આત્મામાં (વૃ. ૧)થી અહમ્, મમાદિ ભાવોનો વિસ્તાર શી રીતે થવા પામ્યો તથા ફરીથી તેનો વિલય આત્મામાં કેવી રીતે થઇ શકે છે, તે બાબત જાણમાં આવી શકશે.

## આત્મામાંથી થતો અહમનો વિસ્તાર

### શુદ્ધતત્ત્વપંચક વૃક્ષ—ક




---

× જીવ શબ્દનો મૂળ આરંભ અહીંથી જ શરૂ થાય છે. બ્રહ્માંડમધ્યે સ્થૂલ એવા ચોરાશી લાખ યોનિના અંતે મનુષ્યયોનિમાં જીવવ્યાખ્યાની સમાપ્તિ થાય છે.

'તત્' એવા શુદ્ધ ચૈતન્યસ્વરૂપ આત્મા (વૃક્ષાંક ૧)માં વિવર્તભાવ વડે પ્રથમનું 'અહંમ્'રૂપ (વૃક્ષાંક ૩) સ્ફૂરણનો જે આભાસ થયો, તેને જ મિથ્યા એવો પ્રથમનો મૂળ બાહ્યાભાસ કહેવામાં આવે છે. આથી વેદાંતકારો આ વૃક્ષાંક ૩ ના 'અહંમ્ (હું)'ને પણ દશ્યમાં જ ગણે છે. શૂન્ય કહેવામાં આવે તો તેવું કહેનાર કોઈ હોવો જોઇએ કારણ તે વગર શૂન્યનું અસ્તિત્વ સિદ્ધ થઇ શકતું નથી, તેમ સર્વ જડાદિ ભાવો એટલે વૃક્ષાંક ૫ થી ૧૬ સુધીના સર્વેનો વૃક્ષાંક ૪ અવ્યક્ત એવા શૂન્યમાં વિલય થાય છે તથા ઉત્પત્તિ પહેલાં તેમાં જ તે બીજરૂપે રહે છે. તે શૂન્યભાવને જાણનાર આ વૃક્ષાંક ૩ નો 'હું' છે, એમ સમજો. હવે આ 'હું' ઉત્પન્ન થયો એટલે તેનો સાક્ષી વૃક્ષાંક ૨ પણ અનાયાસે તેની સાથે જ ઉત્પન્ન થાય છે. જેમ મનુષ્ય અને તેની છાયા એ બન્ને પરસ્પર સંલગ્ન હોય છે, તેમ આ વૃક્ષાંક ૨ સાક્ષી અથવા શુદ્ધ 'અહમ્' અને આ શુદ્ધ અહમનું પ્રથમનું સ્ફુરણ એવા વૃક્ષાંક ૩-નું 'અહમ્' આ બન્નેની ઉત્પત્તિ એકસાથે જ થવા પામે છે. જેમકે દૃષ્ટાંતને માટે ૦ શૂન્ય તથા ૧ એક લઇશું. શૂન્ય વગર એકનું અસ્તિત્વ કદી પણ સંભવતું નથી, તેમ છતાં શૂન્ય એ કાંઇ એક સંખ્યાનું કારણ થઇ શકતું નથી. કેમકે ગમે તેટલા શૂન્યો ઉમેરીએ તોપણ તેમનાં મિશ્રણોથી એકની સંખ્યા થવી કદી પણ શકય નથી. આ વાત તો સ્પષ્ટ છે. છતાં શૂન્ય વગર એક સંખ્યાનું અસ્તિત્વ તો કદી હોઇ શકે જ નહિ. આથી શૂન્ય તો તદ્દન નિર્લેપ રહે છે. તેથી એક સંખ્યાને માટે કોઈ અદૃશ્ય કારણ હોવું જોઇએ, એમ માનવું પડે છે. કારણ એક સંખ્યાના અસ્તિત્વ ઉપરથી જ તેના કારણની ચિકિત્સા કરવી પડે છે. જો એક ન હોય તો પછી તેના કારણની ચિકિત્સાનું પણ કાંઈ પ્રયોજન ન રહેત. હવે કારણની ચિકિત્સામાં (૦) શૂન્ય વગર (૧) એકનું અસ્તિત્વ સંભવી શકતું નથી. તે વાત દીવાની જેમ તદ્દન સ્પષ્ટ છે.

આમ છતાં પણ તે કાંઇ ૧ એક સંખ્યાનું પ્રત્યક્ષ કારણ તો થઈ શકતું જ નથી. વળી, એક સંખ્યારૂપ કાર્ય તો થયેલું પ્રતીત થાય છે. તે કાર્ય કારણ વગર જ ઉત્પન્ન થયું એમ કહેવું, એ પણ ન્યાય થતો નથી. આ ઉપરથી તે એક સંખ્યારૂપ કાર્યનું કારણ તો કોઈ છે, પરંતુ તે કાર્યના મૂળમાં જ અદશ્યરૂપે રહે છે, એમ કહેવું પડે છે. આ કારણની ઉત્પત્તિ એક સંખ્યા રૂપ કાર્ય ઉત્પન્ન થયું તે પૂર્વે જ ઉત્પન્ન થાય છે અને તે કાર્યનો વિલય થતાં-ની સાથે જ તે કારણ પોતે શુદ્ધ સ્વરૂપે રહે છે. કારણ કે તે બીજ-રૂપે પણ શિલક રહેવા પામતું નથી. અર્થાત્ આ એક સંખ્યા અને તેનું આ અદશ્ય કારણ, પરસ્પર મનુષ્ય અને તેનો છાયાની પેઠે તદ્દન સંકળાયેલું છે. તે પ્રમાણે 'આત્મા' તત્ વૃક્ષાંક ૧ તો શૂન્યની જેમ તદ્દન નિર્લેપ છે, તેથી તેને બિંદુ પણ કહે છે. હવે વૃક્ષાંક ૩ 'હું' એટલે એક સંખ્યા સમજો, તેની તો ઉત્પત્તિ થયેલી ભાસે છે. પરંતુ તેનું કારણ કાંઈ 'તત' વૃક્ષાંક ૧ થતો નથી. છતાં પણ શૂન્ય વગર જેમ એક સંખ્યાનું અસ્તિત્વ હોઇ શકે નહિ, તેમ 'તત્' વૃક્ષાંક ૧ વગર વૃક્ષાંક ૩ ના 'અહમ્–હું'નું અસ્તિત્વ કદી પણ શકય નથી. તેથી 'હું'રૂપ કાર્ય જો પ્રતીત થાય છે, તો પછી તેનું કારણ પણ અવશ્ય કોઇ હોવું જ જોઇએ. એ પણ નિઃશંક છે. કેમકે કારણ વગર કાર્ય થયાનો અનુભવ વ્યવહારમાં પણ આવતો નથી. આ ન્યાયાનુસાર વૃક્ષાંક ૩ 'અહમ્' 'હું' નું કારણ વૃક્ષાંક ૨ સાક્ષી છે અને તે સૂક્ષ્મ સ્વરૂપ એવા લક્ષ્યાર્થની દૃષ્ટિએ જ જાણવામાં આવે છે. વળી તે વૃક્ષાંક ૩ 'અહમ્' ના પ્રાગટ્યને લીધે જ જાણી શકાય અને 'અહમ્'ના અભાવે પોતાના મૂળ સ્વરૂપમાં જ સ્થિત રહેનારો એવો છે એ પણ સિદ્ધ થાય છે. એકમાંથી બે થાય એવું વ્યવહારમાં કહેવામાં આવે છે ખરું; પરંતુ વિચાર કરતાં જણાશે કે, વસ્તુતઃ બે એ કાંઈ વસ્તુ નથી. પણ ૧ એક, ૧ એક એમ બે વખત બોલવાને બદલે વ્યવહારની સર-

જાતાને ખાતર તેને માટે બે એવી સંજ્ઞા આપવામાં આવેલી છે. તે જ પ્રમાણે ત્રણથી પરાર્દ્ધ પર્યંતની સંખ્યાઓ માટે પણ સમજવું. આ ન્યાયે જ શ્રુતિમાં '**एकोऽहम् बहुस्याम्**' "એક જ 'હું' બહુરૂપે થાઉં છું" એમ કહેવામાં આવ્યું છે. આ બહુરૂપ થનાર 'હું' તે જ વૃક્ષાંક ૩ નો 'હું' છે એમ સમજો. આમ, ચૈતન્યમાંથી વિવર્તક્રમે વૃક્ષાંક ૩ 'અહમ્-હું' ભાવો સુધીનો વિસ્તાર શી રીતે થવા પામ્યો તે જાણી શકાય.

## અહમ્‌માંથી મમ શી રીતે થાય ?

હવે આ અહમ્‌રૂપ વિવર્તમાંથી મમનો વિસ્તાર કેવી રીતે થાય તેનો વિચાર કરીશું.

જેમ ૦ શૂન્યમાંથી એકની ઉત્પત્તિ થવી શકય નથી, તેમ એકમાંથી બે થવા પણ અશકય છે. એટલે જેમ એકના અસ્તિત્વ-ની સાથે જ શૂન્ય હોય છે, તેમ વ્યવહારમાં જેને (૨) બેની સંખ્યા કહેવામાં આવે છે તેનો ઉદ્દેશ પણ ફક્ત ઉપર જણાવી ગયા તેમ ૦·૧+૦·૧=૦·૦૨ આમ બે એકેક વખતે છે એમ બતાવવા પૂરતો સંજ્ઞાદર્શક છે. આમાં એવું બને છે કે, શૂન્ય અને એક ઉત્પન્ન થયો કે તે ભાવનો પુનઃ શૂન્યમાં જ વિલય થઈ જાય છે અને ફરીથી જ્યારે એક ઉત્પન્ન થાય છે, ત્યારે તેની સાથે જ તેનો સાક્ષી પણ ઉત્પન્ન થાય છે. વળી શૂન્ય એ એકનું કારણ થતું નથી, એ પણ ઉપર જણાવેલું જ છે. તેથી એમ બને છે કે, બે એકેકની વચ્ચે ૦ શૂન્ય, સાક્ષી અને ૧ એવો વિસ્તાર થઇ ૧ એકનું અસ્તિત્વ ભાસે છે તથા ૧ એક, સાક્ષી અને ૦ શૂન્ય એ ક્રમે તેનો પુનઃ સ્વસ્વ-રૂપમાં વિલય થઇ જાય છે. વળી, બીજી વખતે ૧ એક ઉત્પન્ન થતાં જ પાછો ૦ શૂન્ય, અને ૧ એક એ ક્રમે વિસ્તારને પામે છે. આ મુજબ બે સંજ્ઞાની ક્રિયા થવામાં ૦ શૂન્ય, સાક્ષી અને ૧ એક એવો વિસ્તાર તથા તેનો ફરી ૧-એક, સાક્ષી અને ૦ શૂન્ય એ ક્રમે

વિલય થઈ પુનઃ ૦—શૂન્ય, સાક્ષી અને ૧ એક એ પ્રમાણે વિસ્તાર થાય છે. આ પ્રમાણે પરાર્દ્ધ પર્યંત દરેક સંખ્યા વખતે થતું જ રહે છે. તે પ્રમાણે (૧) તત, (૨) સાક્ષી અને (૩) અહમ્ એ ક્રમે વિસ્તાર તથા (૩) અહમ્, (૨) સાક્ષી અને (૧) તત્ એ ક્રમે લય થયા જ કરે છે. આ વિસ્તાર તથા લય એ બેની વચ્ચે જે સંધિની સ્થિતિ તે મૂળ સ્થિતિ હોઇ તે જ પોતે અસંખ્ય વિસ્તાર તથા સંકોચ સ્વરૂપે ભાસમાન થતો હોવા છતાં પોતાની મૂળસ્થિતિ અથવા સ્વસ્વરૂપથી કદી પણ ભ્રષ્ટ થતો નથી. ઉપર વર્ણવી ગયા તેમ આ વૃક્ષાંક ૧ થી ૩ સુધીનો વિસ્તારક્રમ તો બરાબર એકેકા વિવર્તભાવ વડે જ વૃદ્ધિને પામે છે; પરંતુ જ્યારે તેનો પુનઃ ‘તત્’ વૃક્ષાંક ૧ માં લય થવાનો જે ક્રમ છે, તેમાં બે પ્રકારો પડે છે. તેમાંથી એકને લય તથા બીજાને પ્રસૃતિક્રમ કહે છે. વૃક્ષાંક ૩ ‘અહમ્’-ને તત્રૂપમાં ‘હું’ નથી એ પ્રકારે સ્વસ્વરૂપ વાણીદ્વારા સમજવામાં આવે તેને પ્રસૃતિક્રમ કહે છે, તે જ જડભાસ એવા અવ્યક્ત વૃક્ષાંક ૪ નું દ્યોતક છે. તથા ‘હું’ નો પ્રત્યક્ષ વિલય કરી અનુભવસિદ્ધ જે ભાવ વિશેષ રહે છે, તેને વિલયભાવ કહે છે. વિસ્તારક્રમ મિથ્યા ભ્રમ વડે ભાસમાન થાય છે, તેને અજ્ઞાન કહે છે. તથા લયક્રમ મિથ્યાભાવો પૈકી ઠરેલા અનુભવો વડે અકૃત્રિમ અને સ્વતઃસિદ્ધ હોવાથી તેને જ્ઞાન કહે છે. આ મિથ્યા જગત ભ્રમ અજ્ઞાન એવા વિસ્તારક્રમને જ આભારી છે. તેમાં પણ વૃક્ષાંક ૫ સુધી તો શુદ્ધ સ્વરૂપનો અંશ વધુ હોવાથી અજ્ઞાનતાનો પ્રાદુર્ભાવ તેમાં વધુ પ્રમાણમાં હોતો નથી. આથી તે જ્ઞાન પ્રાપ્ત કરી લઇ વિલયક્રમે સ્વસ્વરૂપાનુભવ મેળવી શકે છે. તેથી આ શુદ્ધ તત્ત્વ પંચકને શાસ્ત્રમાં મહત્ત્વ આપવામાં આવેલું છે.

## અનહમ્ભાવનો વિસ્તાર

આમ વૃક્ષાંક ૩ પોતે પોતાના મિથ્યા ‘અહમ્’ભાવમાં વૃક્ષાંક ૪

'અનહમ્'ભાવરૂપ પ્રતિબાહ્યાભાસ જેને ચૈતન્યનું નિર્વિકલ્પ અથવા અવ્યક્ત સ્વરૂપ કહેવામાં આવે છે, જે તત્ત્વ ભાવિ જડભાવોના વિસ્તારક્રમમાં સર્વ જડભાવોની ઉત્પત્તિનું મૂળ બીજ હોવાથી જેને જડાદિનું આદિ કારણ શૂન્ય પણ કહે છે, તે જ આ અવ્યક્ત એવું શિવતત્ત્વ વૃ. ૪ છે. જેમ શૂન્ય અને એકની વચ્ચે કોઈ અદૃશ્ય કારણની આવશ્યકતા હોય છે, તેમ આ અવ્યક્ત અને જડ એવા શૂન્ય તત્ત્વમાંથી એક એવો વૃક્ષાંક ૫ રૂપ જીવ મમ અથવા શક્તિભાવ ઉત્પન્ન થઈ શકતો નહિ હોવાથી તે દરમ્યાન, સૂક્ષ્મ અને જેમાં આ વ્યક્તાવ્યક્તનું બીજ હોય એવું એક તત્ત્વ હોવું જોઇએ. એ ન્યાયાનુસાર તે તત્ત્વને વાસ્તાવિક અર્ધનારી-નટેશ્વર અથવા પ્રકૃતિ-પુરુષ એમ શાસ્ત્રકારોએ કહેલું છે. તેમાં જડ અને ચેતન એવાં આ બન્ને તત્ત્વોનું મિશ્રણ છે. પરંતુ ઉપરના વૃક્ષાંક ૧ થી ૩ માં તેનું સૂક્ષ્મ સ્વરૂપ બતાવવામાં આવેલું હોઇ, '**एकोऽहम् बहुस्याम्**' એ શ્રુતિના ધોરણે જ આગળનો આ સર્વ મિથ્યા વિવર્ત હોવાથી તેનો સમાવેશ શિવ અથવા અવ્યક્ત તત્ત્વમાં જ કરવામાં આવેલો છે. આથી તે તત્ત્વને જ અર્ધનારી-નટેશ્વર, પ્રકૃતિ-પુરુષ, ઇત્યાદિ નામો વૃક્ષમાં આપવામાં આવેલાં છે.

## જીવતત્ત્વનો વિસ્તાર

આ શૂન્યરૂપ અવ્યક્ત (વૃ. ૪) તત્ત્વમાંથી વિવર્તરૂપે મારું મારું કહેનારો પ્રથમનો જે બાહ્યાભાસ જેને પ્રતિ પ્રતિ બાહ્યાભાસ પણ કહે છે, તે જીવતત્ત્વ વૃક્ષાંક ૫ છે. આ જીવતત્ત્વ જડ એવા બાહ્યાભાસનું અવ્યક્ત વૃ. ૪ માંથી વિવર્તરૂપે ઉત્પન્ન થયેલું પ્રથમનું વ્યક્ત થનારું બીજસ્વરૂપ છે. આને ચૈતન્યનું આદ્ય સવિકલ્પ સ્વરૂપ અથવા શક્તિ પણ કહે છે. (વૃક્ષાંક ૫ જુઓ.) આ જીવતત્ત્વમાંથી વિવર્તભાવે મારું મારું કહેનાર મમભાવની ઉત્પત્તિ થયેલી હોઇ તે દરેકમાં 'હું, હું' એવા મિથ્યા અહંકારને

જે ધારણ કરે છે, તે ક્રમાંક ૬ નો અહંકાર સમજવો. આ રીતે આ મિથ્યા મમાદિ ભાવોનો વિસ્તાર વિવર્તભાવે માયા, મહેશ, વિષ્ણુ, બ્રહ્મા તેમજ તેમના સંકલ્પોથી ઉત્પન્ન થતાં અસંખ્ય બ્રહ્માણ્ડાદિના ક્રમે થવા પામેલો છે (વૃક્ષાંક ૬ થી ૧૬ સુધી જુઓ.) વસ્તુતઃ 'તત્' વૃક્ષાંક ૧ થી વૃક્ષાંક ૫ જીવ સુધીનો ભાગ શુદ્ધ અને નિર્મળ જ છે. તેમાં વાસ્તવિક રીતે વિકાર બિલકુલ નથી. વિકારની શરૂઆત તો ક્રમાંક ૬ પછીથી શરૂ થાય છે. છતાં જ્યારે ચૈતન્યસ્વરૂપમાં વિવર્તરૂપે ૧ થી ૫ ના સૂક્ષ્મ ભાવોનો વિસ્તાર બતાવવાનો પ્રસંગ આવે છે, ત્યારે તેને ક્રમે (૧) તત્, (૨) સાક્ષી, (૩) અહમ્, (૪) અવ્યક્ત અને (૫) જીવ અથવા શક્તિ એવી વ્યવહારાર્થ સંજ્ઞાઓથી સમજાવવામાં આવે છે. પરંતુ જ્યારે તે વિસ્તારનો જ્ઞાન વડે તત્ત્વમાં લય કરવાને માટે મુમુક્ષુને ઉપદેશ કરવામાં આવે છે, ત્યારે વૃક્ષાંક ૫ને જીવ, વૃક્ષાંક ૪ને શિવ, વૃક્ષાંક ૩ને સદાશિવ, વૃક્ષાંક ૨ને ઈશ્વર અને વૃક્ષાંક ૧ને શુદ્ધવિદ્યા, તત્ અથવા જ્ઞાન એવી સંજ્ઞાઓથી સમજાવવામાં આવે છે. અત્યાર સુધી આપણે 'તત્' વૃક્ષાંક ૧ માંથી વિવર્તક્રમે વૃક્ષાંક ૫ સુધી વિસ્તાર શી રીતે થયો તે જાણ્યું. હવે તેનો વ્યુત્ક્રમે વા ઊલટા ક્રમે વિલય શી રીતે કરવો, તે સંબંધમાં વિચાર કરીશું. આ વિલયક્રમમાં નીચેથી ઉપર એમ ક્રમે પાંચ પગથિયાં ઉપર ચઢવું પડશે, તેથી તે વ્યુત્ક્રમ કહેવાય છે. માટે પ્રથમ વૃક્ષાંક ૫ થી શરૂઆત કરીશું.

## તત્માં લય કરવાનો ક્રમ

ચૈતન્યનું પ્રથમનું સવિકલ્પ સ્વરૂપ અથવા શક્તિ એ વૃક્ષાંક ૫ જીવતત્ત્વ કહેવાય છે. જ્યારે મિથ્યા ભ્રમ વડે આત્મપદથી ચ્યુત થયેલા મુમુક્ષુઓને પોતાના સ્વસ્વરૂપપ્રાપ્તિની તીવ્ર જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે, ત્યારે તેને આત્મસ્વરૂપ સમજાવવાને માટે આ જીવતત્ત્વથી

ઉપર શું છે તે સમજાવવામાં આવે છે. ત્યારે આ વૃક્ષાંક ૫ નું જીવતત્ત્વ એ પહેલું તત્ત્વ કહેવાય છે. તેનો લય ક્રમે અવ્યક્ત વૃક્ષાંક ૪ શિવતત્ત્વમાં થાય છે. તે વ્યુત્ક્રમે બીજુ તત્ત્વ છે. આ 'બહાર છે' એવી જે કલ્પના થવી તે જ આ શિવરૂપ શૂન્ય, આકાશ અથવા કારણદેહ છે. હવે આ શિવરૂપ શૂન્ય આકાશમાંથી જે જે કલ્પનાઓ સ્ફૂરે છે, અર્થાત્ વૃક્ષાંક ૪ માંથી ૫ રૂપે જે અનંત જીવભાવો ઉત્પન્ન થાય છે, તે દરેકમાં 'હું' એવો ભાવ ધારણ કરી રહેનારું જે તત્ત્વ તે સદાશિવ વૃક્ષાંક ૩ છે. આ શિવતત્ત્વનો વિલય સદાશિવ તત્ત્વમાં થાય છે. તે વ્યુત્ક્રમે ત્રીજું તત્ત્વ છે. આ તત્ત્વની આગળને માટે લક્ષ્યાર્થનો ઉપયોગ કરવો પડે છે. તેમાં આ સદાશિવ તત્ત્વને '**तत्त्वमसि**' એ વેદના મહાવાકય પૈકી **त्वम्**=તું (હે સદાશિવ !) **तत्**=તે (જ્ઞાન અથવા શુદ્ધ વિદ્યારૂપ) **असि**=છે. એમ લક્ષ્યાર્થ ભાવમાં સ્થિત રહી એટલે સાક્ષીભાવનો અંગીકાર કરી 'તું' તે છે,' એ વેદના મહાવાક્યોમાંનુ 'તે' (વૃક્ષાંક ૧) એવું જે અનિર્વચનીય પદ છે, તેનો 'તે' એવા લક્ષ્યાર્થની દૃષ્ટિએ જડભાવ* અથવા જડતત્ત્વની દૃષ્ટિએ વિચાર કરવાનો હોય છે, ત્યારે તેને ઈશ્વર (વૃક્ષાંક ૨) એ નામ આપવામાં આવે છે. એ વ્યુત્ક્રમે ચોથું તત્ત્વ જાણવું.

સદાશિવ અને ઈશ્વર એ બે તત્ત્વોનું ભેદાભેદપૂર્વક જે સંવેદન કે જે તે બન્નેમાં અનુગત રહીને સામાન્ય કરીને જણાય છે તે શુદ્ધ વિદ્યા 'તત્' અથવા જ્ઞાન નામનું પાંચમું તત્ત્વ છે× (વૃક્ષાંક ૧)

---

* તત્ત્વત: વૃક્ષાંક ૧ 'તત્' પદને 'તે' એવી સંજ્ઞા પણ આપી શકાતી નથી; કારણ તે તો અનિર્વચનીય છે. પરંતુ જિજ્ઞાસુને તે પદનો સાક્ષાત્કાર થતાં સુધી તત્, આત્મા, વિદ્યા ઇત્યાદિ સંકેત વડે સમજાવવા માટે જે સંજ્ઞાઓનો તેના ઉપર નિર્દેશ કરવામાં આવે છે, તે સંજ્ઞાઓ વસ્તુત: જડ હોવાને લીધે તેને જડ અથવા જડતત્ત્વ એમ કહેવામાં આવેલું છે.

× વૃક્ષાંકમાં (૧) જ્ઞાન (૨) સાક્ષી, ઈશ્વર (૩) 'હું' (૪) અનહં અને (૫) જીવ એવો ક્રમ છે; ત્યારે અત્રે વ્યુત્ક્રમે-ઊલટા ક્રમે જેમકે,

અહીંયાં વૃક્ષાંક ૧ થી ૫ સુધી જડતત્ત્વનો વિકાસ નહિ હોવાથી અને આ તમામ આત્મતત્ત્વનો જ અવભાસ હોવાને લીધે આ તત્ત્વપંચકને 'શુદ્ધતત્ત્વ પંચક' કહેવામાં આવે છે.*

## માયા અહંકાર

ત્યારબાદ ચિત્સ્વાતંત્ર્યના માહાત્મ્ય વડે જ્યારે ભેદ–સંકલ્પ વૃદ્ધિને પામે છે, ત્યારે જે શુદ્ધ તત્ત્વ પંચકરૂપે બન્યું તે ચૈતન્ય જ વિવર્તક્રમે જડ શક્તિનો ધર્મ બને છે અને આ જડ-શક્તિ એ ધર્મી બને છે. ત્યારે આ જડશક્તિને 'મૂલમાયા' કે અહંકાર એવું નામ મળે છે. (વૃક્ષાંક ૬) જીવશિવના ભેદ આ માયા જ પ્રતીત (પ્રકટ) કરે છે. આ પ્રમાણે ભેદસંકલ્પનું બળ વધવાથી વિશિષ્ટ ભેદ નિશ્ચિત કરનારી જે અવસ્થા તે જ માયા છે. આ જ ભેદભાવને લઈને ચિતિ જ્યારે વ્યાપ્ત થાય છે, ત્યારે પ્રથમ સંકોચભાવને પામે છે એટલે મર્યાદિત બને છે અને પંચ કંચુક અર્થાત્ સૂક્ષ્મતન્માત્રાથી યુક્ત બનીને પુરુષરૂપે પ્રગટ થાય છે.

## જીવશિવની શક્તિઓ

શિવની અંદર નીચે બતાવેલી પાંચે શક્તિઓ પૂર્ણ રીતે વાસો કરે છે અને જીવમાં તે થોડા એટલે મર્યાદિત અંશે વાસ કરે છે: (૧)

---

(૧) જીવ, (૨) શિવ (અનહં), (૩) 'હું', (૪) સાક્ષી ઈશ્વર, અને (૫) જ્ઞાન એ ક્રમે સમજાવેલું છે.

* આમાં બતાવવામાં આવેલો વિસ્તાર અને લયનો ક્રમ કેવળ અજ્ઞાનીઓને માટે જ્ઞાન થતાં સુધી સમજાવવા પૂરતો જ છે. શાસ્ત્રો અજ્ઞાનીઓને સમજાવવાને માટે ઉપસ્થિત થયેલાં હોવાથી વિદ્વાન શિક્ષકને જેમ નાના બાળકને શીખવવાને માટે પોતાની વિદ્વત્તા બાજુ પર મૂકી બાળકની માફક અજ્ઞાની થવું પડે છે, તેમ શાસ્ત્રીએ પ્રથમ પોતા પર અજ્ઞાનનો આરોપ લઇ અજ્ઞાનીઓને સમજાવવા શાસ્ત્રોની રચના કરેલી છે તે ધ્યાનમાં રાખવું.

અમુક હદ સુધી જ કર્મ કરી શકાય છે તે, (૨) અમુક હદ સુધી જાણવાનું, (૩) અમુક હદ સુધી જ ઇચ્છા કરવી, (૪) અમુક સમય સુધી જ રહેવાનું, અને (૫) અમુક બાબતોમાં જ સ્વાવલંબી બનવું, એ જીવનાં પાંચ લક્ષણો છે.

અનાદિ કાળથી જીવોનું જે સારું કે નઠારું કર્મ પાછળથી ચાલતું આવેલું છે તેમના સંસ્કારનો જે સમુદાય તેને માયા અથવા 'પ્રકૃતિ' એમ પણ કહેવામાં આવે છે. (વૃક્ષાંક ૬.) કર્મનું એ ફળ સુખ, દુઃખ અને મોહ એ ત્રણ પ્રકારનું હોવાથી આ પ્રકૃતિ પણ ત્રણ પ્રકારની થઈ છે. તેની એક વિશિષ્ટ અવસ્થાનું જ 'ચિત્ત' એવું નામ છે. (વૃક્ષાંક ૭.) સુષુપ્તિ અવસ્થામાં પણ તેને કોઇ કોઇ પ્રકૃતિ કહે છે. (વૃક્ષાંક ૮.) અને તે સુષુપ્તિ પૂર્ણ–ખલાસ–થતાં તેને ચિત્ત એવું નામ આપેલું છે. (વૃક્ષાંક ૭.) ચૈતન્ય એ જ વિવર્તભાવથી વૃક્ષાંક ૨ થી ૬ પર્યંત સંસ્કારપિણ્ડ વડે જ્યારે યુક્ત થાય છે ત્યારે તે ચિત્તરૂપે બને છે. ચૈતન્યનું જ અવ્યક્ત પુરુષ અથવા ચિત્ એવું પણ નામ છે. (વૃક્ષાંક ૪) પુરુષ ભેદ વડે કરીને તે ચિત્ (વૃક્ષાંક ૪) એ (વૃક્ષાંક ૫) જીવરૂપે અનેક પ્રકારનું બન્યું છે. જેમ શૂન્ય એ એકનું કારણ થતું નથી, તેમ આ અવ્યક્ત (વૃ. ૪) ચિત્તત્ત્વ રૂપ શૂન્યમાથી એકરૂપ જીવતત્ત્વ (વૃક્ષાંક ૫) ઉત્પન્ન થઇ શકતું નથી. આથી તે બેની વચ્ચે એક મિશ્રણાત્મક તત્ત્વ કે જેને પુરુષ–પ્રકૃતિ યા અર્ધનારી–નટેશ્વર એવું શાસ્ત્રોમાં કહેવામાં આવેલું છે, તેવું એક સૂક્ષ્મતત્ત્વ છે. તેમાંથી પ્રગટ થનારા આ ચરાચર વ્યક્ત વિશ્વમાં આ બેનું એકત્ર થયેલું એવું મિશ્રણ હોય છે. ઉદ્દેશ કે બન્નેના મિશ્રણ વિના વ્યક્તભાવ રહી શકતો જ નથી. મનુષ્યોમાં શરીર અને તેને ચલાવનાર બીજું કોઈ સૂક્ષ્મ તત્ત્વ એકસાથે જ હોય છે. તેમાંનું આ સૂક્ષ્મ તત્ત્વ એ પુરુષ અને સ્થૂલ તથા વ્યક્ત ભાગ તે પ્રકૃતિ. આ મુજબ ચરાચરમાં ભેદો છે. તેથી પુરુષભેદે કરી ચિત્તત્ત્વ જીવરૂપે અનેક પ્રકારે બન્યું એમ

અત્રે કહેવામાં આવેલું છે. છતાં પણ દરેક જીવનું મૂળ એક જ હોવાથી સુષુપ્તિ અવસ્થામાં (વૃક્ષાંક ૪) તે હમેશ એક જ રૂપે અનુભવમાં આવે છે.÷ એથી કરીને આ અવસ્થામાં તે પ્રકૃતિ બને છે (વૃક્ષાંક ૫). અને જાગૃતિમાં ફરીને તે ચિત્ત (વૃક્ષાંક ૬) બને છે. સંસ્કારાદિ વડે ક્રિયામાં પ્રવૃત્તિ પામેલું આ ચિત્ત જ્યારે સ્થૂલ વ્યવહારમાં પ્રવૃત્ત થાય છે, ત્યારે તેને જ ચૈતન્યના પ્રાધાન્ય વડે પુરુષ કહેવામાં આવે છે અને અવ્યક્તનાં પ્રાધાન્ય વડે તેને પ્રકૃતિપણું (વૃક્ષાંક ૮) કહેવામાં આવે છે. આ ચિત્ત જ ક્રિયાભેદ વડે અહંકાર (૬), મન (૯) અને બુદ્ધિ (૮) એ ત્રણ નામથી ત્રણ પ્રકારનું થાય છે. ત્યાર બાદ (૧૦ થી ૧૬) પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો ઉત્પન્ન થાય છે. તે પછી શબ્દ આદિ વિષયપાંચક અને આકાશ આદિ સ્થૂલ અને સૂક્ષ્મ પંચમહાભૂતોનો ઉદ્ભવ થાય છે.

## માયાનું સ્વરૂપ

મુનિપુત્ર આગળ કહે છે કે, 'હે રાજા મહાસેન! એકત્રતાથી જ એટલે અદ્વૈતભાવે તે શુદ્ધ અને સર્વસાક્ષી પરમ સંવિત્ પોતે પોતામાં જ બહારનો આભાસ પ્રગટ કરીને ક્રીડા કરે છે. આ તમામનું મૂળ જે શ્રીત્રિપુરાશક્તિ* તેણે આ સૃષ્ટિ પેદા કરી તે વખતે હિરણ્યગર્ભરૂપ બ્રહ્મદેવને ભાવનાબળ વડે નિર્માણ કર્યા (વૃક્ષાંક ૧૦–૧૧). આ રીતે બ્રહ્મદેવ કેવળ ભાવનાથી જ ઉત્પન્ન થયેલા હોવાથી તેણે પણ પોતે ભાવનાથી જ આ જગત પ્રગટ કર્યું છે. આ તું, હું, ઇત્યાદિ રૂપોથી જે કાંઇ ભાસમાન થાય

---

÷ સુષુપ્તિનું સ્વરૂપ "કાંઇ નહિ" એવું છે. જેમ જાગૃતિનું સ્વરૂપ 'આ અમુક છે, આ તમુક છે,' ઇત્યાદિ ભિન્ન ભિન્ન છે તેમ સુષુપ્તિનું સ્વરૂપ કોઇને પણ પૂછવામાં આવે તો તેને માટે વ્યવહારમાં તો શબ્દ "કાંઈ નહિ" એટલે જ એકમેવ છે.

* પ્રકરણ ૨૦ના નીચેની ટીપણી જુઓ.

છે, તે વસ્તુતઃ પરમચૈતન્ય શક્તિ કેવળ સંવિત્ અથવા શુદ્ધ જ્ઞાનકળા જ (વૃક્ષાંક ૧)× છે. તે પરમચૈતન્યશક્તિના મૂળ સ્વરૂપમાં તો કિંચિન્માત્ર પણ ભેદ નથી. તે તો કેવળ ઉપાધિભેદને લીધે વસ્તુતઃ મિથ્યા હોવા છતાં વિવર્તભાવથી જ ભેદ હોય તેવો ભાસે છે. આ સ્થૂલ રૂપે દેખાતી મિથ્યા ઉપાધિ કે, જે બ્રહ્મદેવની ભાવના વડે જ ઉદય પામેલી છે, તેનો જો ઉપસંહાર થાય, તો પછી ભેદ દેખાવો શક્ય નથી.

## આ સર્વ ખરું કે ખોટું ?

ચૈતન્યની એ જે ભાવનાશક્તિ તે તારે વિષે માયા વડે અલોપ (અદૃશ્ય) થયેલી છે. હું એક ક્ષુદ્ર જીવ છું એવી હૃદયમાંની દૃઢ ગ્રંથિ અથવા સમજ એ જ તે માયાનું સ્વરૂપ છે. આ માયાનું આવરણ નષ્ટ થતાંની સાથે જ તે તારી શક્તિ સિદ્ધ થશે. દેશ અગર કાળ ભલેને ગમે તે હોય, પણ જે જેવી સિદ્ધ ભાવના કરે છે તે મુજબ જ તે અરૂપ અથવા વિસ્તૃત રૂપે જણાય છે. મેં એક જ દિવસની ભાવના કરી તેથી એક જ દિવસ થયો, પણ તેટલા જ વખતને માટે બ્રહ્મદેવે બાર અબજ વર્ષોની ભાવના કરી તેથી કરીને ટેકરીના અને આ જગતના કાળમાં નાનામોટાપણું અનુભવમાં આવ્યું. આ જગતના બ્રહ્મદેવે નિર્માણ કરેલી આ ત્રણ-ચાર કોશની ટેકરીમાં મેં અનંત પ્રદેશની ભાવના કરી તેથી તેમાં અનંતતા ઉત્પન્ન થઇ. આમ હોવાને લીધે આ બધો જ પ્રકાર કહીએ તો ખરો પણ છે અને ખોટો પણ છે. કારણ કે આ ખરા-પણું કે ખોટાપણું એ સર્વ ભાવનાને જ અધીન રહેલું છે.

---

× ૧–૨ ઇત્યાદિ અંકો વૃક્ષ **અ** માંના અંકો સમજવા. વૃક્ષને માટે ભાગ ૧ પાનું ૪૩ જુઓ. અત્રે ખાસ ધ્યાનમાં રાખવાનું કે વૃક્ષાંક ૦ થી ૧૬ પર્યંત જે જે ભાવો બતાવેલા છે તે સર્વ વિવર્તથી ઉત્પન્ન થયા એમ સમજવું.

તેથી તારી ઇચ્છા હોય તો તું પણ તારા અંતરમાં એક બે કોશનો પ્રદેશ અને જૂજ વખત લઇને તે જગાએ અનંત યોજન લાંબા પ્રદેશની અને દીર્ઘકાળની ભાવના કર. તે ભાવના સિદ્ધ થતાં જ તેનો તને પ્રત્યક્ષ અનુભવ થશે.

## ખરાપણાને કેમ પામ્યું ?

સારાંશ કે, આ બાહ્ય જગત કેવળ ભાવનામાત્ર છે, અને તે અવ્યક્ત એવા ચૈતન્ય ઉપર જ ભાસમાન થાય છે, એટલે કે આ ચિત્રમય દશ્ય જગત અવ્યક્ત નામક ( વૃક્ષાંક ૪ ) ભીંત ઉપર અવ્યક્તૈક્ય સ્વરૂપે ભાસમાન થાય છે. ચૈતન્યની પ્રકટતાને માટે ( વૃક્ષાંક ૪ ) અવ્યક્ત એ જ મૂળ ભીંત છે. અને અવ્યક્ત એટલે તો કાંઇ છે જ નહિ. અર્થાત્ સર્વત્ર એકરસ ચૈતન્ય જ વ્યાપ્ત હોવાથી જ્યાં જવાને સાધારણ માણસને ઘણો કાળ જાય છે, તેવા દૂર પ્રદેશમાં સર્વત્ર ચૈતન્યની સિદ્ધ ભાવના પામેલો યોગી એક ક્ષણવારમાં જઇ પહોંચે છે. તેથી હે મહાસેન ! દૂર અથવા નજીક, જલદી અગર મોડા, એ તમામ ભાવના વડે જ સિદ્ધિને પામ્યા છે, અને ચૈતન્યરૂપ આદર્શ એ જ એનો આશ્રય છે. આમ નિશ્ચય વડે જાણીને તું શુદ્ધ ચિદ્દભાવના વડે તમામ ભ્રાંતિ છોડી દે, એટલે તું પણ મારી માફક જ સર્વસમર્થ થઇશ.'

મુનિપુત્રનું આવું ભાષણ સાંભળીને કાંઇ થોડો વિચાર કર્યા પછી મહાસેનનો તમામ ભ્રમ નાશ પામ્યો. સર્વ જ્ઞેય જાણવાથી તેનું અંતઃકરણ પણ અતિશય શુદ્ધ થયું. બાદ તેણે સમાધિનો અભ્યાસ કરીને ભાવનાસામર્થ્ય મેળવ્યું અને સર્વસમર્થ થઇને આ પૃથ્વી ઉપર ઘણા લાંબા વખત સુધી વિહાર કર્યો. દેહના અહંભાવને કાઢી નાંખીને તે પણ શુદ્ધ ચિદ્દગગનના આશ્રય વડે પૂર્ણ એવા નિર્વાણપદને પ્રાપ્ત થયો.

દત્તાત્રેય કહે છેઃ 'પરશુરામ ! આ જગત કેવળ સત્યત્વની

ભાવના વડે જ સત્યરૂપે દેખાય છે. તું તેનો સારી રીતે વિચાર કરીને જો, એટલે તારા ચિત્તમાંનો તમામ ભ્રમ વિચાર વડે શાંત થશે.'

---

## પ્રકરણ ૧૫ મું

### આટલું તો સમજાયું પણ–

સંકલ્પના બળનો એવો અદ્દ્ભુત પ્રકાર શ્રવણ કરીને પરશુરામને ફરી ફરીને ઘણું જ આશ્ચર્ય થયું. પછી તેણે શ્રીગુરુએ જે કહ્યું તે ઉપર ઘણો જ વિચાર કર્યો અને શુદ્ધ બુદ્ધિ વડે કાંઇક મનનો નિશ્ચય કર્યો. પછી, દત્તાત્રેય પાસે ફરીથી જઇને અને આદર વડે તેમને નમસ્કાર કરીને તેણે એક પ્રશ્ન કર્યો. ભગવન્! આપે અત્યાર સુધી અનેક વાતો કહીને જે બોધ આપ્યો છે તે બાબત મે ઘણો જ વિચાર કર્યો. આથી મેં જે એક સાર ખેંચી કાઢ્યો છે તે એ કે સંવેદન એટલે ચૈતન્ય અથવા જ્ઞાન એ જ ફક્ત એક સત્ય તત્ત્વ છે (**प्रज्ञानं ब्रह्म**). સંવેદ્ય અથવા જ્ઞેયભાવ એ તેના આધાર ઉપર કલ્પિત અથવા મિથ્યા છે. આ ચૈતન્ય એ જ પરમ સમર્થ સંવિદ્રૂપ પરમેશ્વર છે, અને તે જ સ્વસ્વરૂપભૂત દર્પણરૂપ ભીંતમાં અનેક પ્રકારનું થયેલું આ જગચ્ચિત્ર ભાસમાન કરે છે. તે સ્વતન્ત્ર છે, તેથી તેને આ કાર્ય માટે બીજી કોઇ પણ સામગ્રીની જરૂર પડતી નથી. સૂક્ષ્મ વિચાર કર્યા પછી મને આટલું તો સમજાયું. પણ આવા પ્રકારની આ સંવિત્ વસ્તુતઃ જ્ઞાનાતીત–એટલે જાણી ન શકાય એવી–નિર્વિકલ્પ છે,* એમ જે આપે કહ્યું, તે પ્રાપ્ત થવી તો અશક્ય છે એમ મને

---

* વૃક્ષાંક ૧ એ જ સંવિત્ અથવા ચૈતન્ય કહેવાય છે. હવે તેને જ્ઞાન એમ કહેવું એ પણ વસ્તુતઃ તો સત્ય નથી. કારણ તે તેનું ખરું સ્વરૂપ નથી. પરંતુ વૃક્ષાંક ૩ અહમ્ (હું) ના થતા ભાસ ઉપરથી તેમ કહેનારો કોઇ સાક્ષી (વૃક્ષાંક ૨) હોવો જોઇએ અને સાક્ષી હોય તો તેને

લાગે છે. કારણ કે તે 'તું તે છે.' એવા સંવેદ્ય (જ્ઞાન) ભાવને હંમેશાં વળગી રહેલી છે. તેથી વેદ્યરહિત એવી સંવિત્ એ નિર્વિકલ્પ સ્થિતિ કેવી રીતે જાણવી? અને નિર્વિકલ્પ વિજ્ઞાન થયા પછી જો મોક્ષ થતો હોય તો મુક્ત થયા પછી વ્યવહાર કેવી રીતે થઇ શકે? (આ પ્રશ્નનો ઉત્તર પ્રકરણ ૧૮ ના અંતમાં છે) અને જ્ઞાનીઓ પણ વ્યવહાર કરતા હોય એમ તો જોવામાં આવે છે. તો પછી તેમને નિર્વિકલ્પ અવસ્થા કેમ કરી સંભવી શકે? કારણ કે શુદ્ધ નિર્વિકલ્પ અવસ્થામાં વ્યવહાર કેવી રીતે થઈ શકે તે સમજાતું નથી. બીજું એ કે જ્ઞાન એક જ પ્રકારનું છે. એટલે કે તેનું ફળ જે મોક્ષ તે પણ એક જ પ્રકારનું હોવું જોઇએ. છતાં જગતમાં જ્ઞાનીઓની અંદર જુદા જુદા પ્રકારના ભેદો શાથી માલૂમ પડે છે? જુઓ, કેટલાક જ્ઞાનીઓ યથાકાળ શાસ્ત્રમાં કહેલાં કર્મો જ કરે છે. કેટલાક જુદીજુદી રીતે માત્ર દેવની ભક્તિ જ કર્યા કરે છે. કેટલાક દરેક ઇન્દ્રિયને વશ કરી સમાધિમાં જ લીન થઈ

---

'હું' પૂછી શકું કે, 'હું' કોણ? તે ઉપરથી સાક્ષી કહે છે કે હે 'હું' (ત્વં-તું) **तत्-असि-તે** છે (વૃક્ષાંક ૧). અર્થાત્ 'તે' તત્રૂપી પદ કેવળ તત્ત્વાર્થ સંજ્ઞા જ વડે જાણી શકાય છે. આ પ્રમાણે 'તે' પદ એ અહમ્ (હું)ના સાક્ષી (વૃક્ષાંક ૨) નું જ્ઞાન થયું. વૃક્ષાંક ૧ ચૈતન્ય અથવા સંવિત્‌ને તો તેની કલ્પના પણ નથી કે મને કોઇ 'તે' છે એમ કરીને કહે છે. પરંતુ જ્યારે ક્રમાંક ૩ **अहम्** 'હું' નો વિલય થઇ જાય ત્યારે જે નિઃશેષ સ્વરૂપ રહે છે તે જ તેનું મૂળ સ્વરૂપ છે. આ રીતે લક્ષ્યાર્થદર્શક સાક્ષીભાવથી તે તત્‌ના ઉપર જાણવાનો (જ્ઞાનનો) આરોપ થાય છે, તેથી તેને 'તે' જ્ઞાનસ્વરૂપ છે એમ કહે છે; પરંતુ વસ્તુતઃ તે અજ્ઞાન અને જ્ઞાન એ બન્નેથી પર છે. આથી જ તે નિર્વિકલ્પ અથવા જ્ઞાનાતીત છે, એમ ઉપર કહેવામાં આવેલું છે. જેમકે વીજળીઘર (પાવર હાઉસ) માં વિદ્યુત્-શક્તિ છે એમ તો જ્યારે દીવો પ્રગટે ત્યારે જ સિદ્ધ થઈ શકે છે; તેમ આ ચૈતન્ય અથવા સંવિત્ છે એમ તો જ્યારે વૃક્ષાંક ૩ 'હું' અને તેનો સાક્ષી (વૃક્ષાંક ૨) હોય છે ત્યારે જ કહી શકાય છે.

રહે છે. કેટલાક તપશ્ચર્યા વડે દેહને તથા ઇન્દ્રિયોને સૂકવી નાખે છે. કેટલાક જુદીજુદી રીતે શિષ્યોને સુબોધ એટલે તત્ત્વોપદેશ કરતા રહે છે. કેટલાક તો દણ્ડનીતિના માર્ગનો સ્વીકાર કરીને રાજ્યકારભાર પણ કરે છે. કેટલાંક તો વળી સભાઓ ભરીને પ્રતિપક્ષ સાથે વાદવિવાદ કરે છે. કેટલાક તો અનેક જાતનાં શાસ્ત્રોનાં પુસ્તકોના ઢગલે ઢગલા લખી રાખે છે. વળી બીજા કેટલાક હંમેશાં ગાંડા જેવા બની રહે છે. કોઇ કોઈ તો લોકોની નિન્દા કરવાની વૃત્તિ લઇને જ બેઠેલા હોય છે, અને છતાં પણ તેઓ લોકોમાં જ્ઞાની કહેવાય છે. સાધનમાં તેમ જ ફળમાં ભેદ ન હોવા છતાં આ મુજબ સ્થિતિમાં ભેદ શાથી થાય છે? આમ થવામાં તેમનું જ્ઞાન સમાન છે કે કાંઈ ઓછાવત્તા પ્રમાણમાં હોય છે, તે આપ મને જરા સમજાવીને કહો. એકનિષ્ઠ શિષ્યને માટે આપનું હૃદય સ્વભાવે જ દયાળુ છે. તેથી ફરી ફરી પૂછવાનું મન થાય છે.'

## તટસ્થ રહીને બ્રહ્મપદ ઓળખી ન શકાય!

એ પ્રમાણે પરશુરામના પ્રશ્નો સાંભળી શ્રીદત્તાત્રેય પ્રસન્ન થયા, અને દરેક પ્રશ્ન યોગ્ય છે એમ લાગવાથી તેમણે કહ્યું: 'હે પરશુરામ, ખરેખર તું બુદ્ધિમાનોમાં ઉત્તમ છે, તેથી જ તે પરમ-પદને તારો આજે આ સ્પર્શ થાય છે. તું સદ્વિચારમાં તત્પર થયેલો હોવાથી તે તત્ત્વને જાણવાને યોગ્ય બન્યો છે. ભગવત્કૃપા વિના કોઇનું પણ કલ્યાણ થવું શકય છે કે? આ સર્વ આત્મ-દેવની જ કૃપાનો પ્રભાવ છે. આ સ્વાત્મદેવતા પ્રસન્ન થવાથી જ તારો સદ્વિચાર હંમેશાં વધતો જાય છે. હવે તેં જે તત્ત્વ જાણ્યું છે તે બરાબર જ છે, ભૂલભરેલું નથી. પણ તું કહે છે તેવું જ શુદ્ધ ચૈતન્યનું સ્વરૂપ હોવા છતાં તે તને જોઇએ તેવી રીતે બરાબર સમજાયું નથી, અને તેથી જ તું આમ પ્રશ્ન કરે

છે. હે પરશુરામ! જ્યાં સુધી તટસ્થ રહીને, એટલે દ્રષ્ટા અથવા સાક્ષીભાવમાં સ્થિર રહીને, બ્રહ્મને ઓળખવામાં આવે છે, ત્યાં સુધી તેનું સમ્યગ્જ્ઞાન થયું જ નથી એમ માનવું. કારણ તેનું નિશ્ચિત જ્ઞાન થયા બાદ દ્રષ્ટા કે સાક્ષીભાવની અથવા આસન ઉપર તટસ્થ બેસી રહેવાની અપેક્ષા જ હોતી નથી. તટસ્થ રહીને બ્રહ્મને ઓળખવું, એ સ્વપ્નમાંની ઓળખાણની જેમ ક્ષણિક છે—તે કાયમનું નથી. કારણ, તટસ્થભાવ છોડી દઈ ઊભા થતા વેંત જ તે નષ્ટ થાય છે. સ્વપ્નમાં મળેલું ધન જેમ પુરુષને નિરુપયોગી છે, તેમ આ તટસ્થ જ્ઞાન પણ છે એમ જાણવું. તે મુખ્ય ફળ જે મોક્ષ તેને આપી શકતું નથી. સાક્ષીભાવનો ક્રમ અભ્યાસ માટે બતાવવામાં આવે છે. પરંતુ સાક્ષીથી પણ પર એવા મૂળતત્ત્વની પ્રાપ્તિને માટે તો સાક્ષીભાવનો પણ વિલય આવશ્યક છે. આ સંબંધમાં તને હવે પૂર્વે થયેલો એક ઇતિહાસ કહું છું તે સાંભળ.

## જનકને ત્યાં યજ્ઞ

પહેલાં વિદેહદેશમાં જનક નામનો એક ઘણો જ બુદ્ધિમાન અને અત્યંત ધાર્મિક રાજા થઈ ગયો. તેને સ્વસ્વરૂપનું પૂર્ણ જ્ઞાન થયેલું હતું. તેણે એક વખત વિધિપૂર્વક યજ્ઞ કરીને આત્મ-સ્વરૂપનું પૂજન કર્યું હતું. તે પ્રસંગ ઉપર કેટલાક બ્રાહ્મણો, વિદ્વાન્ લોકો, તપસ્વીજનો, કલાના જાણકાર પુરુષો, વૈદિક, યાજ્ઞિક અને બીજા ઘણા લોકો ભેગા થયા હતા. તે જ વખતે બીજી તરફ વરુણદેવે પણ યજ્ઞ કરવાનો આરંભ કર્યો, અને બ્રાહ્મણોને આમંત્રણ કર્યું. પરંતુ બ્રાહ્મણોનો જનક ઉપર ઘણો જ પ્રેમ હતો અને જનકે પણ યોગ્ય આદરસત્કાર કરીને તેમને સંતુષ્ટ કર્યા હતા, તેથી ઘણાખરા બ્રાહ્મણો વરુણને ત્યાં ગયા નહિ. ત્યારે વરુણના એક તીક્ષ્ણ બુદ્ધિવાળા પુત્રે બ્રાહ્મણોને પિતાના યજ્ઞમાં લઇ જવાને માટે કપટથી બ્રાહ્મણોનો વેશ ધારણ

કર્યો અને તે જનકના યજ્ઞમંડપમાં આવ્યો. તેણે તમામ સભાસદો અને રાજાની સમક્ષ સભામાં બિરાજેલા સર્વ પંડિતોનું ઘણું જ અપમાન કર્યું. પ્રથમ રાજાને આશીર્વાદ આપીને તે બોલ્યો કે, 'રાજન્! તારો આ યજ્ઞમંડપ જેવો શોભાયમાન દેખાવો જોઇએ તેવો શોભાયમાન જણાતો નથી. સમુદ્રને કિનારે જેમ કાગડાઓ ભેગા મળે છે તેમ જ તારે ત્યાં આ પ્રકાર ભેગો થયેલો છે. કમળનું સરોવર જેમ હંસની વસ્તીથી શોભાયમાન થાય છે તેમ સભા તો વિદ્વાનોના સમુદાયથી જ સુંદર દેખાય; પણ અહીં સર્વત્ર નજર ફેરવું છું તો મને તો એક પણ વિદ્વાન જણાતો નથી. માટે તારું કલ્યાણ થાવ. હું તો હવે જાઉં છું. અહીં મારાથી રહી શકાય તેમ નથી. કારણ કે મૂર્ખોથી ભરેલી આ સભામાં મારાથી કેમ બેસાય?'

## મારી શરત કબૂલ છે?

વરુણપુત્રનું આ પ્રમાણેનું ભાષણ સાંભળીને તમામ સભાસદો ખૂબ ક્રોધે ભરાયા અને બોલ્યાઃ 'અલ્યા એ બ્રાહ્મણ! તું બધાનું આવું અપમાન કરે છે, તો તારી પાસે એવી કઈ વિદ્યા છે કે તે વડે તું અમને બધાને પરાજિત કરીશ? મૂર્ખ! તું નકામી ડંફાશો કેમ મારે છે? તું અમને પ્રથમ હરાવ અને પછી તારે જવું હોય તો જા. ભૂલોક ઉપરના ઘણાખરા વિદ્વાનો અહીંયાં એકત્ર થયા છે. તો હે મૂર્ખ! તું શું ભૂલોકને જીતવાની હિંમત ધરાવે છે? બોલ, તારી પાસે એવી કઈ વિદ્યા છે કે જેનાથી તું અમોને જીતવા માગે છે?'

સભામાંના વિદ્વાનોએ આમ આહ્વાન કર્યું તેથી વરુણપુત્રને લાગ્યું કે હવે આપણું ધાર્યું થશે. એથી તેને ઘણો જ આનંદ થયો. પછી તેણે સભાસદોને કહ્યુંઃ 'ઘણું બોલવામાં શો સાર છે? હું એક શરત કરું છું. હું તમને બધાને એક ક્ષણમાં જીતી લઉં

છું. એમ નહિ થાય અને જો હું તમારાથી હારું તો તમે મને સમુદ્રમાં ડુબાડી દેજો અને તમારામાંના જેટલાઓને હું જીતી લઉં તેમને હું સમુદ્રમાં ડુબાડું. આ મારી શરત કબૂલ હોય તો મારી સાથે વાદ કરવા તૈયાર થાવ.'

## समुद्रास्तृप्यन्तु

દરેક સભાસદે આ શરતની હા પાડી અને વરુણપુત્ર સાથે જોરશોરથી વાદવિવાદ શરૂ કર્યો. તેમાં વરુણપુત્રે ઘણાખરા બ્રાહ્મણોને વિતંડાવાદ વડે જીતી લીધા. હવે, શરત પ્રમાણે સેંકડો ને હજારો બ્રાહ્મણોને સમુદ્રમાં ડુબાડવામાં આવ્યા. જે બ્રાહ્મણોને સમુદ્રમાં ડુબાડવામાં આવ્યા, તેમને વરુણના સેવકોએ વરુણના યજ્ઞમાં પહોંચતા કર્યા. ત્યાં તેમણે વરુણનો આદરસત્કાર મેળવ્યો અને આનંદથી વરુણના યજ્ઞનું કાર્ય ચાલુ કર્યું. આ મુજબ કરતાં કરતાં કહોલ ઋષિને પણ ડુબાડવામાં આવ્યા. પરંતુ કહોલઋષિના પુત્ર અષ્ટાવક્રને યુક્તિવાદ અને વિતંડાવાદ એમ બન્ને પ્રકારની માહિતી હતી. પોતાના પિતાને સમુદ્રમાં ડુબાડ્યાની વાત સાંભળી તે સભામાં આવ્યો અને એણે વરુણપુત્રને વાદને માટે પડકાર કર્યો. તેમાં છેવટે એ વારુણિ હાર્યો, એટલે સમુદ્રમાં ડૂબવાનો વારુણિનો જ વારો આવ્યો. ત્યારે વારુણિએ વિપ્રવેશનો ત્યાગ કર્યો અને પોતાનું અસલ રૂપ પ્રગટ કર્યું, તેમજ તેણે વરુણલોક-માં પહોંચાડેલા તમામ બ્રાહ્મણોને પાછા જનકની સભામાં લાવી પહોંચાડ્યા.

## પરમપદ તને ખબર છે

આમ, તમામ બ્રાહ્મણો પાછા આવ્યા. પછી, અષ્ટાવક્રને પોતાની વાદવિદ્યાનો ગર્વ થયો અને તે આ સર્વ બ્રાહ્મણો સાથે તદ્દન હુંપદથી વર્તવા લાગ્યો. અષ્ટાવક્રના આવા અપમાનકારક વર્તનથી બ્રાહ્મણોને ઘણું જ માઠું લાગ્યું. તે જ અરસામાં ત્યાં

એક તાપસી આવી ચઢી. તેને જોઈ આ સર્વ બ્રાહ્મણો તેની પાસે ગયા અને પોતાની તમામ હકીકત તેને કહી સંભળાવી. તેણે તેમને 'ઠીક છે' એમ કહી આશ્વાસન આપ્યું અને પોતે એક વખત સભામાં આવી. આ તાપસીએ શરીરે કાષાય વસ્ત્રો પહેર્યાં હતાં, માથે સુંદર જટા રાખી હતી અને યોગાભ્યાસ વડે તેની જરારહિત થયેલી શરીરની દિવ્ય કાન્તિ સુમનોહર જણાતી હતી. આથી જોનારની આદરબુદ્ધિ તેને માટે વધતી હતી. તે સભામાં આવતાં જ જનકે તેનો સારી રીતે આદરસત્કાર કર્યો. ત્યારે લાગ જોઈ તેણે અષ્ટાવક્રને પ્રથમ એક પ્રશ્ન પૂછ્યો: 'ભાઈ, તું ઘણો જ બુદ્ધિશાળી છે. તેં વરુણના પુત્રને વાદમાં જીતીને બ્રાહ્મણોને છોડાવ્યા તે ઘણું જ સારું કર્યું. હવે હું તને થોડું પૂછું છું. તું મને તેનો ઉત્તર સીધો અને વિતંડાવાદ છોડીને આપ. દરેક જગાએ એક જ અમૃતતત્ત્વ ભરેલું છે એમ સિદ્ધ કરનારું એક પરમપદ તને માલૂમ છે કે? જે પદ સમજાયા પછી સર્વ સંદેહનો નાશ થઈ જાય છે, જાણવાનું કાંઇ પણ બાકી રહેતું જ નથી, કોઇ પણ પ્રકારની ઇચ્છા પણ રહેતી નથી, અને જે પોતે જાણી શકાય એવું પણ નથી—અર્થાત્ જે જ્ઞાતા, જ્ઞાન તથા જ્ઞેયથી તેમજ તેના સાક્ષીથી પણ પર છે, તે પદને જો તું જાણતો હોય તો તે મને કહે.'

## હું જાણતો નથી એવું આ જગતમાં શું છે?

તાપસીનો આ પ્રશ્ન સાંભળી અષ્ટાવક્ર બોલ્યો: 'મને તે પદની ખબર છે અને તે તો હું ઘણાને કહું છું. તને પણ કહું છું તે તું સાંભળ. હું જાણતો નથી એવું આ જગતમાં કાંઇ પણ નથી, તો પછી તારા આ પ્રશ્નનું શું મહત્ત્વ છે? દરેકે દરેક શાસ્ત્ર મેં વારંવાર ઉથલાવી નાખ્યું છે. હવે, હે તપસ્વિની! તું પૂછે છે તે તને કહું છું તે સાંભળ. તે પદ એટલે આ આખા જગતનું મૂળ. તેને આદિ, મધ્ય, અંત, ઇત્યાદિ કાંઇ જ નથી. તેને દેશકાલની

પણ મર્યાદા નથી. તે શુદ્ધ અને અખંડ ચૈતન્યસ્વરૂપ છે. આદર્શમાંના નગર પ્રમાણે આ જગત જેના ઉપર ભાસમાન થયેલું છે તે જ તે પરમપદ છે. તે પદ જાણ્યા પછી ચિરંતન અથવા કાયમનું અમૃતત્વ પ્રાપ્ત થાય છે. આદર્શ (તકતો) સમજવામાં આવ્યા બાદ તેમાંનાં તમામ પ્રતિબિંબો જાણવાનું જુદું રહેતું નથી, અને તે બાબતમાં કાંઇ શંકા પણ રહેતી નથી. તેમ પછી કશાની આશા પણ રાખવી પડતી નથી. આ પ્રમાણેની પરમપદ વિદિત થયા પછી પુરુષની સ્થિતિ થાય છે. તે પદને પોતાના સિવાય બીજું કોઇ જાણનાર જ નહિ હોવાથી તે વસ્તુતઃ તો અજ્ઞેય જ છે. હે તપસ્વિની! તે તત્ત્વનો શાસ્ત્રની અંદર આવો નિર્ણય થયેલો છે.'

## જ્ઞેય છે કે અજ્ઞેય છે?

અષ્ટાવક્રનું આ કથન સાંભળી તપસ્વિની ફરીથી બોલી: 'ઋષિપુત્ર! તેં ઠીક કહ્યું. આ ભાષણ જેવું જોઇએ તેવું છે, અને સર્વસંમત પણ છે. પણ, હે અષ્ટાવક્ર! જાણવાનો અભાવ હોવાથી તે પદ અજ્ઞેય છે એમ તેં કહ્યું અને વળી એમ પણ કહ્યું કે તેનું જ્ઞાન થયા પછી ચિરંતન અમૃતત્વ પ્રાપ્ત થાય છે. તો આ બન્ને વિધાનો તને સુસંગત કેવી રીતે લાગે છે? તે અજ્ઞેય હશે તો તેની મને ખબર નથી, અથવા તો તે બિલકુલ નથી. એમ બેમાંથી એક ગમે તે કહે. અથવા જો તે હોય અને તું તે જાણતો હોય તો તે અજ્ઞેય છે એમ કહીશ મા. પણ હે અષ્ટાવક્ર! તેં તો આ શાસ્ત્રમાંનો નિર્ણય કહ્યો. પરંતુ તને પોતાને તે પદ સમજવામાં આવ્યું હોય એમ લાગતું નથી, એટલે કે તેનું પ્રત્યક્ષ અર્થાત્ સ્વાનુભવયુક્ત જ્ઞાન તને થયેલું નથી એમ જણાય છે. પણ હે અષ્ટાવક્ર! તું દરેક પ્રતિબિંબ જેવું ને તેવું જ બરાબર જુએ છે, છતાં તને પ્રત્યક્ષ આરસો દેખાતો નથી એ કેમ બને વારુ? અને આવી જાતનું ભાષણ આવી પંડિતોથી ભરેલી સભામાં, પ્રત્યક્ષ તત્ત્વજ્ઞ

એવા રાજા જનકની સમક્ષ, કરતી વખતે આપણે મૂર્ખપણું કરીએ છીએ, એમ તને કેમ ન લાગ્યું ?'

તપસ્વિનીએ આ પ્રમાણે કહ્યું, ત્યારે અષ્ટાવક્રે કાંઇ પણ જવાબ આપ્યો નહિ. પણ પોતે શરમિન્દો બની બેબાકળો થયો અને નીચું મોઢું કરી ક્ષણવાર શાંત બેઠો. પછી તેણે ઘણો જ વિચાર કર્યો. છતાં છેવટે તેના પ્રશ્નનો જવાબ નહિ જડવાથી તેણે તેને કહ્યુંઃ 'હે તપસ્વિની ! તારા પ્રશ્નનો જવાબ મારાથી આપી શકાતો નથી, તેને માટે મને ખેદ થાય છે. તેથી હવે હું તારો શિષ્ય છું. શાસ્ત્રમાં આવું વિરોધી વિધાન કેમ કરવામાં આવ્યું છે તે મને સમજાવીને કહે. આ હું સત્ય કહું છું. ખોટું ભાષણ પુણ્યનો નાશ કરનારું હોઈ અનર્થ ઉત્પન્ન કરે છે, તેની મને બરાબર ખબર છે.'

## અંતર્મુખ થઇ અનુભવ લેવો જોઇએ

અષ્ટાવક્રનો આવો જવાબ સાંભળીને તેના ખરા બોલવાથી તપસ્વિની સંતુષ્ટ થઈ. બાદ તમામ સભાજનો સાંભળે એવી રીતે તેણે અષ્ટાવક્રને કહ્યું, 'બ્રહ્મન્! આ જ ગુહ્ય રહસ્યની સમજ નહિ પડવાથી ઘણા લોકો મોહ પામે છે. એ રહસ્ય કેવળ લૂખા તર્કથી સમજાય તેવું નથી. દરેક શાસ્ત્રમાં આ ગૂઢ જેમનું તેમ જ રાખી મૂકવામાં આવ્યું છે. આ સભાસદોમાંથી કોઇ પણ તેને જાણતું નથી. પરંતુ એક રાજા જનક અને હું એ બે વિના બીજા કોઇએ પણ એ મર્મને અનુભવ્યું નથી. જ્યાં જુઓ ત્યાં લૂખા વાદવિવાદો થાય છે પણ તર્કથી વાદ કરનાર વિદ્વાનોમાં પણ આવા પ્રશ્નો અને તેના જવાબોનું આકલન ઘણું કરીને કોઈથી થઈ શકતું જ નથી. મનુષ્ય ગમે તેવો કુશાગ્ર બુદ્ધિવાળો હોય, તોપણ તેને માત્ર તર્કથી એટલે સદ્દગુરુની સેવા વિના અથવા ઈશ્વરની કૃપા થયા વિના આ મર્મ બરાબર સમજાય એવો નથી. હે અષ્ટાવક્ર, તે તત્ત્વ હું હવે તને સમજ પાડીને કહું છું. તું તેનો સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કર. વિચાર કર્યા વિના, બુદ્ધિ સ્તબ્ધ રહેશે તોપણ, એ સાંભળવા છતાં સમજમાં

આવશે નહિ. એ જ્ઞાન જ્યાં સુધી અંતર્મુખ થઇ અનુભવમાં આવે નહિ, ત્યાં સુધી તે હજારો વખત બીજાને સંભળાવવામાં આવે અથવા પોતે સાંભળ્યું હોય છતાં તે તદ્દન નિરર્થક જ છે. કોઈ માણસ પોતાના ગળામાંનો મોતીનો હાર ભ્રમ વડે અથવા તો પોતાની મૂર્ખાઇને લઇને કોઇ ચોર લઇ ગયો છે એમ સમજે છે. પણ તે તો તારા ગળામાં જ છે એમ કોઇ તેને કહે, છતાં જ્યાં સુધી તે પોતાના ગળામાંના હારને હાથ લગાડીને પોતાની પ્રત્યક્ષ ખાતરી કરી લેતો નથી, ત્યાં સુધી તે ગળામાંનો હાર તેને પ્રાપ્ત થતો નથી. પછી, ભલે તે મનુષ્ય ઘણો જ બુદ્ધિશાળી કાં ન હોય? તે જ પ્રમાણે હે મુનિપુત્ર! તે આત્મા એટલે સ્વસ્વરૂપ જ છે એવું સાંભળવામાં આવ્યું હોય, અને તે સાંભળનાર પોતે પણ ઘણો જ બુદ્ધિશાળી હોય, છતાં તે જ્યાં સુધી અંતર્મુખ થઇને પ્રત્યક્ષ જોતો નથી ત્યાં સુધી તે તેને બાહ્યતઃ કદી પણ પ્રાપ્ત થતો નથી.

## સૂર્યને પ્રકાશવા બીજો સૂર્ય છે કે?

દીવો બીજા પદાર્થોને પ્રકાશમાં લાવે છે પણ પોતે બીજા કોઇ દીવાથી પ્રકાશતો નથી, એટલે બીજાની મદદ વિના પોતે જ પ્રકાશમાન થાય છે. તેવી જ રીતે સૂર્ય અને પ્રકાશ આપનારા બીજા પદાર્થો પણ લઇ શકાય. આ દીપાદિ બીજા કોઇનાથી પ્રકાશમાન થતા નહિ હોવાથી સ્વયંપ્રકાશ છે. આથી તે બિલકુલ નથી જ, અથવા તો પ્રકાશ આપતા નથી, એમ કહેવામાં આવે, તો તે યોગ્ય ગણાશે ખરું કે? જેવી રીતે દીપાદિક પદાર્થો પ્રકાશમાન છે, તેમ પ્રકાશ્ય* અથવા બીજા કોઇ પણ

---

* **પ્રકાશક:**—એટલે બીજા કોઇની મદદ વિના પ્રકાશ આપનારું સ્વયંપ્રકાશ તત્ત્વ; **પ્રકાશ** એટલે પ્રકાશકનું સાધન; **પ્રકાશ્ય** એટલે પ્રકાશકની અપેક્ષાથી પ્રકાશમાન થનારો પદાર્થ; જેમકે દીપક એ પ્રકાશક છે. તેનો પ્રકાશ એ સાધન છે અને તે પ્રકાશમાં દેખાતા અથવા પ્રગટ થતા પદાર્થો એ પ્રકાશ્ય ગણાય છે.

સાધનની અપેક્ષા રાખ્યા વિના પ્રકાશમાન થનારું જે શુદ્ધ ચિત્-તત્ત્વ ( વૃક્ષાંક ૧ જુઓ ) તે સંવેદ્ય ( જ્ઞાનરૂપ ) નહિ હોવા છતાં સ્વપ્રકાશમય હોઇ પ્રકાશ પામે છે. એમ કહેવામાં આવે તો તને સંશય ક્યાં આવે છે ? તેથી તું દૃષ્ટિ અંતર્મુખ કરીને બરાબર વિચાર કર.

## મન નિઃસંકલ્પ થવું એ જ અંતર્દૃષ્ટિ

આ ચિચ્છક્તિ ત્રિપુરા જ પરમશ્રેષ્ઠ હોઇ દરેકનો આધાર છે.× દરેકને પ્રકાશમાન કરનારી તે ક્યાં અને કઇ વખતે પ્રકાશમાન થતી નથી ? તે જો પ્રકાશમાન થતી ન હોય તો બીજું શું પ્રકાશ-માન થશે ? તાત્પર્ય કે, બીજા કશાના પ્રકાશની અપેક્ષા વગર તે ચિચ્છક્તિ પોતે જ સ્વયંપ્રકાશ હોય છે. કારણ કે પ્રકાશનો અભાવ પણ જે શક્તિ વડે જ ભાસમાન થાય છે તે પોતે જ દેખાતી અથવા ન હોઇ શકે એમ કેમ બને ? હવે તે દેખાય છે તે કેવી દેખાય છે એનો તદ્દન સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કર. આ જ ઠેકાણે કુશળ પંડિતોની બુદ્ધિ પણ ચાલી શકતી નથી. અંતર્દૃષ્ટિ નહિ હોવાથી જ તેઓ મોહમાં સપડાઇ તણાઇ જાય છે. જ્યાં સુધી દૃષ્ટિ બહારની પ્રવૃત્તિનો ત્યાગ કરીને શાંત ન થાય ત્યાં સુધી અંતર્મુખપણું કદી પણ પ્રાપ્ત થઇ શકતું નથી; અને જ્યાં સુધી અંતર્દૃષ્ટિ આવતી નથી ત્યાં સુધી આત્મદર્શન પણ થતું નથી. **મન સંકલ્પરહિત થવું એ જ અંતર્દૃષ્ટિ.** તો પછી તે સંકલ્પો જ્યાં સુધી હોય

---

× આ જ્ઞાનના પાઠક પરશુરામે વૃક્ષાંક ૧ માં બતાવેલા આત્મા, ચૈતન્ય યા સંવિત્‌ની ઉપાસના ચિત્‌શક્તિ ત્રિપુરાના સ્વરૂપે કરેલી હોવાથી તે, ઉપાસ્યની યોજના અત્રે કરવામાં આવેલી છે. શાસ્ત્રનો ક્રમ એવો જ છે કે જે જેનો ઉપાસ્ય હોય તેને ચિત્તશુદ્ધિ થયા બાદ જ્યારે જ્ઞાનનો અધિકાર પ્રાપ્ત થાય છે ત્યારે તે પરમપદને તેના ઉપાસ્યની ભાવનાથી સમજાવવામાં આવે છે. વધુ માટે પ્રકરણ ૨૦ની નીચેનું ટિપ્પણ જુઓ.

ત્યાં સુધી અંતર્દષ્ટિ કેમ કરી થાય ? તેટલા માટે જ દરેક સંકલ્પનો ત્યાગ કરીને તું પ્રથમ સ્વસ્વરૂપનો આશ્રય લે; અને તે ઠેકાણે થોડો વખત સ્થિર થઇને તે વિચારને પણ છોડી દે. ( પ્રકરણ ૯ અને ૧૦ જોવું. ) પછી તે અવસ્થાનું ફક્ત નિત્યસ્મરણ રાખ. એટલે તે જ તત્ત્વ જ્ઞેય કેવી રીતે છે અને અજ્ઞેય કેવી રીતે છે, તે તમામ તારી નજરમાં આવશે. એ મુજબ તે પરમપદ તને સમજાયા પછી તું અમૃતાવસ્થાને પ્રાપ્ત થઇશ.'

તપસ્વિનીએ છેવટે કહ્યું: 'હે મુનિપુત્ર, આ સર્વ મેં તને કહી સંભળાવ્યું છે. હવે તને નમસ્કાર, હું જાઉં છું. એક જ વખત શ્રવણ કરવાથી તને બરાબર સમજાયું નહિ હોય, તો હવે આ મહાબુદ્ધિશાળી રાજા જનક તને તત્ત્વબોધ કરશે. તેને તું પૂછજે. તે તારી દરેક શંકાને દૂર કરશે.'

આ પ્રમાણે સંભાષણ થયા બાદ તે તપસ્વિની જવા તૈયાર થઇ, ત્યારે રાજા જનકે તેનો ઘણો જ સત્કાર કર્યો. સર્વ સભાસદોએ પણ તેને નમસ્કાર કર્યા. પછી તે તપસ્વિની વાયુના વેગમાં સપડાયેલા વાદળની જેમ સર્વની સમક્ષ ત્યાંથી અન્તર્ધાન થઈ.

દત્તાત્રેય કહે છે: 'હે પરશુરામ ! સ્વસ્વરૂપ પ્રાપ્ત કરવાનો આ પ્રકાર મેં તને કહ્યો. તે ઉપરથી નિર્વિકલ્પ ચિત્સ્વરૂપ એટલે વેદ્યરહિત સંવિત્ કેવી રીતે અનુભવાય છે તે તારા ધ્યાનમાં આવશે.'

---

## પ્રકરણ ૧૬ મું

### જ્ઞેયાજ્ઞેયનો નિર્ણય કહો ?

આ કથા સાંભળીને પરશુરામને ઘણી જ નવાઇ લાગી. પણ તેનું શ્રવણ કરવાથી તૃપ્તિ નહિ થવાથી તેણે ફરીથી શ્રીદત્તાત્રેયને કહ્યું: 'ભગવન્ ! આપે જે હકીકત કહી તે ઘણી જ અદ્દભુત છે. માટે ત્યાર બાદ અષ્ટાવક્રે રાજાને જે જે કાંઇ પૂછ્યું અને

જનકે તેને જે જે કાંઈ કહ્યું તે સર્વ મને કૃપા કરીને કહો. આના જેવું સુંદર આખ્યાન મેં કોઈ પણ જગાએ સાંભળ્યું નથી.'

ત્યારે મહામુનિ દત્તાત્રેય બોલ્યા: 'હે પરશુરામ! ત્યારબાદ જે કાંઇ થયું તે તું સાંભળ. પ્રથમ કહી ગયા તે મુજબ તે તપસ્વિનીના ગયા પછી કહોલપુત્ર અષ્ટાવક્ર ઘણા બ્રાહ્મણોને સાથે લઇ નૃપશ્રેષ્ઠ જનક પાસે ગયો. ત્યાં જે મહત્ત્વનો વિષય તપસ્વિનીએ પોતાને સંક્ષિપ્તમાં કહ્યો હતો તે તેણે જનકરાજને ફરીથી કહી સંભળાવ્યો. પછી અષ્ટાવક્રે કહ્યું: 'તે તપસ્વિનીએ પરમપદના જ્ઞેયાજ્ઞેયનો નિર્ણય મને ઘણો જ ટૂંકાણમાં કહ્યો છે, તેથી મને તેની બરાબર સમજ પડી નથી. તો હે દયાનિધે! આ સ્વતત્ત્વ સહેલાઇથી મારી સમજમાં આવે એવી રીતે મને કહો.'

## પ્રથમ જ્ઞાતા, જ્ઞાન કે જ્ઞેય ?

જનક રાજાએ કહ્યું, 'હે અષ્ટાવક્ર! હું કહું છું તે તું સાંભળ. તે પદ જ્ઞેય અને અજ્ઞેય બન્ને કેવી રીતે છે, એવો તારો પ્રશ્ન છે. પ્રથમતઃ તો તું એમ નક્કી સમજ કે તે સ્વતત્ત્વ હંમેશાં અજ્ઞેય પણ નથી અને હંમેશાં જ્ઞેય પણ નથી. કારણ કે જો તે કાયમને માટે અજ્ઞેય હોત તો તેના સંબંધમાં સદ્‌ગુરુ ઉપદેશ જ કેમ કરી શકે ? પણ સદ્‌ગુરુ તત્ત્વોપદેશ તો કરે છે અને આવા સંજોગોમાં સાધકને સદ્‌ગુરુનો આશ્રય પણ જરૂર લેવો પડે છે. માટે હે અષ્ટાવક્ર! તે પરમપદને ઓળખવું ઘણું જ સરળ પણ છે અને ઘણું કઠણ પણ છે. જેની દૃષ્ટિ બાહ્ય પદાર્થ ઉપરથી પાછી ફરી છે, અર્થાત્ અંતર્મુખ થયેલી છે, તેને માટે તો તે સુલભ છે; અને જેમની દૃષ્ટિ બહાર જ ફેલાયેલી છે, એટલે બહિર્મુખ જ છે, તેને માટે તો તે દુર્લભ છે. ખરું કહીએ તો તે નિરૂપી શકાય અગર જાણી શકાય તેવું નથી. છતાં પણ મહાન પ્રયત્ન વડે જેમ તેમ અપ્રત્યક્ષ રીતે તે કહી શકાય છે તથા જાણી પણ શકાય છે. તું જે

આ દેખાવ ( દશ્ય ) જુએ છે તેથી કરીને તે જાણી શકાય છે, અને તે આધારે જ તે વેદ્ય છે એમ કહી શકાય છે. એટલા માટે તને આ જે જે કાંઈ ભાસમાન થાય છે તે સર્વનો તું સૂક્ષ્મ રીતે વિચાર કરી જો. એ જાણવાની ભાનશક્તિ એટલે જ જ્ઞાનકળા. આ જ્ઞાનકળા અથવા જાણવાવાળી શક્તિ ભાસમાન થનારા જુદા જુદા આકારથી જુદી જુદી પ્રતીત થાય છે; દરેક જાતના સાકાર ભાનને તેનો જ આશ્રય છે. તે શક્તિનું મૂળ સ્થાન એ જ પરમપદ છે. હે અષ્ટાવક્ર ! બરાબર ધ્યાનમાં રાખ, કે જે જ્ઞેય છે તે કાંઈ જ્ઞાન ન હોઇ શકે. કારણ તે પોતે સ્વપ્રકાશ હોતું નથી, એટલે પોતાની મેળે જ પ્રકાશમાન થઇ શકતું નથી. જેના વડે વેદ્ય એટલે જ્ઞેય પદાર્થો જાણવામાં આવે છે તે સંવિત્ પોતે વેદ્ય નહિ પરંતુ તેનાથી તદ્દન જુદી જ છે. વેદ્યનું સ્વરૂપ પ્રત્યેક વેદ્ય-જ્ઞેયરૂપે ભિન્નભિન્ન એટલે જુદું જુદું છે. છતાં પણ તે સંવિત્ અથવા ચૈતન્ય, રૂપની સંજ્ઞાથી પણ પર હોઇ તેમાં વિવર્તથી વેદ્યનો ભિન્ન ભિન્ન રૂપનો ભાસ થવા છતાં તે કોઈ પણ જગાએ ભેદ અર્થાત્ દ્વૈતાભાસને પામતી નથી. તે ભિન્ન ભિન્ન પ્રતીત થનારા દરેક આકારમાં એકરૂપે જ હોય છે. ભેદ એ તો વેદ્યનો સ્વભાવ છે. તેથી એ અભેદ્ય એવી સંવિત્‌ને કદી પણ સ્પર્શ કરી શકતો નથી. કારણ વેદ્યમાં અનેક આકારો જોવામાં આવે છે. તેથી વિવેકદૃષ્ટિ વડે વેદ્ય પદાર્થોને પૃથક્ કરીને તું આકાર વિનાની એવી સંવિત્‌ને બરાબર શોધન-દૃષ્ટિ વડે જો. એટલે વેદ્યત્વને બાજુએ મૂકીને નિઃસંકલ્પ અવસ્થામાં તે જ સંવિત્ પોતાના મૂળ નિર્વિકાર સ્વરૂપમાં જ વેદ્ય થશે, અર્થાત્ અનુભવમાં આવશે. તે વિના તે વેદ્ય થતી નથી. પ્રતિ-બિંબનું ગ્રહણ કરનાર આયના મુજબ આ શુદ્ધ ચિતિ જ મિથ્યા દશ્ય વસ્તુના આકારો ધારણ કરીને અનેક રૂપે થાય છે. પરંતુ જેમ દીપકને જોવો હોય તો બીજા કોઇ દીપકની જરૂર હોતી નથી, તેમ આ સંવિત્ એ જ જાણનારનું મૂળ સ્વરૂપ હોવાથી તે જ્ઞેય થતું

નથી, એ પણ તદ્દન ખુલ્લે ખુલ્લું જ છે. તેથી હે અષ્ટાવક્ર! તું પ્રથમ આ પ્રકારના તારા મૂળ સ્વસ્વરૂપની સૂક્ષ્મ દૃષ્ટિ વડે શોધ કર.

## આત્માનુભવ પદ્ધતિ

પ્રથમથી જ એવો વિચાર કર કે તું આ શરીર નથી, તેમજ પ્રાણ અગર મન પણ નથી. કારણ એ બધાં સ્થિર નથી પણ અનિત્ય છે. ફક્ત તું (વૃક્ષાંક ૧ તત્) એકલો જ નિત્ય છે. આ શરીર એટલે તો એક સપ્ત ધાતુનો ગોળો છે. તે તારું સ્વરૂપ કેવી રીતે હોય! અને તે જ જ્યારે 'મારું' એ રૂપથી અન્ય વિષય બની ભાસમાન થાય છે ત્યારે તે 'અહં' એ ભાવનાને છોડી દે છે. એટલે તે વખતે 'મારું શરીર' એમ કહેતી વખતે તે સાથે 'અહં' એવી ભાવનાની સ્મૃતિ હોતી નથી. જેમ સુવર્ણ અને તેનાં કડાંકુંડળો. જ્યારે તે કડાંકુંડળાદિરૂપે બને છે ત્યારે 'હું' રૂપ સુવર્ણ તથા મારું એ ભાવરૂપ કુંડળાદિ આકારો હોય છે. આથી કુંડળ કહેતાં તેમાંથી સુવર્ણભાવની કલ્પના વિલય પામે છે. તેવી જ રીતે 'હું' અને મારું એમ કહેતાં મારું કહેવામાં આવતાં જ તેમાંથી 'હું' ભાવ તે ભુલાઈ જવાય છે. એટલે 'હું' તો જુદો જ હોઇ તે વિવર્તરૂપે 'મારું મારું' એવા દ્વૈતભાવને પામે છે. તેવી જ રીતે પ્રાણ અને મન એ બન્નેને પણ 'મારું મારું' એમ કહેવામાં આવે છે, તેથી તેમાં પણ 'અહં' એવો ભાવ હોતો નથી; એવું વિચારને અંતે અનુભવમાં આવે છે. ઉપર બતાવી ગયા તેમ સુવર્ણ કડાંકુંડળ ઇત્યાદિ રૂપે થવાથી સામાન્ય એવા સુવર્ણ-ભાવથી વેગળું નહિ હોવા છતાં તેને ભૂલી જાય છે, અને નામરૂપ આકારાદિના વિશિષ્ટ ભાવને જ તે સત્ય સમજે છે. પરંતુ સુવર્ણ એ કાંઇ નામરૂપે થવાથી પોતાનો સામાન્ય ભાવ કદી છોડતું નથી. તે જ પ્રમાણે શરીર, જીવ, પ્રાણ ઇત્યાદિ નામરૂપો વડે વિશિષ્ટ ભાવે ભાસનારા પોતે પોતાના સામાન્ય સ્વરૂપ 'અહમ્' 'હું' ને ભૂલી

જાય છે પરંતુ (હું) એ પોતે અહમ્ (હું) એવો પોતાનો સ્વભાવ છોડીને કદી પણ રહેતો નથી. અર્થાત્ આ પરમચૈતન્ય એટલે જાણનારું તત્ એવું 'અહં' રૂપી જ્ઞાન (વૃક્ષાંક ૧) એ માત્ર 'અહં' એવી સ્ફૂર્તિને ત્યજીને કદાપિ રહેતું નથી. તેથી સંવિત્ સર્વત્ર છે, એમ નિશ્ચય થાય છે. માટે હે અષ્ટાવક્ર! દૃષ્ટિ અંતર્મુખ કરીને તત્ત્વવડે માત્ર ચિદ્રૂપ આત્માની એક વાર તપાસ કરી જો.

## અંતર્મુખ દૃષ્ટિ કોને કહેવી?

જે ઉત્તમ બુદ્ધિમાન હોય છે તેઓ તો તત્ત્વના ઉપદેશ વખતેજ સ્વરૂપનું દર્શન કરે છે. અહીં દૃષ્ટિ એટલે આ બહારની આંખોની જગા સમજવાની નથી, પણ મનશ્ચક્ષુને જ દૃષ્ટિ ગણવાની છે. જે વડે સ્વપ્ન દેખાય છે, એ જ મુખ્ય ચક્ષુ છે. તેની અંતર્મુખતા એટલે શું તે સાંભળ. કારણ ચક્ષુ અંતર્મુખ થાય નહિ તો વ્યવહારમાં પણ કાંઈ જોઈ શકાતું નથી. જ્યારે આંખોથી કાંઈ પણ જોવું હોય છે, ત્યારે જોવાની વસ્તુ સિવાયના બીજા સર્વ પદાર્થો ઉપરથી દૃષ્ટિને તદ્દન કાઢી લેવામાં આવે છે અને ખાસ જોવાની વસ્તુ ઉપર જ દૃષ્ટિ લગાડવામાં આવે છે. ત્યારે જ તે સ્પષ્ટ દેખાય છે; નહિ તો તે પદાર્થ આંખોની સામે હોવા છતાં પણ અનુભવમાં આવતો નથી. તાત્પર્ય કે, પદાર્થો હોવા છતાં આખોનું દૃષ્ટિબિંદુ જે મનશ્ચક્ષુ તે તેની તરફ નહિ જવાથી તે ન દેખાતાં જેવો જ બને છે. અષ્ટાવક્ર! તે જ પ્રમાણે કાન, ત્વચા વગેરેની પણ સ્થિતિ જાણવી. મનને લાગનારાં સુખદુઃખાદિનું પણ તેવું જ છે. મન જો તે તરફ જાય નહિ, તો તે સુખદુઃખાદિ પણ જાણવામાં આવતાં નથી. તેટલા માટે જ જે કાંઇ પણ જાણવાની ઇચ્છા હોય તે તરફ એકચિત્ત થવું જોઇએ. એ દૃષ્ટિનું નામ જ અંતર્મુખતા કહેવાય છે. અંતર્મુખતાવાળું શુદ્ધ ચિત્ત જ

સ્વસ્વરૂપની ઓળખાણ કરી આપે છે. એ જ વિષય હું તને વળી સ્પષ્ટ રીતે સમજાવું છું, તે તું ચિત્તને સ્થિર રાખીને સાંભળ.

## 'છે'માં નથી અને 'નથી'માં છે

હે અષ્ટાવક્ર! આ ચિદાત્મા મનથી જાણી શકાય તેવો પણ છે અને જાણી ન શકાય તેવો પણ છે. તાત્પર્ય કે, બન્નેમાં 'છે અને નથી' તથા તે કરતાં 'પર' એવો પણ છે. ઉદ્દેશ એ છે કે, (૧) સુવર્ણમાં કડાંકુંડલાદિ આકારો છે, અને (૨) જો કડાં-કુંડળાદિ આકારોમાંથી સુવર્ણ કાઢી લેવામાં આવે તો તેમાં નામ-રૂપાદિનું અસ્તિત્વ રહેતું નથી. એ ન્યાયે નામરૂપાદિમાં સુવર્ણ નથી. (૩) હવે કડાંકુંડળાદિને નામરૂપે નહિ દેખતાં સુવર્ણ એવા સામાન્યરૂપે જોવામાં આવે તો 'નથીમાં છે' એમ કહેવાશે; એટલે પ્રકારનો ૨ નો આ ત્રીજો એક પ્રકાર 'નથીમાં છે' એવો થશે; અને (૪) સુવર્ણ ઉપર કડાંકુંડળાદિ નામો મિથ્યા હોવાથી નામરૂપાદિનો વિલય તો થાય છે. આ ન્યાયાનુસાર 'છેમાં નથી' એટલે પ્રથમના વિભાગમાં જ આ 'છેમાં નથી' એવો પ્રકારાંતર ભાવ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે (૧) છે, (૨) નથી, (૩) નથીમાં છે, અને (૪) છેમાં નથી તથા (૫) તે સર્વેનો સાક્ષી, એ પ્રમાણે પાંચે ભાવોનો વિલય કરીને સહજાવસ્થામાં સ્થિતિ થવી એ જ ખરું પરમપદ સમજો. આમાં પ્રથમના ૧–૨ ભાવો અભ્યાસદૃષ્ટિના છે. તે અભ્યાસક્રમ દૃઢ કર્યા પછી તેનો સાક્ષીભાવ સહ વિલય કરવો અને સ્વાનુભવ પ્રાપ્ત કરી લેવો. ત્યારબાદ નિર્વિકલ્પતામાં બેસી નહિ રહેતાં પુનઃ ૩ તથા ૪ પ્રકારનો વિપરીત અભ્યાસ કરવો. પછી આ ચારે પ્રકારો તથા પાંચમો તેનો સાક્ષી એ સર્વ ભાવોને ભૂલી જઇ જે સ્થિતિ રહે તે સહજઅવસ્થા જાણવી. એટલે (૧) 'હું' તે (તત્) છું, (૨) તત્ (તે) માં 'હું' કદી પણ ઉત્પન્ન જ થયો નથી, (૩) તત્ (તે) તે જ 'હું', (૪) 'હું' તે જ

'તત્' (તે) છું કે જે તત્‌માં 'હું' ની કદી ઉત્પત્તિ થયેલ નથી, અને (૫) આ સર્વનો સાક્ષી; એ પ્રમાણે પાંચે ભાવોનો ત્યાગ કરી સહજઅવસ્થામાં સ્થિતિ કરવી એ જ જીવન્મુક્તિ અથવા વિદેહાવસ્થા છે. સહજસમાધિ તે આ જ કહેવાય છે. આ ધોરણે જ તે બન્નેમાં છે અને નથી તથા તે કરતાં પર એવો છે. એટલે (૧) છે, (૨) નથી, (૩) છેમાં નથી, (૪) નથીમાં છે, અને (૫) તે સર્વનો સાક્ષી. એવા આ પાંચ પેટા ભેદો નીકળે છે એમ સમજવું. આ પાંચમાં તથા તેથી પણ પર સર્વત્ર વ્યાપક એવું આત્મસ્વરૂપ છે એમ સમજવું. એ જ સમજી લેવાની બાબતમાં વેદ અને શાસ્ત્રોનો પુષ્કળ વિચાર કરનારા પણ્ડિતો પણ ગોથાં ખાય છે.

## આત્માનુભવની રીત

હવે કોઇ પણ બહારનો પદાર્થ મનમાં આવવાને માટે બે ક્રિયાઓની જરૂર પડે છે. એક તો બીજા પદાર્થો ઉપરથી મનને પાછું વાળવાની અને બીજી તેને બીજા પદાર્થ ઉપર લઇ જવાની. પદાર્થ ઉપરથી મન દૂર થવાથી અને બીજા પદાર્થ ઉપર પહોંચે તે પહેલાં અર્થાત્ બન્ને ક્રિયાના સંધિકાલમાં વચ્ચે જે તટસ્થ અવસ્થા પ્રાપ્ત થાય છે તેમાં આપણે જે કાંઈ પદાર્થ જોઇએ, તે અનુભવમાં આવતો નથી. એ જ શુદ્ધ ચૈતન્ય છે. એક પદાર્થ ઉપરથી બીજા પદાર્થમાં તત્પર થવું એ જ મનનો વ્યાપાર છે. એ રીતે આ સમર્યાદ પદાર્થો આ બે ક્રિયાઓના યોગ વડે જ દેખાય છે. પણ શુદ્ધ ચૈતન્ય તો મર્યાદા વિનાનું છે. એટલે તેનું દર્શન કરવાને સાક્ષીભાવમાં સ્થિત રહી જોવાની આ રીત બરાબર નથી. આથી જ ફક્ત બીજા પદાર્થભાવને નિવૃત્ત કર્યો એટલે વિશેષ કાંઈ પણ ન કરતાં તે અનુભવમાં આવે છે.

## બીજા બધા ઉપાયો નકામા છે

દાખલા તરીકે, એમ વિચાર કરો કે સામેના તકતામાં કેટ-

લાંક પ્રતિબિમ્બો જોવાં હોય તો બીજા પદાર્થોને દૂર ખસેડી તે મુકરર કરેલા પદાર્થો જ જોનારે સામે ધરવાં પડે છે; પરંતુ જ્યારે તકતામાં આકાશને જ જોવું હોય છે ત્યારે માત્ર બીજા બધા પદાર્થો ખસેડી લીધા બાદ અને બીજી વસ્તુ સામે ન હોય, એટલે કાર્ય પૂરું થાય છે. કારણ કે આકાશ તો દરેક જગાએ છે તેથી તે (આકાશ) તકતાની અંદર કાયમનું રહેલું જ છે; પરંતુ બીજાં પ્રતિબિમ્બોને લીધે ઢંકાયેલું હોવાથી જ તે દેખાવમાં આવતું નથી એટલું જ; બાકી તે તો ચરાચરમાં વ્યાપી રહેલું હોઇ દરેકનો આધાર હોવાથી બીજા પદાર્થો મનમાંથી ખસેડતાંની સાથે જ અનુભવમાં આવે છે. તેવી જ રીતે શુદ્ધ ચૈતન્ય પણ સર્વગત, સર્વાધાર અને સર્વકાળમાં એકરૂપ એટલે તન્મયસ્વરૂપ હોવાથી, તકતામાંના આકાશની માફક, હૃદયમાં જ પરિપૂર્ણ ભરેલું છે. તેથી જ મનને બીજા પદાર્થ ઉપરથી ખસેડી લેવાની જ માત્ર જરૂર છે. હે અષ્ટાવક્ર ! એ પ્રકાશક ચિત્તત્ત્વ ક્યાં અને કઇ વખતે હોતું નથી વારુ ? તે જ્યાં એટલે અમુક સ્થળે અને જ્યારે એટલે અમુક કાળમાં નથી, એમ જો કહેવામાં આવશે તો તે ‘ જ્યાં ’ પણ નથી અને ‘જ્યારે’ પણ નથી. તાત્પર્ય કે આ ‘જ્યાં’ અને ‘જ્યારે’ એ પણ તેના જ વિવર્તો છે. તો પછી ચિદાત્માનો અનુભવ થાય તે માટે મનને અન્યમાંથી નિવૃત્ત કરવું એટલાની જ માત્ર ખાસ જરૂર છે; બીજા કોઈ પણ સાધનને આગળ ધરવાની જરૂર નથી. તેમજ બીજું કાંઇ અભિમુખ કરવાની પણ જરૂર પડતી નથી. તેથી જ તે ચિત્તત્ત્વ કોઇ એક પદાર્થની માફક વિશિષ્ટ આકારથી વેદ્ય નથી, એમ કહેવું પડે છે. વળી તે શુદ્ધ મન વડે સ્વભાવતઃ જ અનુભવમાં આવતું હોવાથી વેદ્ય છે, એમ પણ કહી શકાય છે. મનમાંના બીજા આકાર અર્થાત્ સંકલ્પો નષ્ટ થવા એને જ મનની શુદ્ધતા કહે છે. સ્વસ્વરૂપ પ્રત્યક્ષ અનુભવમાં આવવાને માટે એ જ એક મુખ્ય સાધન છે. જ્યાં સુધી ચિત્ત શુદ્ધ થયેલું નથી ત્યાં સુધી જ્ઞાન શી

રીતે થાય ? અને શુદ્ધ અંતઃકરણમાં જ્ઞાન પ્રગટ થયા વિના કેમ રહે ? આ તત્ત્વશોધનના કામમાં બીજા બધા ઉપાયો નકામા જાય છે. કર્મ, ઉપાસના, વૈરાગ્ય એ દરેક ઉપાય ચિત્તની શુદ્ધિને માટે જ ઠરેલા છે; તેનો બીજો કાંઇ પણ ઉપયોગ થતો નથી. હે અષ્ટાવક્ર ! શુદ્ધ ચિત્ત વડે જ તે પરમપદ અનુભવાય છે.'

## ઊંઘ લેવાથી જ કૃતાર્થતા પ્રાપ્ત થશે ?

આ ભાષણ સાંભળીને અષ્ટાવક્રે ફરીથી પ્રશ્ન કર્યો: 'બીજા પદાર્થો ઉપરથી મન ખસવા માત્રથી જ તે પરમપદ ચૈતન્ય અનુભવમાં આવે છે એમ આપે કહ્યું. તો પછી ઊંઘની અંદર મન તેવી જ જાતનું પરાવૃત્ત હોય છે એટલે તે વખતે આપના કહેવા મુજબ તેનો અનુભવ આપોઆપ થવો જોઇએ ! તો પછી બીજા અનેક ઉપાયો શા માટે કરવા ? માત્ર ઊંઘ લેવાથી જ મનુષ્ય કૃતાર્થ થયો એમ કહેવું જોઇએ.'

એ પ્રમાણે ફરીથી પ્રશ્ન કરવાથી રાજા જનકે કહ્યું: 'હે અષ્ટાવક્ર ! તું શાન્તચિત્તે સાંભળ. વિદ્વન્ ! ઊંઘની અંદર મન હમેશાં પરાવૃત્ત થયેલું હોય છે એ વાત તો ખરી છે. પરંતુ તે વખતે તો મનનું મનપણું અજ્ઞાનરૂપ તમ વડે ઢંકાઇ જાય છે. તેનો મૂળમાંથી વિલય થયેલો હોતો નથી. તો પછી તે સ્વસ્વરૂપને શી રીતે વ્યક્ત કરી શકે ? અર્થાત્ ન જ કરી શકે. પ્રથમ તકતા ઉપર મેશ ચોપડવામાં આવે અને પછી બીજા પદાર્થો તેની સામેથી દૂર કરી આકાશ જોવાનો પ્રયત્ન કરવામાં આવે, તો આકાશ જેમ દેખાતું નથી, તેમ બાહ્ય પરાવૃત્ત મન ( એટલે બહારના પદાર્થોમાંથી ખેંચી લીધેલું મન ) નિદ્રા વડે લિપ્ત થયેલું એટલે કે તમના પટલથી લપટાયેલું અથવા આચ્છાદિત થયેલું હોવાથી તે ચૈતન્યને વ્યક્ત કરી શકતું નથી. તારા મત પ્રમાણે કહીએ તો તે લાકડામાં

પણ કેમ અનુભવમાં ન આવવું જોઇએ ? માટે નિઃસંકલ્પ મન જ સ્વરૂપાનુભવ કરાવવા યોગ્ય છે. એટલે નિઃસંકલ્પ મન વડે જ ચૈતન્ય ભાસમાન થાય છે. તરતના જન્મેલા બાળકને પણ સ્વસ્વરૂપ ભાસમાન થતું નથી, તેનું કારણ પણ મનના પડદા ઉપર અજ્ઞાન-રૂપ તમનો લેપ થવો એ જ છે. બીજું કહું છું તે સાંભળ. મેશ ચોપડેલા આરસામાં તે મેશનું પ્રતિબિંબ તો પડેલું જ હોય છે. તે કોઇ જોઇ શકતું નથી, છતાં તે ઉપરથી તે નથી જ એમ કહી શકાય નહિ. કારણ સામેના પદાર્થનું પ્રતિબિંબ લેવું એ તકતાનો ગુણ છે. માત્ર તેની ઉપર મેશનું પડ હોવાથી તે ઓળખવામાં આવતું નથી એટલું જ. તેવી જ રીતે સુષુપ્તિમાં પણ મન નિદ્રા અર્થાત્ અજ્ઞાનને અધીન થયેલું હોવાથી ખરી રીતે જોતાં બીજા પદાર્થોની નિવૃત્તિ થયેલી હોતી નથી. તેથી કરીને તે આ ચૈતન્યને વ્યક્ત એટલે પ્રકાશિત કરી શકતું નથી. અને તેથી જ જાગૃત થતાં નિદ્રાની સ્મૃતિ થાય છે. ઉપરાંત તે અવસ્થામાં અજ્ઞાનપણાનો અનુ-ભવ પણ થાય છે. આ જ વિષય તને ફરીથી સ્પષ્ટ રીતે સમજાવીને કહું છું તે એકાગ્ર ચિત્ત વડે સાંભળ.

## મનની બે પ્રકારની અવસ્થા

(૧) પ્રકાશાવસ્થા અને (૨) વિમર્શાવસ્થા, એવી મનની બે પ્રકારની સ્થિતિ છે. બાહ્ય પદાર્થોમાંથી મન× જ્યારે વિશ્રાંતિ લે છે

× ચરાચર દૃશ્ય આત્મરૂપ છે એવો સિદ્ધાન્ત છે. તે આત્મરૂપ કેવી રીતે છે તે સમજાવવાને માટે પૃચ્છકની યોગ્યતા અને બુદ્ધિ અનુસાર તેને પ્રસંગવશાત્ કોઇ પણ શાસ્ત્રશુદ્ધ યુક્તિ વડે સમજાવવામાં આવે છે. ઉદ્દેશ એ કે જે વડે જિજ્ઞાસુને 'તત્' એવા ચૈતન્ય યા આત્મ-સ્વરૂપનું પરોક્ષ જ્ઞાન થાય, એટલે તે તેવો નિશ્ચય કરી સ્વાનુભવયુક્ત અપરોક્ષ જ્ઞાનની પ્રાપ્તિ કરી શકે. આ ધોરણે અત્રે પ્રસંગવશાત્ મન આત્મરૂપ કેવી રીતે છે તે સમજાવવામાં આવેલું છે એમ સમજવું.

એટલે કે તે તમામ સંકલ્પોરહિત હોય છે, ત્યારે તેની એ પ્રકાશાવસ્થા કહેવાય છે (વૃક્ષાંક ૧). અને જ્યારે બાહ્ય વિષયો વિષે તેના સંકલ્પો ચાલુ હોય છે, ત્યારે તેની વિમર્શાવસ્થા કહેવાય છે (વૃક્ષાંક ૩). પ્રકાશાવસ્થામાં પદાર્થો વિષે કોઇ પણ ભેદ જણાતો નથી, એવો એકરૂપનો જ ભાસ થાય છે. તેથી તે મૂળ શુદ્ધ સંવિત્‌ની નિર્વિકલ્પ સ્થિતિ છે, અને વિમર્શાવસ્થામાં ભિન્ન ભિન્ન પદાર્થોનો વિમર્શ એટલે વિચાર, ભેદ અર્થાત્ જુદાજુદા સ્વરૂપે ભાસમાન થતો હોવાથી તે સવિકલ્પ સ્થિતિ હોય છે. 'આ હું' એવો ભાવ થાય નહિ, તો ચિદ્‌વસ્તુદર્શનરૂપ પ્રકાશ ખરી રીતે નિર્વિકલ્પ જ હોય છે (વૃક્ષાંક ૧). અને તેવી અવસ્થાના આધાર ઉપર પ્રગટ થનાર 'આ હું' (વૃક્ષાંક ૩) એવો ભેદાત્મક વિમર્શ સવિકલ્પ જ હોય છે.

## વિમર્શાવસ્થાના પેટા પ્રકાર

વિમર્શ પણ બે પ્રકારનો છે. એકનું નામ અભિનવ આભાસ; નવા નવા થતા અનુભવો એ જ તેનું સ્વરૂપ છે. બીજો પ્રકાર સ્મૃતિરૂપ પૂર્ણ અનુસંધાનાત્મક હોય છે. પૂર્વસંસ્કાર વડે મનની અંદર જે સંકલ્પવિકલ્પાત્મક આકારો બીજરૂપે રહેવા એ જ તેનું સ્વરૂપ છે. એ મુજબ મન હંમેશાં આ બે શક્તિથી યુક્ત છે. નિદ્રા સમયે જે નિર્વિકલ્પ જ્ઞાન તે સ્મૃતિરૂપ વિમર્શાવસ્થા કહેવાય છે. આ અવસ્થા તે જ સુષુપ્તિ. તેમાંની આ નિર્વિકલ્પતા માત્ર ઘનરૂપ હોય છે. તેથી તેને મૂઢ દશા કહેવામાં આવે છે. તે લાંબા વખત સુધીની હોય છે. જાગ્રદાવસ્થામાં સવિકલ્પ એવા અનેક પ્રકારના ભાસો થતા હોય છે તેને અમૂઢ દશા એમ કહે છે. વિમર્શાવસ્થાનો અભિનવ આભાસ એ ભેદ તે આ જ.

આ મુજબ દીપના બે પ્રકાર છે. એક અંધારું અને બીજું

અજવાળું. અંધારું એ સ્મૃતિરૂપ તથા પ્રકાશ એ અભિનવરૂપ




સમજો. હવે, અંધારું થાય એટલે કાંઈ તેમાંના પ્રકાશિત પદાર્થોનો નાશ થાય છે એમ થતું નથી; અને અજવાળું હોય છે, ત્યારે તે પદાર્થો ઉત્પન્ન થાય છે એમ પણ કહી શકાય નહિ. અંધારામાં પદાર્થો જેમ અપ્રગટ અવસ્થામાં હોય છે જ, તેમ સુષુપ્તિનું પણ સમજો. તેથી તે સ્મૃતિરૂપ પૂર્ણ અનુસંધાનાત્મક ગણાય છે (ક્રમાંક ૪ જુઓ); તથા જાગ્રદાવસ્થા એ અભિનવ આભાસરૂપ કહેવાય છે. (ક્રમાંક ૫ જુઓ.) હવે દીપક આદિમાં પ્રકાશ પૂર્ણ-

---

* વેદાન્તશાસ્ત્રનો સામાન્યત: એવો નિયમ છે કે જ્યારે જીવ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, યા કોઈ પણ સ્થૂળ કે સૂક્ષ્મ દેવતાનાં નામરૂપો વડે પ્રસંગ અને અધિકારવશાત્ જિજ્ઞાસુઓને વેદાન્તવિષય સમજાવવાનો પ્રયત્ન થાય છે, ત્યારે તે દેવતા કે નામને સાક્ષીભાવમાં મૂકી બાદ વૃક્ષ **अ** તથા **आ** માં જણાવ્યા પ્રમાણે સમજાવવામાં આવે છે. આ પ્રસંગે જનકરાજા આત્માનું સ્વરૂપ મનના અનુરોધે સમજાવી રહ્યા છે, તેથી તેને (ક્રમાંક ૨) સાક્ષીભાવમાં મૂકવામાં આવ્યું છે એમ જાણવું.

પણે હોવા છતાં તેના પ્રકાશમાં રહેલા પદાર્થોમાં ઉપર મુજબ મૂળ વિમર્શાવસ્થા ( ક્રમાંક ૩ ) હોવાથી એટલે કે તે પદાર્થોને દીપકમાં ( ક્રમાંક ૧ )માં પ્રકાશ છે, એવું જ્ઞાન નહિ હોવાને લીધે તે તેની ( ક્રમાંક ૩ ) વિમર્શાવસ્થા કે મૂઢ દશા જ છે, એમ વિદ્વાનોએ નક્કી કરેલું છે. આથી મન એટલે સાક્ષીભાવ ( ક્રમાંક ૨ ) જ્યારે બાહ્ય એવા ( ક્રમાંક ૩ ) વિમર્શાવસ્થામાંથી નિવૃત્ત થાય કે વિશ્રાન્તિ લે, અર્થાત્ અહમ્ ( હું ) નો વિલય કરે, એટલે જે સ્વભાવસિદ્ધ અવસ્થા શેષ રહે તે જ મૂળ પ્રકાશાવસ્થા, તત્પદ, આત્મા, અથવા શુદ્ધ ચૈતન્ય સમજો.

## કાંઈ જ નથી ને જાણનાર કોણ ?

આ ઉપરથી સિદ્ધ થાય છે કે, શુદ્ધ ચૈતન્યથી પ્રથમ પ્રગટ થયેલો જે બાહ્યભાસ એટલે અવ્યક્ત તત્ત્વ અથવા જેને મહાશૂન્ય પણ કહેવામાં આવે છે ( ક્રમાંક ૪ જુઓ ), એ જ નિદ્રાનું સ્વરૂપ છે. ' કાંઈ જ નથી, ' એવી જે સર્વસામાન્ય ભાવના-દશ્યાભાસનો અભાવ-એ જ સુષુપ્તિ હોઇ તે નિર્વિકલ્પ હોય છે.

## મનનો વિલય

જાગ્રદાવસ્થામાં પણ પદાર્થોનું ભાન થાય છે તેટલા વખતને માટે અર્થાત્ એકેક પદાર્થ પૂરતું મન એ નિર્વિકલ્પ અવસ્થામાં જ હોય છે. પરંતુ તે અવસ્થા પૂર્ણ થયે બીજી પળે જ, અર્થાત્ અલ્પકાળમાં જ, બીજા વિકલ્પો પ્રગટ થાય છે, તેથી તેની આ જાગૃતિની નિર્વિકલ્પ અવસ્થા નષ્ટ થાય છે. આથી તે પરમતત્ત્વ સ્પષ્ટ રીતે દરેકના અનુભવમાં આવતું નથી. સુષુપ્તિ અવસ્થામાં અવ્યક્ત નામની જે શક્તિ ઉપર કહેવામાં આવી છે, તે શક્તિની નિર્વિકલ્પતાની જાગૃતિમાં દઢતા વડે જ 'મન વિલીન થાય છે' એવું સુતર્કવાદી પુરુષોએ વિચાર વડે નક્કી ઠરાવેલું છે. સૂક્ષ્મ

વિચાર કરતાં જણાશે કે, પદાર્થ જોતી વખતે પણ મન તે તે વખતને માટે તે તે પદાર્થો ઉપર લીન જ હોય છે.

## નિર્વિકલ્પની ત્રણ અવસ્થાઓ

હે અષ્ટાવક્ર! હું તને મારા અનુભવનું રહસ્ય કહું છું, તે તું બરાબર સાંભળ. ઘણા સૂક્ષ્મ વિચાર કરનાર પણ્ડિતો પણ અહીં ગોથું ખાય છે. (૧) નિર્વિકલ્પ સમાધિ, (૨) સુષુપ્તિ અને (૩) પદાર્થદર્શન, એ ત્રણે નિર્વિકલ્પ દૃષ્ટિએ તો એક જ પ્રકારમાં આવે છે. મન એક પદાર્થ છોડી બીજા પદાર્થ ઉપર ચલન પામે છે પણ જ્યારે તે એક જ પદાર્થ ઉપર ચોંટેલું હોય છે, અર્થાત્ મનની દરેક પદાર્થ ઉપર ક્ષણિક વારને માટે જે સ્થિતિ હોય છે ત્યારે તે તે વખત પૂરતું અને તે તે પદાર્થ પૂરતું તો તે વિકલ્પરહિત જ હોય છે. ઉદ્દેશ એ કે મન જે વખતે કોઈ પણ પદાર્થ ઉપર સ્થિત હોય છે, તે જ વખતે તે બીજા પદાર્થ ઉપર એકીસાથે જ જઇ શકાતું નથી. જ્યારે પ્રથમનો પદાર્થ મન ઉપરથી દૂર કરવામાં આવે, ત્યારે જ તે બીજા પદાર્થ ઉપર જઇ શકે છે; અર્થાત્ બીજા પદાર્થ ઉપર જતાં જ પ્રથમના પદાર્થ ઉપરથી તે હટી જાય છે. તાત્પર્ય કે, એકી જ વખતે મનમાં બે પદાર્થો સમાઈ શકતા નથી. તેથી તે તે પદાર્થ પૂરતું અને તેટલા સમયને માટે તો તે નિર્વિકલ્પ જ હોય છે. તેથી જગતમાં જણાતા ઉપર કહેલા ત્રણ પ્રકારો સ્વરૂપતઃ નથી, પણ કેવળ ભાસ્યના થતા ભેદ વડે જ થયેલા છે.

સમાધિમાં માત્ર ચૈતન્ય જ ભાસમાન થાય છે, સુષુપ્તિમાં મહાશૂન્યરૂપ અવ્યક્ત જ અનુભવમાં આવે છે, અને પદાર્થદર્શન કાળે તો મર્યાદાવાળા આકારનો જ ફક્ત અનુભવ થાય છે. એટલે એવું તે ભાસ્ય જ ત્રિવિધરૂપે ભાસમાન થયેલું છે. આવી રીતે ભાસ્યમાં ભેદ હોય તોપણ ભાન એટલે જ્ઞાન અર્થાત્ શુદ્ધ ચૈતન્ય

પોતે તો કેવળ નિર્વિકલ્પ જ છે ( વૃક્ષાંક ૧ ). તેથી તેને 'પ્રકાશ-નિબિડ' એમ પણ કહેવામાં આવે છે. તેનો અર્થ 'નિર્વિકલ્પતાથી ઘનઘોર વ્યાપેલું' એવો થાય છે.

ઉપર બતાવેલી ત્રણે નિર્વિકલ્પતામાંથી સમાધિ અને સુષુપ્તિ એ બે અવસ્થાઓ લાંબો વખત વ્યવહારમાં અનુભવમાં આવે છે, તેથી તે બન્ને સ્પષ્ટ રીતે જાણી શકાય છે. પરંતુ પદાર્થદર્શનની નિર્વિકલ્પતા માત્ર ક્ષણિક હોય છે, તેથી વ્યવહારમાં તે જોઇએ તેટલી સ્પષ્ટ રીતે ઓળખી શકાતી નથી. સમાધિ અગર સુષુપ્તિ પણ એવી રીતે જ્યારે ક્ષણિક હોય છે, ત્યારે ઓળખાતી નથી. આ બન્ને અવસ્થાઓ પણ ઘણી વખતે ક્ષણિક હોઇ શકે છે. તેમાં જો સુષુપ્તિ ક્ષણિક હોય છે, તો સૂક્ષ્મદષ્ટિવાળા પુરુષો દીર્ઘ સુષુપ્તિના અનુભવ ઉપરથી તેને જાણી શકે છે. પરંતુ ક્ષણિક એવી સૂક્ષ્મ સમાધિઅવસ્થાથી તો વ્યવહારમાં લોકો અજાણ હોવાથી તે એકાએક કોઇની પણ જાણમાં આવતી નથી.

## નિદ્રા એટલે જ બ્રહ્મ ?

હે અષ્ટાવક્ર! ઉપરના વિવેચન ઉપરથી તું જાણી શકીશ કે વ્યવહારદશામાં પણ સર્વ પ્રાણીઓને અલ્પ વખતની સમાધિ તો નિત્યપ્રતિ પ્રાપ્ત થાય છે જ, પરંતુ તેનો પરિચય નહિ હોવાથી તેમને તે સમજાતી નથી. જાગ્રદાવસ્થામાં જે વિમર્શશૂન્ય અવસ્થા થાય છે, અર્થાત્ સંકલ્પશૂન્ય અવસ્થા થાય છે તેને જ સમાધિ કહેવામાં આવે છે. વિમર્શ અર્થાત સંકલ્પનો વિલય એ જ સમાધિ છે. (સાથેના વૃક્ષાંક ઈ માં ક્રમાંક ૧ જુઓ) સુષુપ્તિમાં અગર પદાર્થદર્શનમાં પણ સમાધિની સ્થિતિ તો હોય છે, છતાં તે સમયે મનનો વિલય થયેલો હોતો નથી, તેથી તેને મુખ્ય સમાધિ કહી શકાતી નથી. કારણ કે ભેદનો અનુભવ આપનારા વિમર્શના સ્મૃતિરૂપ ( ઈ વૃક્ષાંક ૩ અ જુઓ ) સંસ્કારો અવ્યક્ત અથવા મહા-

શૂન્યરૂપે તે વખતે ગર્ભમાં બીજરૂપે શેષ રહેલા હોય છે, તેથી જ તેઓ પુનઃ સંસ્કારરૂપે એટલે અભિનવ આભાસ (ફે વૃક્ષાંક ૩ આ જુઓ) અર્થાત્ પ્રકૃતિરૂપે ઉદય પામે છે. બાકી, જાગૃતિમાં થનારું પદાર્થજ્ઞાન અને ઉપર જણાવી ગયા તેમ તે વખતે થનારી ક્ષણિક સમાધિઓ એટલે બે સંકલ્પોની વચલી સંધિની અવસ્થા, અથવા હૃદયમાંથી સંકલ્પ ઊઠવો અને તે દરેક પદાર્થ પૂરતો પદાર્થરૂપે બનવો–આ સ્થિતિ પણ વસ્તુતઃ અવિમર્શ સ્વરૂપ એટલે કે સંકલ્પ વગરની જ હોય છે. પરંતુ સામે પડેલો હીરો હંમેશ જોવામાં આવતો હોય છતાં તેની ઓળખ નહિ હોવાને લીધે તે ઉપયોગમાં આવી શકતો નથી, પરંતુ રત્નના પરીક્ષકના જોવામાં આવતાં જ તે બહુમોલ કીમતી થાય છે. તેમ જ તે અવસ્થાઓનું જ્ઞાન નહિ હોવાને લીધે તે વડે મોક્ષ થતો નથી તેમ સંસારની નિવૃત્તિ પણ થતી નથી. આ સંબંધમાં હે અષ્ટાવક્ર! તને હું વધારે ખુલાસાવાર કહું છું, તે તું ધ્યાનપૂર્વક સાંભળ. 'અહમ્ અથવા હું' (ક્રમાંક ૩ માંથી) તદ્દન પહેલવહેલું પ્રગટ થયેલું જે અવ્યક્ત તત્ત્વ (ક્રમાંક ૪) છે, તેનું 'કાંઈ નથી' એ જ સામાન્ય સ્વરૂપ હોઇ 'તે કાંઇ નથી' એવું જે તેનું ભાન થવું એ જ અભાવરૂપ નાસ્તિત્વ કહેવાય છે. એને જ ચૈતન્ય વૃક્ષાંક ૧ની જડ–શક્તિ અથવા સુષુપ્તિ અવસ્થા કહેવામાં આવે છે. આ સુષુપ્તિ અવસ્થામાં 'કાંઇ નથી' એવો જે ભાસ થાય છે, તે ભાસનો પણ વિલય કરનાર અને હંમેશ અસ્તિસ્વરૂપ એવું તે પરમતત્ત્વ છે. ઉદ્દેશ એ છે કે આ જાગ્રત તથા સ્વપ્નાદિ અવસ્થાનું સ્વરૂપ વિવિધ પ્રકારના અનેક ભેદો પ્રતીત થવા એવા પ્રકારનું છે, જ્યારે સુષુપ્તિનું સ્વરૂપ કાંઈ નથી એવું જ એક છે. વ્યવહારમાં કોઈને પૂછવામાં આવશે કે સુષુપ્તિનું સ્વરૂપ શું? તો 'કાંઈ નહિ' એટલો જ એક ઉત્તર મળશે. આથી 'કાંઈ નહિ' કહેનારો તો કોઈ બીજો જ છે, એ સિદ્ધ થાય છે. એટલે આ જાગૃતિ અવસ્થાનું સ્વરૂપ 'છે'

અને સુષુપ્તિ અવસ્થાનું સ્વરૂપ ' કાંઇ નથી ' એવા પ્રકારનું છે, એવો નિર્ણય થયો. તે પરમતત્ત્વ તો આ અવસ્થાઓને જાણનાર એવા સાક્ષી અથવા જ્ઞાનસ્વરૂપ છે. દીવો જેમ બીજાને પ્રકાશે છે પણ પોતાને પ્રકાશ મળે માટે કોઇ બીજા દીપની અથવા સાધનની અપેક્ષા રાખતો નથી, તેમ આ અવસ્થાઓને જાણનાર આ પરમતત્ત્વ સ્વયંપ્રકાશ, સ્વતઃસિદ્ધ, સ્વતંત્ર, કાયમનું, કોઈની પણ અપેક્ષા વિનાનું, એવા સ્વરૂપનું છે. જ્યારે નિદ્રા એટલે તો એક જડભાવ હોઇ તે વખતે મનનો અવિમર્શ ( વિલય ) થતો નથી પણ તે ઉપર માત્ર આચ્છાદનનું આવરણ ( પટલ ) હોવાથી અંદરખાને બીજશેષ રહેવા પામેલું હોય છે તો પછી, હે અષ્ટાવક્ર ! નિદ્રા એટલે જ બ્રહ્મ એમ શી રીતે કહી શકાય? તેટલા માટે તારી કલ્પના પ્રમાણે માત્ર ઊંઘ લેવાથી જ પુરુષ કૃતાર્થ થાય એ બિલકુલ અસંભવિત છે.'×

---

# પ્રકરણ ૧૭ મું

## વ્યવહારમાં નિર્વિકલ્પ સમાધિઓ

હે પરશુરામ! જનકરાજાએ અષ્ટાવક્રને બોધ કર્યો તે સાંભળ્યા બાદ અષ્ટાવક્રે જનકરાજાને પુનઃ પ્રશ્ન કર્યો તે તું ચિત્ત દઇને સાંભળ. અષ્ટાવક્ર કહ્યું: ' મહારાજ ! આપે જે કહ્યું કે, વ્યવહાર સમયમાં પણ નાની નાની સમાધિઓ હોય છે, તો કયા કયા પ્રસંગે એવી નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થાય છે તે મને કહો.'

અષ્ટાવક્રે આવો પ્રશ્ન કર્યો, એટલે મહાત્મા જનક બોલ્યા: ' હું કહું છું તે સાંભળ. ( ૧ ) ઘણી જ પ્રિય સ્ત્રીના પ્રથમ વારના મિલન વખતે આલિંગન આપવામાં આવે છે, તે વખતે બાહ્ય

---

× આ વિવેચનમાં ક્રમાંક ૧ થી ૪ સુધીના અંકોનો જે નિર્દેશ કરવામાં આવ્યો છે, તે વૃક્ષ अ ના સમજવા તથા ૧-૨-૩ ૩-अ ૩-आ નો નિર્દેશ હોય તે વૃક્ષ ई ના સમજવા.

અગર આન્તર કાંઇ પણ ભાસમાન થતું નથી અને નિદ્રાની અવસ્થા પણ હોતી નથી. તેથી તે સ્થિતિને સમાધિ કહી શકાય. (૨) ઘણા વખતથી કોઇ વસ્તુની ઘણી ઇચ્છા થયેલી હોય, અને તે મળવી અશકય છે એમ મન વડે નિશ્ચયપૂર્વક માન્યું હોય, છતાં તે અકસ્માત્ મળી આવે, તેવે વખતે પણ કિંચિત્સમય નિર્વિકલ્પ સમાધિનો અનુભવ દરેકને થાય છે. (૩) મનમાં કશાની પણ કલ્પના ન હોવાથી તદ્દન આનંદપૂર્વક અને નિર્ભય રીતે રસ્તે ચાલી જતો હોય, અને એ વખતે કોઇને અકસ્માત્ કાળ સમાન ભયંકર એવો વાઘ નજરે પડે, તો તે વખતે ક્ષણવાર ચિત્તની જે સ્થિતિ થાય છે, તે પણ સમાધિ કહેવાય. (૪) બીજો એક વધુ દાખલો આ છે કે પોતાનો અત્યંત પ્રિય પુત્ર જે આખો સંસાર ચલાવનાર, તદ્દન નીરોગી અને શરીરે મજબૂત હોય, તે અકસ્માત્ મરી ગયાની ખબર પડે, તેવે વખતે પણ મન ક્ષણમાત્ર નિર્વિકલ્પ સમાધિમાં જ જાય છે.–ખબર પડતાં વેંત જ એકદમ ધક્કો લાગે છે–તે અવસ્થામાં બાહ્ય અગર આંતર કાંઈ પણ ભાન હોતું નથી અને નિદ્રા પણ હોતી નથી. તેથી તે પણ સમાધિ જ છે. અને બીજા ઘણા પ્રસંગોએ અનેક રીતે આ ક્ષણમાત્ર ટકતી સમાધિના પ્રસંગો મનુષ્યને વારંવાર આવે છે, તે તને કહું છું, તે સાંભળ. એ સમાધિ અવસ્થા (૫) જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિની સંધિકાળે પ્રાપ્ત થાય છે. (૬) જુઓ, જ્યારે ઘણી જ સૂક્ષ્મ નજર કરીને ઘણે દૂરની વસ્તુ જોવાની હોય છે, ત્યારે મન, ઘાસ ઉપર ચાલતી ઇયળની માફક દૂર સુધી ફેલાય છે. પતંગોના દિવસોમાં છોકરાઓ છાપરા પર અથવા કોઇ ઊંચા ભાગ ઉપર ચઢી આકાશમાં ઘણે ઊંચે પતંગો ઉડાડે છે. અને પતંગોનો પેચ લાગ્યો હોય અને તે વખતે હાથમાંની દોરી પુરી થવા આવે તે સમયે તેનું લક્ષ તો પતંગાકાર જ બની જાય છે. તે દેહભાન તો તદ્દન ભૂલી જ જાય છે. ઘેનમાં ને ઘેનમાં તેને પોતે કયાં ઊભો છે

તેનું પણ બિલકુલ ભાન જ હોતું નથી. તે જ પ્રમણે મન દેહભાન ઉપર હોય છે ત્યારે દેહાકાર હોય છે અને જ્યારે તે પદાર્થ ઉપર જાય છે, ત્યારે તદાકાર અર્થાત્ પદાર્થના આકારનું બને છે. પણ તે બેની મધ્યે સંધિની જે અવસ્થા તે આ શુદ્ધ સંવિતની જ નિર્વિકલ્પ અવસ્થા કહેવાય છે. અર્થાત્ બીજનો ચન્દ્ર આકાશમાં જોવામાં આવે તે વખતે ચક્ષુરિન્દ્રિયની નેત્રથી આકાશ સુધીની જે અવસ્થા તે અવસ્થાનો એક વખત અનુભવ કરીને તે સ્થિતિને નિત્ય ધ્યાનમાં રાખ એટલે બસ. અગર હે અષ્ટાવક્ર! વધારે કહેવાની શી જરૂર છે? એટલો જ સૂક્ષ્મ વિચાર કર કે, વ્યવહારમાં ગમે તે ભાન લઇએ, તોપણ તેમાં મન અખંડ એકાકાર રહેતું જ નથી; પરંતુ તે એકેક ભાન પૂરતું જ તદાકાર હોય છે. અનેક જુદા જુદા ખંડિત ભાનનો એટલે જ્ઞાનનો સમૂહ થઇને તેનો આ વ્યવહાર ચાલે છે. અને તેથી જ સુગત–કણાદ આદિ મતવાળા કહે છે કે, આત્મા અગર બુદ્ધિ દરેક વખતે ભિન્ન ભિન્ન થાય છે. તાત્પર્ય કે, (૭) ક્ષણિક અથવા ખંડજ્ઞાનના મધ્ય સમયે અર્થાત્ બન્નેની વચ્ચેના સંધિના સમયે–એટલે ચિત્તમાંનો એક પદાર્થ જાય અને બીજો ચિત્તમાં પ્રવેશ કરે નહિ ત્યાં સુધીમાં જે કિંચિત્ ક્ષણ હોય છે તે વખતે–આ નિર્વિકલ્પ અવસ્થા હોવાનું જ અનુભવમાં આવે છે. હે અષ્ટાવક્ર! જે વિચારપૂર્વક જાણશે તેને તો દરેક ક્ષણે સમાધિ જ છે; અને જે વિચારવાન નથી, તેને તો સસલાના શિંગડા મુજબ કોઇ જગાએ અને કોઇ વખતે પણ સમાધિ છે જ નહિ. વધારે શું કહું?'

## સંસાર હજી સુધી કેમ રહ્યો છે?

આ સાંભળીને અષ્ટાવક્રે ફરીથી પૂછ્યું: 'રાજન! જો વ્યવહારમાં દરેકને નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થાય છે, તો આ સંસાર હજુ સુધી કેમ રહ્યો છે? કેમ તેનો લોપ થવા પામ્યો નથી?

સુષુપ્તિમાં અનુભવમાં આવનાર નિર્વિકલ્પ જ્ઞાનમાં જડ અવ્યક્તનું એટલે 'કાંઈ નથી' એવા પ્રકારનું ભાન હોય છે. તેથી તે વડે મોક્ષ સિદ્ધ થતો નથી, એમ આપ પ્રથમ કહી ગયા. પરંતુ સર્વ નિર્વિકલ્પ જ્ઞાન એટલે જ શુદ્ધ ચૈતન્યનો અનુભાવ કહેવાય નહિ, તો બીજું શું ? અને તે તો ઉપર બતાવેલા પ્રસંગે હંમેશ થાય છે છતાં આ મિથ્યા સંસાર કેમ પૂરો થતો નથી ? નિર્વિકલ્પ સમાધિ એ જ મોક્ષનું મૂળ છે અને સર્વ અજ્ઞાનનો નાશ કરનારું શુદ્ધ જ્ઞાન છે, તો પછી આમ શાથી ? રાજન્ ! એટલું આપ મને બરાબર રીતે સમજાવો એટલે મારી દરેક શંકાનો નાશ થશે.'

ત્યારે જનકરાજા બોલ્યા: 'સાંભળ, આ પરમરહસ્યના સંબંધમાં સંક્ષેપમાં પ્રથમ (પ્રકરણ ૧૬ માં) કહેવામાં આવ્યું છે. છતાં દૃઢતાને માટે તને ફરીથી સમજાવું છું. આ સંસાર અનાદિકાળથી અજ્ઞાન વડે જ પ્રવૃત્ત થયેલો છે અને સુખદુઃખના અનુભવ વડે તેનો પ્રવાહ એકસરખો ચાલુ છે. સર્વજીવ કેવળ સ્વપ્નની માફક જ તેનો નિત્ય અનુભવ લે છે. તેનો નાશ જ્ઞાન વડે જ થાય છે. પણ હે અષ્ટાવક્ર ! અજ્ઞાનનો નાશ કરનારું તે જ્ઞાન સવિકલ્પ એવું જ હોવું જોઈએ. પરમતત્ત્વનો સાક્ષાત્કાર થઈ નિશ્ચય થઈ ગયા બાદ જાગ્રતમાં સર્વે દૃશ્ય પદાર્થોમાં નિત્યશુદ્ધ સંવિત્‌નું ભાન થવું એ જ સવિકલ્પ જ્ઞાન સમજવું. એને જ મનની સંકલ્પરહિત શુદ્ધ અવસ્થા કહે છે. કેવળ (પ્રકરણ ૧૬ પાન ૨૫૧) ઉપર બતાવી ગયા તે ત્રણ પ્રકારના નિર્વિકલ્પ જ્ઞાન વડે અજ્ઞાન નિવૃત્ત થતું નથી. તેમાંથી પહેલા પ્રકારના (સમાધિ) નિર્વિકલ્પ જ્ઞાન વડે તો ક્રમે મોક્ષપ્રાપ્તિ થઈ શકે છે. પણ બાકીની બે તો તે માટે તદ્દન નિરર્થક જ છે.

નિર્વિકલ્પ જ્ઞાન પોતે કોઈનું વિરોધી નથી. તે પોતે આ શુદ્ધ એવા સવિકલ્પ જ્ઞાન વડે જ અનેક આકારે ભાસમાન થવાને માત્ર ચિત્રની ભીંત માફક અધિષ્ઠાનરૂપ છે એટલું જ.

## અજ્ઞાનની નિવૃત્તિ એ જ મોક્ષ

હવે બીજી રીતે વિચાર કરતાં શુદ્ધ સંવિત્‌નું જે નિર્વિકલ્પ જ્ઞાન એટલે કેવળ જ્ઞાન, તેના ઉપર વિકલ્પ ઉત્પન્ન થાય એટલે તે વ્યવહારમાં નામરૂપથી પ્રતીત થતું સવિકલ્પ જ્ઞાન બને છે. અર્થાત્ અજ્ઞાનને કારણે ઉત્પન્ન થતું આ સવિકલ્પ જ્ઞાન એ પણ શુદ્ધ નિર્વિ-કલ્પ જ્ઞાનમાંથી જ ઉત્પન્ન થતું હોવાથી વટબીજ ન્યાય અનુસાર તે પણ જ્ઞાન જ છે; બીજું શું ? તે જ કાર્યકારણ ઇત્યાદિ રૂપથી અનેક પ્રકારે બનેલું છે. પોતાના સ્વરૂપનું વિસ્મરણ થવું એ જ કારણ અથવા અજ્ઞાન કહેવાય. ચિદાત્મા તો સર્વત્ર પરિપૂર્ણ ભરેલો છે. તેને કશાની મર્યાદા નથી. મર્યાદા કરનાર દેશ, કાળ વગેરેની સિદ્ધતા પણ તેના વડે જ થાય છે. આવા પ્રકારના ચૈતન્યનું અપૂર્ણત્વથી જે ભાન થાય છે, એટલે કે, આ 'હું' એમ જે સ્ફુરણ થાય છે, તે પણ આ કારણ અથવા અજ્ઞાનનું જ સ્વરૂપ છે. પછી તેનો દેહાદિક સ્વત્વ એટલે પોતાપણા વડે ભાસ થવો, અર્થાત્ 'દેહ જ હું છું' એમ ભાસવું. ઇત્યાદિથી આગળ જતાં તેને તું, આ, મારું વગેરે રૂપે પલ્લવો એટલે પાન, ફણગા ઇત્યાદિ ફૂટેલા છે. એટલે આ સર્વ કાર્ય પણ કેવળ અજ્ઞાન જ કહેવાય. હે અષ્ટાવક્ર ! એ અજ્ઞાનનું નિવારણ થતાં સુધી સંસારનો નાશ કદી પણ થતો નથી, અને દરેક જગાએ પૂર્ણપણે રહેલું આત્માનું શુદ્ધ સ્વરૂપ જ્યાં સુધી સમજવામાં ન આવે, ત્યાં સુધી તે અજ્ઞાન કદાપિ નિવૃત્ત થતું નથી.

### આત્માનું જ્ઞાન બે પ્રકારનું છે.

એ આત્મસ્વરૂપનું જ્ઞાન બે પ્રકારનું થાય છે, એક પરોક્ષ અને બીજું પ્રત્યક્ષ. પરોક્ષ જ્ઞાન સદ્‌ગુરુ પાસેથી અને સત્‌શાસ્ત્ર-ના અભ્યાસ વડે થાય છે. પણ તે મોક્ષરૂપ પુરુષાર્થની પ્રાપ્તિ કરી આપવાને સાક્ષાત્ કારણ થતું નથી. અર્થાત્ આત્માનું પરોક્ષ જ્ઞાન

થવાથી પ્રત્યક્ષ મોક્ષ થઈ શકતો નથી. અપરોક્ષ જ્ઞાન વડે જ મોક્ષ થાય છે. તને જે જ્ઞાન થયું છે, તે પરોક્ષ જ્ઞાન છે. શાસ્ત્ર વડે પ્રાપ્ત થયેલું અને ફક્ત શ્રદ્ધા વડે જ માની લીધેલું અર્થાત્ અનુભવ વિનાનું લૂખું એવું આ પરોક્ષ જ્ઞાન મોક્ષફળ આપવાને સમર્થ થઈ શકતું નથી, એ તદ્દન દેખીતી વાત છે. પણ બીજું જે સાક્ષાત્ અથવા પ્રત્યક્ષ જ્ઞાન છે, તે તો સમાધિના પરિપાક બાદ જ ઉત્પન્ન થાય છે. એ જ આ અજ્ઞાનના અને તજ્જન્ય સંસારના નાશને માટે શક્તિમાન છે, અને મોક્ષરૂપી મહાશુભ ફળ પ્રાપ્ત કરી આપવા એ જ શક્તિમાન છે. જ્ઞાનપૂર્વક સમાધિ વડે જ એ મોક્ષરૂપ ફળ પ્રાપ્ત થાય છે. તેથી જ અજ્ઞ પુરુષોને પણ નિત્ય સમાધિ તો સંભવે છે છતાં તેનો કાંઈ પણ ઉપયોગ થતો નથી. દાખલા તરીકે, રત્નને ઓળખી શકતો નથી એવો કોઈ પુરુષ કોશાગારમાં રત્નને પ્રત્યક્ષ જુએ છે, છતાં તે તેણે જોયું હોય એમ તેના જાણુ-વામાં આવતું નથી. પરંતુ બીજો પુરુષ કે જેને રત્નની પરીક્ષા છે, તેનું તે તરફ લક્ષ જાય છે; એટલે જોતાંની સાથે જ તે રત્નને ઓળખી શકે છે. છતાં જો તેનું લક્ષ તે તરફ ન જાય, તો પોતે રત્નની પરીક્ષામાં ગમે તેટલો ચતુર હોય અને તે પોતાની સામે જ પડેલું હોય છે, છતાં પણ પોતે તેને ઓળખી શકતો નથી અને તેને રત્નની પિછાન થતી નથી. તેવી જ રીતે હે અષ્ટાવક્ર! તેવા મૂર્ખોને અજ્ઞાનને લીધે વિજ્ઞાનજન્ય આ મહાફળની પ્રાપ્તિ કદી પણ થતી નથી. તેનું શું થાય?

## બાલકની નિર્વિકલ્પતા નિરુપયોગી કેમ?

કેટલાક પણ્ડિતોએ આ સંબંધમાં ઘણું જ વાંચેલું હોય છે, પણ આ વિષયમાં તેમની ખરી આસ્થા નહિ હોવાથી તેમને પણ આ જ્ઞાન પ્રાપ્ત થતું નથી. તેથી કરીને તેઓ પણ મૂઢની જેમ જેવા ને તેવા જ રહી જાય છે. કોઇ માણસ આકાશમાં તારાને

પ્રત્યક્ષ જુએ છે, છતાં ફલાણો જ તારો જોયો એવું તેની જાણમાં આવતું નથી. તેને તેની નિશાનીઓની માહિતી હોતી નથી એમ કહો, અગર જાણવા છતાં તે કોઈ વખત જોઇએ તે પ્રમાણમાં આસ્થાવાળો નથી એમ કહો. પ્રત્યક્ષ નજરે જોયા છતાં પણ તે જાણી શકતો નથી, એ જ ખરું. પરંતુ જ્યારે કોઈ તે તારો દાખલા તરીકે શુક્ર, કઇ દિશામાં હોય છે, કેવડો હોય છે, વગેરે જાણી લઇ, તેને મારે ઓળખવો જ જોઇએ, એમ નિશ્ચય વડે તેનો કેડો જ લે છે, તેવાઓ જ ચિત્તને એકાગ્ર કરીને તે જોઇ શકે છે અને થોડી વારમાં જ સ્પષ્ટ ઓળખી શકે છે. તાત્પર્ય કે, મૂર્ખ માણસો અજ્ઞાનને લઇને અને બીજા કેટલાક તે બાબતમાં ઉત્સાહી હોતા નથી તેથી, નિર્વિકલ્પ સમાધિ વારંવાર પ્રાપ્ત થતી હોવા છતાં તેઓ આત્મસ્વરૂપને પિછાણી શકતા નથી. હે અષ્ટાવક્ર! સંતાડેલું ધન ભૂલી જવાથી કમનસીબે ભિક્ષા માગવા ભટકતા પુરુષની માફક તેઓ હાંસીપાત્ર જ બને છે. આથી વ્યવહારકાળમાં અનુભવમાં આવનાર એ ક્ષણિક સમાધિની દરેક અવસ્થા સંસાર નિવૃત્ત કરવાને નિરુપયોગી થાય છે. તેથી જ બાળકની સ્થિતિ નિર્વિકલ્પ હોવા છતાં તે વડે અજ્ઞાનની નિવૃત્તિ થતી નથી. આથી તે સંસારનાશના ઉપયોગમાં આવતી નથી.

## જ્ઞાન સવિકલ્પ હોવું જોઇએ!

હે અષ્ટાવક્ર! આત્મસ્વરૂપની ઓળખાણ કરી આપનારું તે જ્ઞાન ખાસ કરીને સવિકલ્પ જ હોવું જોઇએ. (વધુ માટે પ્રકરણ ૧૦ જુઓ.) એ સવિકલ્પ જ્ઞાન જ સંસારનું બીજભૂત અજ્ઞાન નિવૃત્ત કરી શકે છે. આને જ સહજસમાધિ કહેવામાં આવે છે. અનેક જન્મોનાં પુણ્યકૃત્યથી આત્મદેવતા જ્યારે પ્રસન્ન એટલે સંતુષ્ટ થાય છે, ત્યારે જ તેને સંસારમાંથી છૂટવાની ઇચ્છા થાય છે, નહિ તો કરોડો કલ્પો પણ તેવી અજ્ઞાનતામાં જ ચાલ્યા જાય છે.

પ્રથમ તો પ્રાણીનો જન્મ મળવો કઠણ, તેમાં વળી મનુષ્યજન્મ મળવો એ ઘણું જ દુર્લભ, તેમાંય વળી બુદ્ધિ સૂક્ષ્મ હોવી એ તો ક્વચિત જ. કારણ કે, હે અષ્ટાવક્ર ! આ પૃથ્વી ઉપર સ્થાવરના પ્રમાણમાં એક શતાંશ જેટલું પણ ચેતન જણાતું નથી. ચેતન પ્રાણીઓના પ્રમાણમાં એક શતાંશ પણ મનુષ્યો નથી. અને મનુષ્યોમાં પણ પશુ જેવી વૃત્તિના માણસો તો કરોડો છે. તેઓ સારુંનરસું કાંઈ પણ સમજતા જ નથી અને પુણ્યપાપ વગેરે કાંઈ પણ જોતા જ નથી. વળી બીજા કરોડો માણસો તો વિષયની પાછળ જ પડેલા હોય છે. તેમાં જે શિક્ષક રહ્યા તે પૈકી કેટલાકોને પંડિતાઈના ભ્રમથી ગર્વ થયેલો હોય છે અને તેથી ફરી ફરીને જન્મ લેવાનું જ તેમને ગમે છે. તેમાં પણ કેટલાક તો બુદ્ધિશાળી છે, છતાં તેમનાં ચિત્ત-માંનો મેલ પૂર્ણપણે નાશ થયેલો હોતો નથી. તેથી તેમને આ અદ્વૈત આત્મપદ એટલે ' કાંઈ જ નથી ' એમ શૂન્યવત્ લાગે છે અને તેઓ નાસ્તિક બને છે; અને તે પણ યોગ્ય જ છે. કારણ કે ઈશ્વરની માયાશક્તિ વડે આ અદ્વૈત પરમપદ આચ્છાદિત થયેલું હોવાથી તે માયા વડે અંધ બનેલા આ તમામ અભાગી લોકોને તે કેમ કરીને પ્રાપ્ત થાય ? તેથી તે પરમપદ, માયામાં મોહિત થયેલા તેવા શૂન્યરૂપ બનેલા પુરુષોની બુદ્ધિમાં આવતું નથી. બીજા કેટલાક તો એવા કમનસીબ હોય છે કે, તેઓ પોતાની બુદ્ધિમાં આવવા છતાં પણ ન છાજતા એવા જાતજાતનાં અભિમાનો રાખીને કુતર્કને જ વધાર્યા કરે છે.

## હાથમાં આવેલો ચિંતામણિ ફેંકી દે છે

અરે ! આ પરમેશ્વરની માયા એટલી બધી વિલક્ષણ છે કે, તે પદ નજરે પડયું હોવા છતાં પણ આ લોકો કુકલ્પનાઓ કરીને હાથમાં આવેલો ચિંતામણિ ફેંકી દે છે. પણ જેમને આરાધના વડે તે પરમદેવતા પ્રસન્ન થયેલી હોય છે, તે ભાગ્યશાળી પુરુષ જ માત્ર

આ માયાના ફેરામાંથી છૂટે છે અને સદ્વિચાર તથા શ્રદ્ધાનો આશ્રય લઇ છેવટે તે આ પરમપાવન પદને પામે છે.

## આત્મજ્ઞાન થવાનો સયુક્તિક ક્રમ

હે અષ્ટાવક્ર ! તેનો ક્રમ તને કહું છું તે તું એકાગ્રચિત્ત વડે સાંભળ. અનેક જન્મોના પુણ્ય વડે દેવતા ઉપર ભક્તિ થાય છે, તે વડે તે દેવતાની દીર્ઘકાળ સુધી આરાધના કરવામાં આવે છે. ત્યાર બાદ તેની કૃપા વડે જ વિષયો તરફ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે અને તે પદ મેળવવા માટે ઉત્કંઠા પ્રાપ્ત થાય છે. ત્યાર બાદ વિષયો ઉપર વૈરાગ્ય અને તે પદપ્રાપ્તિની ખરી ઉત્કંઠા થઇ તે સાથે શ્રદ્ધા પ્રાપ્ત થાય છે અને આગળ ઉપર સમય આવતાં સદ્ગુરુનો મેળાપ થાય છે. બાદ તેમના ઉપદેશથી અદ્વૈત એવા પરમપદનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. એ જ્ઞાન પરોક્ષ જ હોય છે. એટલે કે અદ્વૈતપદ એ અમુક જાતનું જ છે, એટલી જ ભાવના તે વખતે તેને ઉત્પન્ન થાય છે. પછી સાધકને તે અદ્વૈત આત્મસ્વરૂપનો સમ્યક્ એટલે સારાસાર અને સમભાવનાયુક્ત વિચાર કરવો પડે છે. તે પછી સુવિચાર વડે ક્રમે ક્રમે તેની ઉપપત્તિ જણાય છે અને છેવટે તેની તમામ શંકાઓ નષ્ટ થાય છે. તે બાદ આ નિશ્ચિત થયેલા સ્વરૂપભૂત અદ્વૈતતત્ત્વનો દૃઢ નિશ્ચય વડે નિદિધ્યાસ કરવો પડે છે. દીર્ઘપ્રયત્ન વડે અને બળાત્કારથી ચિત્ત તદાકાર—અર્થાત્ મનનો એક વખતે નિરોધ થઇ નિર્વિકલ્પતાને પ્રાપ્ત થાય છે. પછી 'તે તત્ત્વ હું જ છું' એવા પ્રકારના સવિકલ્પ જ્ઞાન વડે તે નિદિધ્યાસની પણ પૂર્ણતા થાય. એટલે આ સંસારકારણ જે અજ્ઞાન તે નિઃસંશય નષ્ટ થઈ જાય છે. ઉપર પ્રમાણે જ્યારે નિર્વિકલ્પરહિત સવિકલ્પ જ્ઞાન સાધ્ય થઈ સહજસમાધિ સુધી પરિપક્વ થાય છે, ત્યારે જ તેને અદ્વૈતનો સાક્ષાત્કાર થાય છે. તેના અભ્યાસ વડે આગળ જતાં માત્ર સ્મૃતિ થવાની સાથે જ તે પદનું તેને નિત્ય પ્રતિ પ્રત્યક્ષ દર્શન થવા માંડે છે. અને તે અદ્વૈત પરમાત્મા હું જ છું,

એવું સવિકલ્પ જ્ઞાન પ્રત્યક્ષ અનુભવમાં આવે, એટલે તે તત્ક્ષણે જ આ સંસાર ઉત્પન્ન કરનારા અજ્ઞાનને તેના પરિવાર સાથે નષ્ટ કરે છે.

## વિકલ્પોનો લોપ એ જ ધ્યાનની પરિપક્વ દશા

વિકલ્પોનો લોપ થવો એ જ ધ્યાનની પરિપક્વ દશા. વિકલ્પો અનંત આકારના હોય છે અને નિર્વિકલ્પ સ્થિતિ એકાકાર હોય છે. અન્ય ભાવનાઓનો ઉદય થતો બંધ થાય એટલે તુરત જ વિકલ્પો બંધ થાય છે, અને વિકલ્પો બંધ થયા પછી નિર્વિકલ્પ અવસ્થા સ્વતઃસિદ્ધ જ છે. ચિત્ર ભૂસી નાખ્યા બાદ જે પ્રમાણે ભીંત ઊભી જ હોય છે, ભીંત પ્રાપ્ત કરવાનું એટલે માત્ર ચિત્ર ભૂસી નાખવાનું એટલું જ કાર્ય કરવાનું હોય છે, તે પ્રમાણે વિકલ્પ નષ્ટ થયા પછી મન સ્વભાવતઃ જ નિર્વિકલ્પ રહે છે. વિકલ્પોનો ત્યાગ એટલે જ શુદ્ધ નિર્વિકલ્પ આત્મસ્વરૂપસ્થિતિ. તે કરતાં મોટું બીજું કોઈ પણ સ્થાન મેળવવા જેવું નથી. આ સ્થાનની પ્રાપ્તિના સંબંધમાં જ માયાના જોર વડે મોટા મોટા વિદ્વાનો પણ મૂઢ બને છે; પરંતુ ઉત્તમ બુદ્ધિમાન લોકોને તે પદ એક ક્ષણ માત્રમાં જ પ્રાપ્ત થાય છે.

## વગરકષ્ટે આત્મસાક્ષાત્કારનો માર્ગ

અષ્ટાવક્ર ! અધિકારી લોકો ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એમ ત્રણ પ્રકારના હોય છે. ઉત્તમ હોય છે તે તો ઉપદેશ કરવામાં આવે છે, તે વખતે જ એ આત્મસ્વરૂપને ઓળખે છે. તેમને વિચાર અને ધ્યાન એ બન્ને બાબતો સાંભળતાં સાંભળતાં જ થાય છે. એવા લાયક અધિકારીને તે પદની પ્રાપ્તિને માટે કાંઇ પણ સાધન કરવાની જરૂર પડતી નથી, તેમ લેશમાત્ર પણ કષ્ટ થતું નથી. તેઓ તો ફક્ત વિવેકયુક્ત વિચારદ્વારા જ સત્ય તત્ત્વને જાણી લે છે અને તરત જ તેવો નિશ્ચય કરી નિઃશંક બને છે. તેઓ ધ્યાનમાં નિમગ્ન થઇ આત્મતત્ત્વના સાક્ષાત્કારમાં તન્મય એટલે એકરૂપ બની

જાય છે. આ પ્રમાણે એક વખતે તેને નિર્વિકલ્પ અવસ્થા થઇ તેમાંથી ફરીથી ઉત્થાન થાય છે. પછી થોડા વિચાર વડે સર્વત્ર પોતાનું જ આત્મસ્વરૂપ વ્યાપેલું છે. એવો સ્વાનુભવ લઇ પોતે જ્ઞાતજ્ઞેય અને કૃતકૃત્ય થયેલો જીવન્મુક્ત યોગી શુષ્ક પર્ણવત્ અર્થાત્ સૂકાં પાંદડાઓને જેમ વાયુ જ્યાં લઇ જાય ત્યાં તેઓ જાય છે તેમ જગતમાં સર્વત્ર વિહાર કરે છે.

## શ્રેષ્ઠ અધિકારી જનક

હવે મારો જ ઇતિહાસ જો. ઉનાળાના દિવસો હતા. રાતના ચંદ્રપ્રકાશ વડે પૃથ્વીનો સર્વ ભાગ સુશોભિત થયેલો હતો. તે સમયે હું મારા મહેલની સામેના બાગમાં એક સુંદર પલંગ ઢાળીને મારી પત્ની સાથે બેઠો હતો. તે વખતે આકાશમાં અદ્વૈતતત્ત્વ સંબંધી સિદ્ધગણોએ કરેલું મધુર ભાષણ મારે કાને પડયું. તરત જ તે પદ મારા ખ્યાલમાં આવ્યું. અષ્ટાવક્ર! તેટલા જ સમયમાં મેં વિચાર કર્યો, નિશ્ચય કર્યો અને ધ્યાન પણ કર્યું. તેમજ છેવટે આત્મ-સ્વરૂપને ઓળખ્યું. આમ અર્ધ મુહૂર્તમાં જ તે પદ મારા લક્ષમાં આવ્યું. પછી એક મુહૂર્ત સુધી મને નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થઇ. ત્યારે હું આખો ય પરમાનન્દસમુદ્રમાં ડૂબી ગયો. એવી જાતની મારી સ્થિતિ થઇ. ત્યાર પછી થોડી વારે સમાધિમાંથી જાગૃત થયા બાદ હું વિચાર કરવા લાગ્યો કે, 'અહાહા ! એ પરમાનંદથી ભરેલું અદ્ભુત અને અપૂર્વ સ્થાન આજ મને મળ્યું. હું ફરી ત્યાં જ પ્રવેશ કરું. કારણ ઇન્દ્રાદિકોનું સ્વર્ગીય સુખ પણ તેની આગળ એક અંશ સુધ્ધાં પણ નથી. બ્રહ્મલોક સુધીનું સુખ જોઇશું, તો તે પણ આની લેશમાત્ર પણ બરાબરી કરી શકે નહિ. ઓહો ! મેં આજ સુધી આટલા બધા દિવસો નકામા ગુમાવ્યા. ચિંતામણિથી ભરેલો પોતાનો ખજાનો ભૂલીને જેમ કોઇ મૂર્ખ માણસ એક મૂઠી લોટને માટે આશાથી ઘેર ઘેર ભીખ માગતો ભટકે

છે, તેમ આ તમામ લોકો આત્મીય પરમાનંદના સંબંધમાં અજ્ઞાન વડે શંકામાં પડી ઘણો જ શ્રમ કરે છે અને તેમાં તેઓ શું મેળવે છે? એક કોડી મૂલ્યનું વિષયસુખ! આ કેવો ચમત્કાર હશે વારુ! તો આજ સુધી આ ક્ષુદ્ર એવા બાહ્ય સુખને માટે મેં પણ જે પરિશ્રમો લીધા તે બસ થયા. હવે હું આ નિઃસીમ પરમાનંદનું પૂરેપૂરું સેવન કરવામાં જ તદ્દન તત્પર થઇને રહીશ. આ કંટાળો ઉપજાવે એવો બાહ્ય વ્યવહાર હવે બસ થયો. પિષ્ટ-પેષણ (ચાવેલું ચાવવું) કરવા માફક આ વ્યવહારથી મને શો લાભ થવાનો? આ તમામ બાહ્ય વિષયો દુર્લક્ષ કરવા જેવા તુચ્છ છે. અરે જુઓ, ફરી ફરીને તેનું તેજ અનાજ, તેજ પુષ્પ-માળાઓ અને તેજ બિછાનાં! તેમાં નવું એવું શું છે? આમ છે તો પછી તેમાં કયો સ્વાદ? અલંકાર પણ તે જ અને ભોગવવા-ની સ્ત્રીઓ પણ તે જ. પહેલાં આ સર્વનું જ મેં સેવન કર્યું અને હાલમાં પણ તે જ ચાલી રહ્યું છે. આમાં શો અર્થ છે? તાત્પર્ય કે, આ સર્વ વ્યર્થ છે. છતાં પણ સર્વ લોકો એ જ માર્ગે જાય છે, તેનો મને પણ આજ સુધી કાંઈ વિચાર ઉત્પન્ન થયો નહિ. અરેરે! આ કેવો મોહ છે!'

## અંતર્મુખ થવાની તૈયારીમાં—

હે અષ્ટાવક્ર! આમ વિચાર વડે આ બાહ્ય જગતનો ત્યાગ કરીને ફરીથી હું અંતર્મુખ થવાની તૈયારી કરતો હતો તેવામાં મને વળી એક જુદો જ શુભ વિચાર સૂઝ્યો. મને એમ થયું કે, 'ઓહો! મારા ચિત્તમાં આ આવો મોહ કેમ ઉત્પન્ન થયો વારુ? આનંદ વડે પરિપૂર્ણ ભરેલો જે આત્મા તે જ 'હું' પોતે હોવાથી ફરીને મોહમાં પડી આમ કાંઈ પણ કરવાનું શાથી મનમાં લાવી રહ્યો છું? હવે મારે શું મેળવવાનું બાકી રહ્યું છે?

## મારે અપ્રાપ્ત શું છે?

પહેલી વાત તો એ કે મારે અપ્રાપ્ત શું છે? અને તે હવે

ક્યાં મળશે ? ક્યારે મળશે ? અને કેવી રીતે મળશે ? ઉપરાંત એમ છે કે આજે જે અપ્રાપ્ત છે, તેની કાલે પ્રાપ્તિ થઈ તોપણ શું ? તે કાયમની કેવી રીતે થવાની ? પણ પહેલાં તો મારા અનંત ચૈતન્યસ્વરૂપમાં ક્રિયા જ કેવી રીતે સંભવે ? દેહ, ઇન્દ્રિયો અને મન એ તો સર્વ સ્વપ્નાની માફક મિથ્યા છે. તેવી જ રીતે હું અખંડ એકરસ ચિદાત્મા હોવાથી તે તમામ મારાં જ છે. તો પછી તેમાંથી એકલા અંતઃકરણને નિરુદ્ધ કરીને શું થવાનું છે ? નિરુદ્ધ વિનાનાં ઇતર મન, બુદ્ધિ વગેરે બીજાં કોઇનાં છે કે ? તે પણ મારાં જ છે. જગતમાંના નિરુદ્ધ અને અનિરુદ્ધ તમામ મનોભાવો મારામાં જ ભાસમાન થાય છે, તો પછી એકલા મનને નિરુદ્ધ કરવાનો મને આ શો મોહ ઉત્પન્ન થયો છે ? ઉપરાંત મારું સ્વરૂપ તો એવું છે કે, તમામ મનોનો ( મન અને તેના ભાવનો ) નિરોધ કરીને પણ મારો 'હું એટલે તત્પદનો' નિરોધ તો થવાનો જ નથી. મહાકાશ કરતાં પણ અતિ વિસ્તારવાળા એવા મારો "તત્-પદનો" નિરોધ કેવી રીતે સંભવે ? તેવી જ રીતે મારા પૂર્ણ આનંદ-સ્વરૂપને ઠેકાણે સમાધિ પણ કેવી રીતે હોઇ શકે? ચિદાનંદ વડે ભરપૂર અને ગગન કરતાં પણ પૂર્ણ એવા મારા આત્માનું શુભ વા અશુભ કરે એવી કઈ ક્રિયા છે વારુ? અગર તે હોય જ કેમ ? ઉપરાંત મારા જ સામર્થ્ય ઉપર ક્રરોડો ભાસ થતા હોવાથી તેમાં કોઇ આભાસાત્મક ક્રિયા ભાસમાન થાય તોપણ શું અને ન થાય તો યે શું? મને તો કર્તવ્ય અગર અકર્તવ્ય એ બન્ને તલમાત્ર પણ નથી, ત્યારે આ નિરોધનો પણ શો અર્થ છે ?

## ઉત્તમ અધિકારીની સ્થિતિ

સત્ય અને પૂર્ણ સ્વભાવનો 'હું' (વૃ. ૧) સમાધિમાં અથવા ઉત્થાનદશામાં સદા આનંદથી ભરપૂર ભરેલો છું. તો હવે આ દેહ, આ ઇન્દ્રિયો, આ મન, આ બુદ્ધિ, એ તમામ સ્વભાવ વડે જ— પૂર્વસંસ્કાર વડે જ—જે જે કર્મમાં, વિષયોમાં અથવા વિચારોમાં

પ્રવૃત્ત થતાં હોય તેમાં તે ભલે પ્રવૃત્ત થાઓ! અને સ્વભાવથી જ જે જે વડે તે વિવૃત્ત થતાં હોય, તેનાથી તે ભલે નિવૃત્ત થાઓ! તેમની પ્રવૃત્તિ વડે અગર નિવૃત્તિ વડે મારા અસંગ, ચિદાનંદપૂર્ણ અને સર્વત્ર ( ચરાચર વ્યાપક ) આત્માને હાનિ પણ શી થવાની છે અને લાભ પણ શો થવાનો છે ?' હે અષ્ટાવક્ર! એવી રીતે મને સ્વરૂપનું અનુસંધાન પ્રાપ્ત થયા પછીથી હું હંમેશ સ્વસ્થ હોઇને પરમાનંદનો સાગર જ બની ગયો છું. મારા પ્રકાશનો અસ્ત કદાપિ પણ થતો જ નથી. હું અત્યંત પરિપૂર્ણ અને સર્વ સંગરહિત છું. આ મારી એટલે ઉત્તમ અધિકારીની સ્થિતિ મેં તને કહી.

## મધ્યમ અને કનિષ્ઠ અધિકારી

મધ્યમ અધિકારીને ક્રમે શ્રવણ, મનન અને નિદિધ્યાસન એ સાધનો ચાલુ રાખવાં પડે છે, અને ત્યાર બાદ લાંબા કાળે તેને જ્ઞાન પ્રાપ્ત થાય છે. કનિષ્ઠ અધિકારીને અનેક જન્મો પછી જ્યારે સાધન પૂર્ણદશામાં આવે છે, એટલે કે જ્યારે સાધનની પૂર્ણતા થાય છે, ત્યાર પછી જ્ઞાનનું ફળ અર્થાત્ મોક્ષ પ્રાપ્ત થાય છે.

## જ્ઞાનયુક્ત સમાધિ

સાધારણ રીતે જ્ઞાનયુક્ત સમાધિ દુર્લભ હોય છે. અને તેથી વિજ્ઞાનરહિત એવી સેંકડો સમાધિઓ વડે શું થવાનું છે ? તેમનો કાંઈ પણ ઉપયોગ નથી. વ્યવહારમાં પણ જુઓ કે, કોઈ કોઈ વખત રસ્તે ચાલતાં મન નિર્વિકલ્પ હોય છે, અને તે વખતે અનેક પદાર્થો જોવામાં આવે છે, પરંતુ મનમાં તેમની ભાવના નહિ હોવાથી તે જોવા છતાં પણ તે સંબંધી અજ્ઞાન જેવું ને તેવું જ કાયમ રહે છે. તેવી જ રીતે આ નાનીમોટી સમાધિઓ પણ સ્વરૂપના ઓળખાણ વિના નિષ્ફળ જાય છે. વિકલ્પથી રહિત, કેવળ નિર્વિકલ્પ એટલે શુદ્ધ સંવિતનું જ્ઞાન એ જ આત્મસ્વરૂપ. તે જ તમામ મર્યાદાવાળા ભાન અથવા ભાસોનો આશ્રય હોવાથી હંમેશાં ભાસમાન હોવા છતાં પણ વિકલ્પના આચ્છાદન વડે

આભાસમાન જેવું થયું છે. વિકલ્પોનું નિવારણ થયું એટલે નહિ ભાસમાન થનારું તે જ ફરીથી જણાયા જેવું થાય છે. શુદ્ધ નિરાકાર-જ્ઞાન અને તે ઉપર ભાસમાન થનાર આ સાકાર જ્ઞેય. આ મુજબના દેહમાંના ભેદો નહિ ઓળખાયાથી જે આત્મસ્વરૂપ અજ્ઞાત રહેલું હોય છે, તે જ આગળ ઉપર વિકલ્પરહિત અવસ્થામાં જ્ઞાત થાય છે, એમ કહેવામાં આવે છે; બીજું કાંઈ જ મેળવવાનું હોતું નથી. તાત્પર્ય એ કે આ મુજબ આત્મજ્ઞાન થવાનો સયુક્તિક એટલે વ્યવસ્થિત ક્રમ છે. તે તમામનું તેં શ્રવણ કર્યું છે. હવે વિચાર વડે તેનું આકલન કરી શકાશે; અને તે આત્મતત્ત્વનું પ્રત્યક્ષ જ્ઞાન થયા પછી જ તું કૃતાર્થ થઈશ.

આ મુજબ અષ્ટાવક્રને ઉપદેશ કરી જનકરાજાએ તેનો યોગ્ય સત્કાર કરી તેને સ્વસ્થાને વિદાય કર્યો પછી મનન અને નિદિધ્યાસન વડે તેણે પરમાત્મસ્વરૂપને જાણ્યું અને છેવટે તેના તમામ સંશયો નષ્ટ થઈ તે જીવન્મુક્ત અવસ્થાને પ્રાપ્ત થયો.

---

## પ્રકરણ ૧૮ મું

### 'હું' નથી તો વળી 'તારો' ક્યાંથી ?

દત્તાત્રેય બોલ્યાઃ 'પરશુરામ ! એ 'વેદવેદ્યા' એટલે વેદ્ય પદાર્થરહિત શુદ્ધ સંવિત્ કેવી રીતે અનુભવમાં આવે છે એ તને કહી સંભળાવ્યું. આ શુદ્ધ જ્ઞાનકળા કારણવશાત્ ઉપલબ્ધ થવાના પ્રસંગો વ્યવહારમાં પુષ્કળ હોય છે. પરંતુ માયા વડે મોહિત થયેલા લોકો તેને ઓળખી શકતા નથી, તેથી જ તેનું સ્પષ્ટ જ્ઞાન થતું નથી. એ સ્થિતિ સૂક્ષ્મ દૃષ્ટિના મનુષ્યોના જ જાણવામાં આવે છે, બીજાઓના જાણવામાં આવતી નથી. પરશુરામ ! બહુ બોલીને શું કરવાનું છે ? હું તને સાર કહું છું. દરેક વસ્તુ મનથી જ× જાણવામાં આવે છે. એટલે મન ( સાક્ષીભાવથી પર એવું જે ચિત્-

---

× પ્રકરણ ૧૬, પાનું ૨૪૯, (શ્લોક 'ફ' ક્રમાંક ૧) નીચેની ટીપણી સહિત જુઓ.

સ્વરૂપ ) એ કાંઈ વેદ્ય ન હોઇ શકે, અને વેદ્ય વસ્તુનું ભાન હોતું નથી તે વખતે પણ મન તો મોજૂદ જ હોય છે. એ પણ તારી નજરમાં આવે તેવું સ્પષ્ટ છે. તેથી મનની તેવી અવસ્થાને જ વેદ્ય-રહિત શુદ્ધ સંવિત્ કહેવામાં આવે છે. પ્રકાશ અથવા જ્ઞાન એ જ તેનું સ્વરૂપ હોવાથી તે હંમેશાં જ્ઞાનમય જ હોય છે. તે મળવા માટે બીજા કોઇની અપેક્ષા છે એમ કહીએ તો ફરી તેને બીજાની અપેક્ષા છે એમ થશે. એટલે તે માર્ગથી તેનો અંત નહિ આવતાં અનવસ્થિતિદોષ ઉત્પન્ન થશે. અને પછી કોઇનો પણ પ્રકાશ નહિ થતો હોવાથી બધું જ અંધારું થઈ જશે. અગર પરશુરામ ! બીજી દૃષ્ટિએ વિચાર કરી જો. કોઇ એક પદાર્થ ભાસમાન થતી વખતે 'તું' પોતે ભાસમાન થતો નથી એવું કદી બને છે ખરું કે ? કારણ 'તું' જો ભાસમાન થતો ન હોય તો 'તું નથી' એમ થાય છે. તો પછી 'તારો' એ પ્રશ્ન જ ક્યાંથી ઉદ્‌ભવી શકે ? અરે ! 'તું' સ્વતઃ ( પોતે ) જ જો આકાશને આવનાર ફૂલની માફક અભાવરૂપ હોય, તો પછી 'તું' 'તારા' સ્વહિતની અર્થાત્ મોક્ષની ઇચ્છા તે શાની કરે છે ? અને એવો તારો અભાવરૂપ આત્મા તો વળી હું તને કેવી રીતે અનુભવમાં લાવી આપું, તે કહે.

## સામાન્ય કે વિશેષ રૂપ ?

હવે 'સામાન્ય રીતે ભાસમાન થનારો 'હું' વિશેષે કરીને પોતાનું સ્વરૂપ જાણતો નથી' એમ જો તું કહેતો હોય, તો પરશુ-રામ ! આમ સામાન્ય રીતે ભાસમાન થવું એ જ તારું શાશ્વત સ્વરૂપ છે. તારામાં વિશેષ ભાવનો તો લેશ પણ નથી, એ તારી નજરમાં કેમ આવતું નથી ? અરે ! તું જાણવા છતાં પણ ફરીથી નકામો ભ્રમમાં કેમ પડે છે ? તને શું કહીએ ? પદાર્થોને ભાસ-માન કરનારું જ્ઞાન તે તે વિશેષ આકારનું જ હોય છે. પણ 'તું' પોતે તો સામાન્યરૂપ જ છે અને તે સર્વ તારા વડે જ ભાસમાન થાય છે. હવે 'તું' શરીરાદિ વડે ભાસમાન થતો હોઇશ એમ

કહીએ તોપણ હું કહું છું તે સાંભળ. જે દેહાદિકથી 'તું' ભાસમાન થાય છે તે દેહાદિકનો સંકલ્પ પ્રથમતઃ ચિત્તમાં જ્યારે ઉદ્દભૂત થાય છે ત્યારે જ થાય છે. પરંતુ તેવો સંકલ્પ જ્યારે હોતો નથી ત્યારે 'તું' દેહાદિકથી કોઈ પણ વખત ભાસમાન થાય છે ખરો કે ? સૂક્ષ્મ વિચારથી 'તું' જ તારો અનુભવ લે. તે તે સંકલ્પનો બીજો કોઈ વિષય હશે અને તે દેખાય છે એમ જો કહીએ તો પછી તે પણ તારો દેહ જ છે એમ થશે. અને પછી તો જે જે સંકલ્પો થાય તે તે સર્વ તારું સ્વરૂપ જ છે એવો અર્થ નીકળે છે.

પ્રસ્તુત વિવેચનનું તાત્પર્ય એ છે કે સુવર્ણ એ સામાન્ય ભાવ હોઈ કડાંકુંડલાદિ નામરૂપ એ વિશેષ ભાવ સમજો. તેમાં સામાન્ય ભાવ જે સુવર્ણ એ સત્ય હોઇ કડાં, કુંડલ નામરૂપ એ વિશેષ ભાવો મિથ્યા ઠરે છે. કારણ કે તેમાંથી જો સુવર્ણ કાઢી લેવામાં આવે તો કડાકુંડલાદિ આકાર તથા તેનાં નામરૂપાદિ નિરર્થક ( મિથ્યા ) હોય છે. તેથી સુવર્ણ કે જે સામાન્ય ભાવ છે; એ જ સર્વ વિશેષ ભાવોનું મૂળ સ્વરૂપ કહેવાય છે. તેમ ભાગ ૧ ના વૃક્ષ અ ( પાનું ૪૩ )માં બતાવેલો ક્રમાંક ૧ 'તત્' એ જ સર્વ વિશેષ ભાવોનું મૂળ સ્વરૂપ હોઇ, તે જ સામાન્ય રૂપ છે. તે ઉપર ક્રમાંક ૨ સાક્ષી, ક્રમાંક ૩ 'હું' તથા ક્રમાંક ૪ થી ૧૬ પર્યંતનાં સર્વ વિશેષ રૂપો વિવર્તભાવે ભાસે છે. તે વિશેષરૂપમાંથી સામાન્ય ભાવ ક્રમાંક ૧ જો કાઢી લેવામાં આવે તો ક્રમાંક ૨ થી ૧૬ પર્યંતના સર્વ ભાવો અનાયાસે જ નષ્ટ થઈ જાય છે. આથી 'હું' નું ખરું સ્વરૂપ 'તત્' પદ છે એવો ભાવાર્થ નીકળે છે. એટલે જો 'હું' વિશેષરૂપે ભાસતો હોવાથી પોતાનું સામાન્ય સ્વરૂપ જાણતો નથી એમ કહેવામાં આવે તો તારામાં સામાન્ય સ્વરૂપ વિના વિશેષ સ્વરૂપનો ભાસ થવો જ શક્ય નથી. અર્થાત્ તારા ('હું') માં વિશેષ ભાવનો લેશ પણ નથી. પરંતુ ઊલટું આ સર્વ વિશેષ ભાવો તારા ( હું ) વડે જ ભાસમાન થાય છે એમ જાણવું.

બીજી શંકા એ છે કે, તે તે સંકલ્પનો કોઈ બીજો વિષય હશે અને તે વડે તે દેખાય છે, તો તેની સાથે મારા સામાન્ય સ્વરૂપનો શો સંબંધ છે? અર્થાત્ સુવર્ણરૂપ સામાન્ય ભાવમાંથી કડાંકુંડલાદિ વિશેષ ભાવો પ્રગટ્યા છે ખરા, પણ આ વિશેષ ભાવો જે કડાંકુંડળ એ પોતાના સામાન્ય ભાવ સુવર્ણને ઓળખતા નથી પરંતુ વિશેષભાવો જ વિશેષભાવને પરસ્પર ઓળખે છે; એટલે કડાં જ કુંડળને પરસ્પર ઓળખે છે એમ સમજો અને તેને ઓળખવાને માટે કોઈ ઇતર સાધન પણ વિશેષ ભાવરૂપનું જ હશે એમ સમજો. આમ હોય તો વિશેષ ભાવોની સાથે સામાન્ય ભાવનો શો સંબંધ છે? તેવી શંકાના ઉત્તરમાં કહેવાનું કે, કડાંકુંડલાદિ વિશેષ ભાવો એ તો સુવર્ણના જ ભિન્ન ભિન્ન અવયવો કહેવાય છે. તેમ જેને હું, તું મારું ઇત્યાદિ કહેવામાં આવે છે તે સર્વ વિશેષ ભાવો 'તત્' પદરૂપ સામાન્ય ભાવોના જ અવયવો કહેવાશે; આ રીતે તે વિશેષભાવ અને તેનો જે કોઈ વિષય હશે તે સર્વ તારા ('હું'ના') અવયવો જ ગણાશે. આથી તો તમામ વિશેષ ભાવો એ સર્વ તારું સ્વરૂપ જ ગણાશે. કારણ કે તું જો એકલા દેહરૂપ વિશેષ ભાવને જ પોતાનું સ્વરૂપ સમજતો હોય તો તેને તો મારો દેહ એમ કહે છે. આ મુજબ પણ જેને મારું, મારું કહેવામાં આવે છે તે સર્વ જ તારું સ્વરૂપ ગણાશે, નહિ કે એકલો દેહ જ.

આ પ્રમાણે પણ 'તું' તો સર્વાત્મક જ થયો. ત્યારે કેવળ એક દેહ માત્ર જ તું કેવી રીતે કહેવાય? હવે સર્વ વિશેષભાવોનો વિલય કરીને જોઈએ તો કોઇ પણ દૃશ્ય આકાર એ, તેને જાણનાર એવા તારું સ્વરૂપ ન હોય, એમ જ સિદ્ધ થાય છે. કારણ કે એ સર્વ આકારો દરેક સંકલ્પ સાથે પલટાતા હોય છે, અર્થાત્ સંકલ્પવશાત્ જુદા જુદા થતા રહે છે, તેથી તું તો કેવળ દૃઙ્માત્રરૂપ જ છે.

### તે જ આત્મા

આ સ્વસ્વરૂપભૂત દૃગ્દેવતા કદાપિ દૃશ્યરૂપ થતી નથી. તે

સ્વયંપ્રકાશ છે. શરીર અને દેશકાળ વગેરે ભેદાત્મક ચિત્રોના ચમત્કાર વડે જો કે 'તે' શોભે છે ખરી; છતાં પણ 'તેનામાં' (તત્માં) દશ્યભાવ લેશમાત્ર પણ નથી. તાત્પર્ય કે, માત્ર સંકલ્પ છોડ્યા બાદ શેષ રહેનારું જે શુદ્ધ ચૈતન્ય તેજ આત્મા, એવો તું નિશ્ચય કર. તેનું એકવાર દર્શન થયા બાદ એટલે તેના ઉપર અધિષ્ઠિત રહેનાર દેહાદિક ભાવ દેખાતા બંધ થાય, ત્યારે સર્વ સંસારનું કારણ જે અજ્ઞાન તે લય પામે છે, અને એ જ મોક્ષ કહેવાય છે. મોક્ષ કાંઈ ભૂતળમાં નથી, પાતાળમાં નથી અગર આકાશમાં પણ નથી. સંકલ્પનો ત્યાગ કરવાની સાથે જ જે શુદ્ધ સ્વરૂપનો અનુભવ થાય છે તે જ મોક્ષ. એ જ જીવનું મૂળ સ્વરૂપ હોવાથી તે પ્રાપ્ત નથી એવો તો કદાપિ છે જ નહિ. ફક્ત મોહ છોડ્યો એટલે કૃતાર્થતા થઈ. બીજો કોઇ મોક્ષ સંભવતો નથી. કારણ જે કરવાથી થાય છે, એટલે કે જે કૃતિસાધ્ય છે તે તો વિનાશી હોય છે, તેથી સ્વસ્વરૂપની બહાર જો કોઇ બીજો મોક્ષ હશે તો તે સસલાના શિંગડા જેવો અસત્ જ છે એમ જાણવું. સ્વસ્વરૂપ દરેક જગાએ ભરેલું હોવાથી તેનાથી બીજો મોક્ષ સંભવે પણ કેવી રીતે? તે સ્વરૂપની અંદર મોક્ષ સંભવે છે, એવું માનીએ, તોપણ તે આદર્શમાંના પ્રતિબિમ્બની માફક તદ્રૂપ જ થવાનો.

### આત્મા ભાવાભાવાત્મક હશે?

વ્યવહારમાં પણ બંધનના નાશથી અલગ એવો મોક્ષ કોઈ સમજતું નથી, અને નાશ તો અભાવાત્મક છે. પછી તે સત્ય એટલે ભાવરૂપ કેમ થાય ? એ ભાવાભાવાત્મક છે એમ કહીએ તો તેવી વસ્તુ કદાપિ પણ સંભવતી નથી. હવે 'સ્વપ્નમાંના પદાર્થો એવી રીતે ઉભયવિધ હોય છે; કારણ કે તેઓ અનુભવમાં આવે છે માટે સત્ય છે અને જાગ્રતમાં તેમનો બાધ થાય છે તેથી અભાવાત્મક પણ છે' એમ જો કોઇ કહેશે તો તેનો ઉત્તર એ છે કે પદાર્થનો અનુભવ નહિ થતાં તેના અભાવનો જ માત્ર

અનુભવ થવો એનું નામ બાધ. એવો બાધ જેનો થાય છે તે અસત્ય અને થતો નથી તે સત્ય છે. આ સ્વપ્નાદિક દશ્યોનો તો તે પદાર્થો નાશ પામીને એટલે જાગૃતિમાં આવ્યા બાદ અર્થાત્ તે સ્વપ્નમાંના દશ્ય પદાર્થોનો જાગૃતિમાં પ્રત્યક્ષ અનુભવ નહિ આવતાં બાધનો જ માત્ર અનુભવ આવે છે; આથી તેનો બાધ થયો એમ કહેવામાં આવે છે. આ ઉપરથી તે પરમતત્ત્વ સ્વપ્ના જેવી ભાવાભાવાત્મક વસ્તુ છે એમ કહેવું તે પણ તદ્દન અસત્ય છે, એમ સહેજે સિદ્ધ થાય છે. દોરીને સર્પ સમજવું એ ભાવ તથા તે સર્પ નથી પરંતુ દોરી છે એમ જાણવું તે અભાવ, એમ સમજો. હવે દોરીને સાપ કહો કે દોરી કહો, તેથી તેમાં કિંચિત્ માત્ર કોઇ પણ પ્રકારનો વિકાર સ્પર્શ કરી શકતો નથી. તેમ તે દોરી જાણતી પણ નથી કે મને કોઇએ સર્પ કહ્યો હતો અને હવે દોરી કહે છે. એવા પ્રકારે સાક્ષીસહ ભાવ અને અભાવનો વિલય થતાં જે નિઃશેષ-પદ રહે, તે જ વૃક્ષાંક ૧ 'તત્' એવું તે ચિત્–તત્ત્વ અથવા આત્મચૈતન્ય છે. તેથી કરીને જેને કોઈ પણ વખત અગર કોઈ પણ ઠેકાણે અભાવનો તલ માત્ર પણ સ્પર્શ થતો નથી એવી જાતનું એક ચિત્–તત્ત્વ જ માત્ર હંમેશ સત્ય છે, તેથી તે સ્વરૂપથી ભિન્ન એવો બીજો કોઈ મોક્ષ હોય તો તે કોઇ પણ હિસાબે સત્ય નથી. તે પૂર્ણ સ્વરૂપનું જે કેવળ સ્ફુરણ તેને જ મોક્ષ કહેવામાં આવે છે.

## ચૈતન્યને કોણ મર્યાદિત કરી શકે ?

ચેત્ય પદાર્થને દૂર ખસેડતાં જ અવશેષ રહેનારું જે ચૈતન્ય તે પોતે તો પરિપૂર્ણ જ છે. ચેત્યનો આભાસ એ જ ચિતિનું સંકોચન અથવા મર્યાદિતપણું કહેવાય છે. તેના અભાવે ચિત્સ્વરૂપ સર્વ પરિચ્છેદ શૂન્ય અને પરિપૂર્ણ છે. હવે તેને કાલાદિકની મર્યાદા હોય એવું તું કદાચ કહે તો તે મર્યાદા ચેતન હશે અગર જડ હશે તે કહે વારુ? જડપક્ષ તો લેવાય જ નહિ, કારણ કે જે જાતે જ જડ હોય તે ચિતિને મર્યાદામાં કેવી રીતે લઇ શકે?

અને ચેતન પક્ષ લઇએ તો એ ચિત્સ્વરૂપ જ સર્વત્ર ફેલાયું છે; તેના વિના બીજું કાંઈ પણ નથી. વ્યવહારમાં જે કોઇ ભાવ કાલાદિકથી પરિચ્છિન્ન હોય છે તે ભાવ અને તે કાલાદિનો પરિચ્છેદ એ બન્ને જ્યારે આ ચૈતન્યથી જ વ્યાપી જાય છે ત્યારે જ તે આ ચિત્સ્વરૂપની સ્થિતિને પામે છે. તેના ઉપર જો ચૈતન્યની વ્યાપ્તિ થયેલી ન હોય તો તે પરિચ્છેદ છે એમ પણ સિદ્ધ કેવી રીતે કરી શકાય? કારણ કે તે ચૈતન્ય વિના બીજો કોણ જાણી શકે? ચૈતન્યથી અલગ જો કાંઈ ચેત્ય સંભવતું હોય તો તેનાથી કદાચ ચૈતન્યનો પરિચ્છેદ થઇ શકયો હોત. પરંતુ ચૈતન્યથી અલગ ચેત્ય સિદ્ધ થવું એ સર્વથા અશકય જ છે.

ચૈતન્ય એટલે જ્ઞાન. પછી જે જ્ઞાનની બહારનું હોય અર્થાત્ જેનો સંબંધ જાણપણા સાથે એટલે જ્ઞાનની સાથે આવતો નહિ હોય, તેનું અસ્તિત્વ પણ કેવી રીતે મનાય? હવે જો આ કાલાદિકનો ચિદ્રૂપ સાથે પૂર્ણપણે સંબંધ ન હોય પણ ફક્ત એકાંશે જ થતો હોય અને અન્ય અંશથી તે મર્યાદિત થશે એમ માનીએ તો તે પણ સંભવતું નથી. કારણ, ચૈતન્ય વિના તે ભાસમાન જ કેવી રીતે થાય? તેથી બાહ્ય પદાર્થો સુધ્ધાં આ ચિત્સ્વરૂપમાં જ સમાયેલા છે. એ મુજબ તમામ ચેત્ય જાત, ચૈતન્યના એટલે જ્ઞાન કે જાણવાના અંતરમાં જ છે. તો પછી તે તેનો પોતાનો જ પરિચ્છેદ કેવી રીતે બને? માટે પરશુરામ, ચેત્યનું સ્વરૂપ મિથ્યા છે એ તું સારાસાર વિચાર વડે લક્ષમાં લાવ. જે જે ચૈતન્યની અંદર ભાસમાન થનાર હોય છે તે તે સર્વ પ્રતિબિંબ સ્વરૂપનું જ હોવું જોઇએ. કારણ કે એક પદાર્થની અંદર બીજો પદાર્થ હોઇ શકતો જ નથી, એ વ્યવહારમાં પણ સ્પષ્ટ દેખાય છે. નહિ તો પછી એકબીજાની અંદર સર્વ પદાર્થોનું મિશ્રણ થાય તો પછી વાસણ કયું ઓળખવું અને વસ્ત્ર કયું ઓળખવું? એટલે સર્વત્ર સાંકર્યદોષ ઉત્પન્ન થશે. પરશુરામ! આ બાહ્ય ભાસ એ સર્વ ભ્રમમૂલક છે એમ હું તને

પ્રથમ જ કહી ગયો છું; તેથી ચૈતન્યના આશ્રય વડે ભાસમાન થતા એ જુદા જુદા પરતંત્ર ભાવો પોતે પોતાની મેળે જ સત્ય કેમ કરી થાય, તે કહે વારુ. અરે, આ ચૈતન્યસ્વરૂપ આત્મા જ પોતાની સ્વતંત્ર સત્તા અને શક્તિ વડે તે તે પદાર્થોના આકારે ભાસે છે, એ વિના બીજું કાંઇ પણ નથી.

## સર્વત્ર ચૈતન્ય જ વ્યાપેલું છે

તાત્પર્ય એ છે કે, મૂળ મહાકાશનાં જ ઘટાકાશ અને મઠાકાશ વગેરે નામો છે. આ ઘટ અથવા મઠ વડે જ તેમાંના આકાશને ઘટાકાશ અને મઠાકાશ એ પ્રમાણે પરિચ્છેદ કે મર્યાદા પ્રાપ્ત થયેલી છે. પરંતુ આ ઘટ અથવા મઠનું અસ્તિત્વ તો મહાકાશના આધાર વડે તેની જ સત્તાથી મહાકાશની અંદર છે, તેથી તે કાંઇ મહાકાશને મર્યાદિત કરી શકતું નથી. જ્યારે મઠ તથા ઘટનો નાશ થાય ત્યારે તેમાંના ઘટાકાશ યા મઠાકાશનો વિલય પણ મહાકાશમાં અનાયાસે જ થઈ જાય છે. તેમજ કાળ અને દેશ ઇત્યાદિ પણ ચિદાકાશ કે ચૈતન્યાકાશના આધાર વડે અને તેની જ સત્તાથી અસ્તિત્વ ધરાવે છે. જેમ ઘટાકાશ–મઠાકાશનું અસ્તિત્વ મહાકાશમાં મહાકાશની સત્તા વડે જ હોય છે, તેમ દેશ-કાળાદિનું અસ્તિત્વ પણ ચિદાકાશની સત્તા વડે જ હોય છે. આથી, જેમ ઘટ તથા મઠનો નાશ થતાં તેમાંના ઘટાકાશ તથા મઠાકાશનો મહાકાશમાં અનાયાસે જ વિલય થઈ જાય છે, તેમ કાળ તથા દેશરૂપ મર્યાદા કે પરિચ્છેદનો નાશ થતાં જ તે ચિદાકાશ સર્વ પરિચ્છેદ ( મર્યાદા ) રહિત અને પરિપૂર્ણ જ છે. હવે ઘટ તથા મઠની ઉત્પત્તિ પણ મહાકાશમાંથી જ વાયુ, વહ્નિ, જલ, પૃથ્વી ઇત્યાદિ વિવર્તક્રમે થયેલી હોય છે. તેથી તે પણ મહાકાશથી ભિન્ન નથી. તેમ કાળ તથા દેશાદિ મર્યાદા પણ ચૈતન્ય કે ચિદાકાશના આધાર વડે જ ભાસમાન થતી હોવાથી તે પણ વટબીજ ન્યાયાનુસાર ચિદાકાશથી જરા પણ ભિન્ન નથી. આ પ્રમાણે

તે ચૈતન્ય અથવા ચિદાકાશ જ પોતાની સ્વતંત્ર સત્તા અને શક્તિથી પોતે જ કાળ તથા દેશાદિ રૂપે મર્યાદિત બની ભિન્નભિન્ન અનેક નામરૂપો વડે ભિન્ન ભિન્ન પદાર્થોના આકારે ભાસમાન થાય છે.

## આ ગળે ઊતરે તેમ નથી

એ મુજબ દત્તાત્રેયનું ભાષણ સાંભળીને પરશુરામ વળી વધારે સંશયમાં પડી ગયો. એટલું જ નહિ પણ તેને તમામ ગળે ઊતરતું જ બંધ થયું. અનેક જાતના આક્ષેપો તેના મનમાં ઉત્પન્ન થયા. તેણે કહ્યું: 'હે દયાનિધિ! મારા મનમાં અનેક શંકાઓ છે તેનું આપ નિવારણ કરો. પ્રથમ પ્રશ્ન તો એ છે કે હે ભગવન્! આપ જે કહો છો તે તમામ અશક્ય છે એવું મને લાગે છે. કારણ (૧) શુદ્ધ સંવિત્ એક જ હોઈ તે જ જુદા જુદા આકારમાં જણાય છે, એ સંભવનીય લાગતું નથી. સંવિત્ અને વેદ્ય એવી બે વસ્તુઓ છે એવો દરેકનો વ્યવહારમાં અનુભવ છે. તેમાં આપના કહેવા મુજબ ચિતિ પોતે સ્વપ્રકાશસ્વરૂપ ભલે હોય, પરંતુ ચેત્ય અથવા વેદ્ય એ તો ચૈતન્ય વડે જ પ્રકાશમાન થનારા જુદા છે અર્થાત્ ચૈતન્યથી ભિન્ન છે. જેમ વ્યવહારમાં પણ પ્રકાશ વડે ભાસમાન થતી વસ્તુઓ પ્રકાશથી અલગ હોય છે, તેમ ચૈતન્ય ઉપર ભાસમાન થનાર ચેત્યજાત તેનાથી અલગ હોય એ પણ તદ્દન શક્ય છે. ઉપરાંત આપના કહેવા મુજબ ચેત્ય એ ચૈતન્યાત્મક જ છે એમ અનુભવમાં પણ આવતું નથી. [(૧)આમાં (૧) ચિતિ, (૨) ચૈતન્ય અને (૩) ચેત્ય અથવા ચેતના એ મુજબની ત્રિપુટીઓનો સમાવેશ થયેલો છે તે ક્રમ સમજવાને માટે (૧) પ્રકાશક, (૨) પ્રકાશ અને (૩) પ્રકાશ્ય ને ધ્યાનમાં રાખવું] સ્વામિન્ દત્તાત્રેય! અનેક શંકાઓ મારા હૃદયને કોરી ખાય છે. માટે આપ મારી એકેક શંકાનું ક્રમવાર નિવારણ કરો.'

## મનનું સમાધાન થતાં સુધી પ્રશ્ન કરવો

સર્વજ્ઞ દત્તાત્રેયને આ સીધો પ્રશ્ન સાંભળીને ઘણો જ સંતોષ

થયો. તેમણે કહ્યું: 'પરશુરામ, આ સંબંધમાં અગાઉ ઘણુંખરું કહેવામાં આવ્યું છે જ. છતાં તેં ફરી પ્રશ્ન કર્યો તે પણ ઠીક કર્યું. કારણ જ્યાં સુધી મનનું સમાધાન થયું ન હોય ત્યાં સુધી વારંવાર પ્રશ્ન કરવો એ યોગ્ય છે. પ્રશ્ન કરવામાં ન આવે તો ગુરુ થયા છતાં પણ સામાના મનની ભાંજગડ એટલે શંકાઓ કેમ કરી જાણી શકે? કારણ જીવોની બુદ્ધિ અલગ અલગ હોવાને લીધે દરેકના તર્ક (વિચારો) જુદા જુદા હોય છે. તેથી પોતાના મનનો અભિપ્રાય કહી સંભળાવ્યા વગર સંશયમાંથી કોઈ પણ મુક્ત થાય નહિ. પ્રશ્ન પૂછનારને જ દૃઢ જ્ઞાન થાય છે. પ્રશ્ન એ જ નિરૂપણનું બીજ છે. જે પોતાની શંકાઓ પૂછતો નથી, તેને વિદ્યા આવડતી નથી. તેથી ગુરુને દરેક પ્રશ્ન પૂછી તેનું પૂર્ણ રહસ્ય સમજી લેવું જોઇએ. ઠીક, હવે તારા પ્રશ્નોના જવાબ હું ક્રમવાર કહું છું, તે સાંભળ.

## પ્રથમ પ્રશ્નનો ઉત્તર

### ચૈતન્ય એ કેવળ અદ્વય જ છે

(૧) એક જ તકતો અનેક પ્રતિબિમ્બો× વડે જેમ અનેક રૂપો ધારણ કરે છે, તેમ એક જ શુદ્ધ ચૈતન્ય અનેક વિચિત્ર રૂપે દેખાય છે. જુઓ કે સ્વપ્નાદિ વિકલ્પોમાં મન (સ્વપ્ન ચૈતન્ય) ફક્ત એક જ હોવા છતાં દ્રષ્ટા, દૃશ્ય, દર્શન ઇત્યાદિ વિચિત્ર રીતે અનુભવમાં આવતાં નથી કે? તેવી જ રીતે તે શુદ્ધ ચૈતન્ય પોતે

---

× ચૈતન્યને તકતાની ઉપમા આપીને શાસ્ત્રમાં જ્યાં પ્રતિબિંબનાં દૃષ્ટાન્તોથી સમજાવવામાં આવ્યું છે, ત્યાં ત્યાં તે દૃષ્ટાંતોનો વિચાર કરતી વખતે બિંબને છોડી દઈ કેવળ તકતો અને તેની અંદર દેખાતાં પ્રતિબિંબો એટલા ભાગને જ તે લાગુ પડે છે, એમ સમજવું. કારણ એવો નિયમ છે કે દૃષ્ટાંતો સર્વાંશે કદી પણ લાગુ પડી શકતાં નથી. આ પ્રતિબિંબના દૃષ્ટાંતનો ઉદ્દેશ તો ફક્ત એટલો જ સમજવો કે આરસામાં જે પ્રતિબિંબો દેખાય છે તે પ્રતિબિંબો વચ્ચે દેખાતું અંતર, નીચાઈ, પહોળાઇ, ઊંચાઈ સ્થાન, કાળ, દેશ તથા તે પ્રતિબિંબોમાં થનારી ક્રિયા ઇત્યાદિ જે જે

પોતાની સ્વતંત્ર સત્તા અને શક્તિ વડે આ અનેક વિચિત્ર આકારોનો ભાસ પોતાના જ સ્વરૂપ ઉપર પ્રગટ કરે છે, એમાં સંશયને સ્થાન ક્યાં છે? એક ચિતિ અને બીજું ચેત્ય એવા બે પ્રકાર તો સ્વપ્નમાં પણ લાગે છે. તેને જો મિથ્યા કહેવામાં આવે છે તો પછી તેને જાગૃતિમાં પણ મિથ્યા કહેવામાં ક્યાં અડચણ આવે એમ છે? હવે વ્યવહારમાં જોઇએ તો પ્રકાશ અને પ્રકાશ્ય પદાર્થો એ બન્ને ભિન્ન હોય છે એમ ભાસે છે, તે ખરું. પરંતુ તે સર્વે પદાર્થો કેવળ આ બાહ્ય પ્રકાશ ઉપર જ ભાસે છે એવું નથી, તેમનો અનુભવ અન્ય સાધન વડે પણ થાય એ શક્ય છે. કારણ કે આંધળાને પ્રકાશ વિના પણ ત્વચાથી એ પદાર્થો અનુભવમાં આવી શકે છે. તેથી જ તે પદાર્થો પ્રકાશથી જુદા માનવા પડે છે તે તો ફક્ત વ્યવહારમાં જણાતા પ્રકાશ વડે જ માલૂમ પડે છે એમ જ જો હોત તો ફક્ત તે પ્રકાશથી જુદા નથી એમ વ્યવહારમાં પણ માન્ય કરી શકાત. પણ આ સ્થૂલ વ્યવહારમાં રૂપ દેખાવું એ તો ફક્ત પ્રકાશ ઉપર જ દરેક રીતે આધાર રાખે છે. તેથી આ વ્યવહારમાં તો પ્રકાશ અને રૂપ એમ બે જુદા માનવામાં આવે છે. તેવી જ રીતે ચિત્પ્રકાશ સંબંધમાં જો દ્વૈત હશે, તોપણ તે વ્યર્થ જ છે.

---

કાંઈ જોવામાં આવે છે તે તે સર્વ એકલો અરીસાનો કાચ જ ભિન્નભિન્ન રૂપે ભાસે છે ખરો, છતાં પણ તેમાં એક તકતા વગર બીજું કાંઈ પણ છે જ નહિ. તેમ આ ચેતન્યરૂપ તકતામાં અનંતરૂપે ભાસતા જગતાદિ દૃશ્યરૂપ પ્રતિબિંબો કે જે શ્લોકાંક ૨ થી ૧૬ (आ) સુધીના ભાસે છે, તે સર્વ એક (શ્લો. ૧ તત્) ચૈતન્યરૂપ જ છે એમ જાણવું. તકતામાં અને ચૈતન્યમાં ફક્ત ભેદ એટલો જ છે કે તકતામાં બિંબ વગર પ્રતિબિંબ પડતું નથી તથા તે બિંબ તકતાથી જુદું અને બહાર હોય છે, જ્યારે ચૈતન્યમાં તો બિંબ પણ પોતે ચૈતન્યરૂપથી જુદું ન હોઇ તેનું અસ્તિત્વ પણ ચેતન્ય વગર કદી પણ હોઈ શકતું જ નથી. અર્થાત્ આ બિંબ-પ્રતિબિંબ તથા અરીસો એ સર્વ જ ચૈતન્યરૂપ છે, એમ સમજો. આથી સર્વત્ર એક ચૈતન્ય જ છે બીજું કાંઈ પણ નથી. એ જ શાસ્ત્રના વિવેચન-નો હેતુ છે એમ સ્પષ્ટ સમજી શકાશે.

કારણ કે રૂપ તો પ્રકાશ વિના કેવળ સ્મૃતિ વડે પણ ભાસમાન થાય છે. મનોરાજ્ય ચાલતું હોય છે ત્યારે મનરૂપી પડદા ઉપર રૂપનાં ચિત્રો સ્પષ્ટ રીતે દેખાય છે. આવી રીતે પ્રકાશ વિના પણ રૂપની ભાવનાનો અનુભવ થઈ શકે છે, તે પણ સ્પષ્ટ જ છે. તેથી એ વ્યવહારના પ્રકાશ અને પ્રકાશ્યની ભિન્નતાનું દૃષ્ટાંત ચૈતન્ય સાથે જોઇએ તેવું બંધબેસતું નથી. કારણ ચૈતન્યનો પ્રકાશ વ્યવહાર્ય બીજા પ્રકાશની માફક એકમાર્ગી નથી. કેમકે ચૈતન્યના વિના કોઈ પણ ઠેકાણે કાંઈ પણ ભાસમાન થતું જ નથી. જેવી રીતે તકતા વિના પ્રતિબિંબ કદી પણ દેખાતું નથી અને તેથી જ પ્રતિબિંબ તકતાથી જુદું હોવું સંભવનીય નથી, તેમ ચૈતન્ય વિના ભિન્ન એવું કાંઈ જ નથી. તેથી જ ચેત્ય પદાર્થો ચૈતન્યથી પૃથક્ ઠરતા નથી. આથી એક અદ્વિતીય ચૈતન્ય જ છે અને દ્વૈત બિલકુલ નથી એમ જ સિદ્ધ થાય છે. તારા આ પ્રશ્નના સંબંધમાં પૂર્વે પણ પ્રસંગોપાત્ત ઘટાકાશ તથા મઠાકાશાદિના દૃષ્ટાંત સાથે સમજાવેલું છે, તે તથા તત્પૂર્વે પણ વખતોવખત સમજાવવામાં આવેલું છે તે ધ્યાનમાં લાવ એટલે તારો સંશય નષ્ટ થશે.

## બીજો પ્રશ્ન

પ્રથમ પ્રશ્નનું સમાધાન થયા પછી પરશુરામે બીજો પ્રશ્ન પૂછ્યો કે, 'જનકે પણ પહેલાં કહ્યું છે કે સંકલ્પ કર્યા પછી મન નિર્વિકલ્પ થાય છે અને તેવા નિર્વિકલ્પ જ્ઞાન વડે જ સંસારનો નાશ થાય છે, એ જ આત્મસ્વરૂપ કહેવાય! એમ કહેવામાં આવ્યું છે ખરું! પણ તે કેમ બને? આત્માને મન હોય છે, એટલું જ જડના કરતાં આત્મામાં વિશેષપણું છે, એમ કહેવામાં આવે તો શી હરકત છે? તેમજ ભગવન્! આત્માને મન વડે જ બંધન થાય છે તથા મનના લય વડે જ મોક્ષ મળે છે, એ પણ સ્પષ્ટ છે. તો પછી મન એ જ આત્મા છે એમ કેવી રીતે શકચ છે? મન એ તો સાધન છે. તેથી જ નિર્વિકલ્પ અવસ્થાની સિદ્ધિ થાય

તોપણ તેવા નિર્વિકલ્પ મન વડે દ્વૈત તો પાછું શેષ રહેશે જ !

## બીજા પ્રશ્નનો ઉત્તર

### જેમ ક્રિયા અસત્ તેમ તેનું સાધન પણ અસત્

શ્રીદત્તાત્રેય બોલ્યા:–'આનો ઉત્તર કહું છું, તે સાંભળ.'

(૨) તારો આ બીજો પ્રશ્ન મનની બાબતમાં છે. હે પરશુરામ! આ મન પણ ચિતિથી જુદું નથી. જેમ સ્વપ્નની અંદર મન સ્વપ્નાભાસથી જુદું હોતું નથી, તેમ જાગૃતિમાં પણ મન કોઇ જુદો પદાર્થ નથી. કાર્યસિદ્ધિને માટે વ્યવહારમાં મનને એક સાધનરૂપે માનેલું છે એટલું જ. પરંતુ વસ્તુતઃ તે તેવું નથી. પણ ચૈતન્યરૂપ જ છે. સ્વપ્નની અંદરના ઝાડ કાપવા માટે લીધેલી કુહાડી જેમ સ્વપ્નમાંની જ કલ્પિત છે, તેમ આ મન પણ કેવળ ચૈતન્યમાં ચૈતન્યરૂપથી જ કલ્પિત માત્ર છે. સ્વપ્નની કુહાડીથી ઝાડ કાપવાની જે ક્રિયા કરવામાં આવે છે, તે ક્રિયા તથા તેનું સાધન અને કર્તા એ સર્વ અસત્ છે; તેમ આ જાગૃતિમાંની ક્રિયા પણ અસત્ છે અને તેનું સાધન તથા કર્તા પણ અસત્ છે. પ્રથમ તો તે કાર્યો જ ક્યાં સત્ છે? અને અસત્ એવા નરશૃંગથી એટલે મનુષ્યનાં શિંગડાથી કદી કોઇને મારી નાંખવામાં આવ્યો છે ખરો કે? તેથી હે પરશુરામ! મૂળમાં ચેત્ય એવાં કાર્યો જ જો નથી, તો પછી તેમનું સાધન જે મન તે કેવી રીતે સંભવી શકે? સ્વપ્નમાં જે પ્રમાણે સ્વપ્નક્રિયાનું કારણ એટલે દૃક્શક્તિને જ મન કહેવામાં આવે છે તે પ્રમાણે જાગૃતિમાં પણ તે જ મન થાય છે. દૃક્ શક્તિને અર્થાત્ ચૈતન્યને છોડીને અલગ એવું ક્રિયા કરનારું મન કદાપિ હોતું જ નથી. આ ચિદાત્મા જ પોતાની પૂર્ણ સ્વાતન્ત્ર્યશક્તિના જોર વડે મન ઇત્યાદિની કલ્પના કરીને દ્રષ્ટા, દૃશ્ય અને દર્શન ઇત્યાદિ ત્રિપુટીભેદથી વ્યવહાર કરે છે. તેમ કોઈ કોઈ વખત તે કેવળ નિર્વિકલ્પ અવસ્થામાં પણ સ્થિત થાય છે. પરશુરામ! સાંભળ. આ ચિત્તત્ત્વ પરિપૂર્ણ હોવા છતાં એક

ચેતનધર્મ વડે જ તે પોતાની સ્વતંત્ર સત્તાથી પોતામાં જ ચૈત્ય-રૂપે સ્વપ્રકાશમાન થયેલું છે. તેથી કરીને જ જડ એવા આ વ્યવહાર્ય આકાશ સાથે તેની તુલના કરી શકાય નહિ. આકાશની માફક જ આ આત્મતત્ત્વ પણ પૂર્ણ છે, સૂક્ષ્મ છે, મેલ વિનાનું છે, અજ છે અને અનંત છે; તેમ જ તે નિરાકાર, સર્વાધાર અને સંગરહિત હોઇ સર્વ ચરાચરની અંદર અને બહાર રહેલું છે. એક ચૈતન્ય તત્ત્વ એ જ ફક્ત તેમાં (આત્મામાં) વધારેનું હોઈ તેટલું જ માત્ર આ વ્યવહારમાંના જડ આકાશમાં નથી. ખરી રીતે જોતાં ચૈતન્યપૂર્ણ આકાશને જ આત્મા કહેવામાં આવે છે. તે સિવાય આત્મા અને આકાશમાં તલ માત્ર પણ ફરક નથી. એ કારણને લીધે, ઘુવડ જેમ પોતાના જ નેત્રદોષને લીધે સૂર્ય-પ્રકાશને અંધારું સમજે છે, તેમ જ્ઞાતાઓ માત્ર આ આત્મચૈતન્ય આકાશ જેવું જ છે એવો એ વાક્યનો ખરો અભિપ્રાય સમજે છે.

## પોતે જ પોતામાં

એ પરમેશ્વરનું પરમ ચૈતન્ય પોતાની અમર્યાદ એવી સ્વાતંત્ર્ય-સત્તાશક્તિથી અનેક રીતે પોતે પોતાને જ મર્યાદિત કરી બતાવે છે. સ્વપ્ન વખતે મનરૂપી સ્વપ્ન ચૈતન્ય જેમ જુદા જુદા આકારમાં મર્યાદિતરૂપે દેખાય છે પરંતુ ખરી રીતે તો તે અમર્યાદિત છે, તેમ ચૈતન્યરૂપ આ માણસો પણ તેમાં અને તેની મર્યાદિત દૃષ્ટિ વડે જ મર્યાદારૂપને પામેલા હોય છે, પરંતુ ચૈતન્યની દૃષ્ટિથી તો તે પરિપૂર્ણ આત્મસ્વરૂપ જ છે. જેમ કોઇ મદારી પોતાના જાદુ વડે અનેક પ્રકારના ખેલો જોનારાઓ સમક્ષ ભાસમાન કરે છે, તોપણ મદારીને તો તે એક જ રૂપે અનુભવમાં આવે છે, તેમ આ પરમ શુદ્ધ સંવિત્ પોતે એક જ હોઈ તેનું સ્વરૂપ અખંડ એકરસ જ છે. પણ માયા વડે તે પોતે સ્વરૂપનો સંકોચ કરીને અનેક મર્યાદિત દૃષ્ટિથી ભાસમાન થાય છે. કારણ જાદુગરનો જાદુ પણ બીજાની દૃષ્ટિથી જ જણાય છે, પણ જાદુ કરનારને

પોતાને તો તે શૂન્ય રૂપ છે. આમ તેની આ માયા વડે જ ચૈતન્યમાં અઘટિત બળ આવેલું છે. વ્યવહારમાં પણ યોગી અગર મંત્ર જાણનારો પુરુષ પોતાના સમર્યાદ બળ વડે અઘટિત બાબતો કરી બતાવે છે, એ આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. તો પછી તે ચૈતન્યમય આત્માને શું અશક્ય છે ?

## સ્વાત્મવિશ્રાંતિરૂપ અહમ્

મર્યાદિત પદાર્થોમાં " હું " ( વૃક્ષાંક ૩ ) એવું અભિમાન રાખવું એ જ ચૈતન્યનો પરિચ્છેદ. તે ભાવનાને પૂર્ણપણું નહી હોવાથી તેને જ મૂળ અવિદ્યા એવું નામ આપવામાં આવે છે. સારાંશ કે, હે પરશુરામ ! ચૈતન્ય સ્વસામર્થ્યથી પોતેજ અનેક રૂપે ભાસે છે, એ હું તને વારંવાર કહું છું તે તું ભૂલીશ મા અને નકામી શંકા પણ કરીશ નહિ. અરે ! એ જ બાબતમાં ઘણા તાર્કિક વિદ્વાનો ( તર્કશાસ્ત્રીઓ ) પણ મૂઢ બને છે અને બહિર્મુખપણાને લીધે સ્વસ્વરૂપ તરફ પાછા ફરી બિલકુલ જોતા પણ નથી, એ સંબંધે પણ તને અનેક વખત ચેતવ્યો છે. કારણ સદ્‌ગુરુએ કહેલી વાત ખરી અગર ખોટી હોય, તો તે પણ જ્યાં સુધી અંતર્મુખ થઇને તેની શોધ કરી અનુભવમાં આવતી નથી ત્યાં સુધી માત્ર શબ્દજ્ઞાન વડે કાંઈ પણ ફળ પ્રાપ્ત થતું નથી. તેથી જ હું તને વારંવાર કહું છું કે તું સૂક્ષ્મ દૃષ્ટિથી તારા અંતરંગમાં જ તેની શોધ કર. સર્વ પદાર્થોના ભાનકાળે પદાર્થોના વિશિષ્ટ આકાર છોડી સામાન્ય રીતે ભાસમાન થનારી પરમ દેવતા જે ચિચ્છક્તિ ( વૃક્ષાંક ૨ ) છે, તે જડથી ભિન્ન એટલે પ્રકાશરૂપ હોવાથી તેનામાં પ્રતિબિમ્બરૂપ 'અહં' ( ક્રમાંક ૩ ) હોઇ તેમાં તત્‌રૂપને દર્શાવનારું 'અહમ્' ( વૃક્ષાંક ૧ ) એવું જે સ્ફુરણ હોય છે એટલે જે " હું " કહેવામાં આવે છે તે 'હું' ( વૃક્ષાંક ૩ ) નહિ પરંતુ આત્મા વા તત્‌રૂપ ( વૃક્ષાંક ૧ ) અહમ્ છું એવું જે સ્ફુરણ હોય છે એને જ આત્મવિશ્રાંતિ કહેવામાં આવે છે. ઉદ્દેશ એ છે કે વૃક્ષાંક ૧ તત્‌રૂપ ચૈતન્ય અથવા

આત્મપદ પોતે જ ચિત્શક્તિરૂપે એટલે વૃક્ષાંક ૨ શુદ્ધ અહમ્‌રૂપે વિવર્તભાવથી બની તે વૃક્ષાંક ૨ શુદ્ધ 'અહમ્' ના પ્રતિબિમ્બરૂપ 'અહમ્' (વૃ. ૩)રૂપ એવા વિવર્તને પામે છે. ત્યારે આ ચિત્શક્તિ દ્વારા આ શુદ્ધ અહમ્ (વૃક્ષાંક ૨)ને વૃક્ષાંક ૩નો અહમ્ કહે છે કે, હે શુદ્ધ અહમ્ ('હું') કોણ ? એવા પ્રશ્ન ઉપરથી શુદ્ધ 'અહમ્' કહે છે કે હે 'અહમ્'! તું જે પોતાને અહમ્ (હું) કહે છે તે 'હું' (અહમ્) તે (તત્ વૃક્ષાંક ૧) છે. આ પ્રમાણે સ્ફુરણ પામવું કે જાણવું તે જ આત્મવિશ્રાંતિ કહેવાય છે. આ મુજબ 'અહમ્' ('હું' વૃ. ૩) રૂપ સ્ફુરણ જ ન થાય તો પછી આત્મા ચૈતન્યરૂપ છે એવી સિદ્ધતા પણ ન થઈ શકત. પરંતુ આ સર્વ જડ પદાર્થો વસ્તુતઃ ક્રમાંક ૩ ના 'અહમ્' એવા ચૈતન્યને લીધે જ ભાસમાન થાય છે, પોતે સ્વતંત્ર રીતે ભાસમાન થતા નથી; તેથી તેમનામાં ઉપર જણાવેલી સ્વરૂપવિશ્રાંતિ-રૂપ 'અહં' એ સ્ફૂર્તિ હોતી નથી, પરંતુ તે વૃક્ષાંક ૩ 'હું' જ્યારે સ્વરૂપવિશ્રાંતિરૂપ 'અહમ્' ભાવને છોડીને 'હું નથી' એવા ભાવને પામે છે, ત્યારે તે જડધર્મી એવા અવ્યક્ત (વૃક્ષાંક ૪ ના) ભાવને વિવર્તથી પ્રાપ્ત થાય છે.

## ચૈતન્યમાં ભેદ કે મર્યાદિતપણું ક્યાં રહે?

ચૈતન્ય કેવળ પોતે જ પોતામાં સ્વતંત્ર સત્તા અને સ્વાતંત્ર્યથી બીજાની મદદ વગર હંમેશાં ભાસનારું છે, તેથી તેનામાં સ્વાત્મ-વિશ્રાન્તિરૂપ (વૃક્ષાંક ૨) અહંતા (શુદ્ધ અહં) હોય એ વાજબી છે. એનામાં ભેદનો સ્પર્શ નહિ હોવાથી અને તેને કાંઈ પણ પરિચ્છેદ નહિ હોવાથી, આદર્શમાંના નગરની માફક સર્વ દૃશ્ય એના સ્વરૂપ ઉપર જ વિવર્તરૂપે અવલંબીને રહેલું છે. તો પછી તેવા ચૈતન્યમાં ભેદભાવના અથવા મર્યાદિતપણું કેમ કરી થઈ શકે ? તેને મર્યાદિત કરનાર તેના સિવાય બીજું કાંઈ યોગ્ય નિમિત્ત જ સંભવતું નથી. તેથી પૂર્ણસ્વરૂપ (વૃક્ષાંક ૧) આ ચૈતન્યમાં સાક્ષી-

ભાવ સહ જે પૂર્ણપણાનું સ્ફુરણ છે એ જ આત્મવિશ્રાંતિ અને તે જ પૂર્ણ અહંતા ( વૃક્ષાંક ૩ ) છે.

## અગ્નિમાં પ્રકાશ અને ઉષ્ણુતા

એ રીતે હે પરશુરામ! આ સર્વ ખરેખર અખંડૈકરસ ચિન્માત્ર જ છે. નિરૂપણ વખતે જે અનેક નામથી ભાસમાન થાય છે, તે એનું જ બળ હોઈ તે બળ પણ તદ્રૂપ જ છે, તેનાથી જુદું એવું કાંઈ જ નથી. એક જ અગ્નિમાં પ્રકાશ અને ગરમી એ બન્ને બાબતો રહેલી છે. તે પ્રમાણે સ્વાતંત્ર્યનું બળ અને અહંતાનું સ્ફુરણ એમ બન્ને ભાવ હોવા છતાં તે ચિતિ એક રસાત્મક જ રહે છે. અઘટિત બાબતો ઘડનારી માયા નામની જે શક્તિ છે, તેનું સ્વરૂપ એ જ છે કે, ચિદેકરસ સ્વરૂપને ઠેકાણે અનેક વિચિત્ર ભાસોથી ભાસમાન થવું અને તેમ થવા છતાં પણ ચિતિ સ્વસ્વરૂપથી કદી પણ ચલાયમાન થતી નથી. જેમ સુવર્ણ કડાકુંડલાદિ અનેક દાગીનારૂપે તથા તે દાગીનાઓ ઉપરની નકશીરૂપે અનંત આકારો અને નામરૂપો ધારણ કરવા છતાં તેની રગેરગમાંથી સુવર્ણભાવને કદી પણ છોડતું નથી, તેમ ચૈતન્યને ઠેકાણે અનેક આકારો તથા નામરૂપાદિ ભેદો ભાસમાન થવા છતાં પણ પોતાના ચિત્ ( ચૈતન્ય )ભાવને તે કદી પણ છોડતું નથી.

## મર્યાદાનો પ્રાથમિક આભાસ

મર્યાદિત ભાસ એ જ અનાત્મભાસ. એ જ અવિદ્યા, એ જ જડ શક્તિ અને એ જ પ્રકૃતિ. તેવી જ રીતે મહાશૂન્ય, અત્યંતાભાવ, આકાશ, તમ અથવા પ્રથમ સર્ગ ઇત્યાદિ એ તમામ નામો એ જ પ્રાથમિક મર્યાદિત ભાસને આપવામાં આવેલાં છે. ( વૃક્ષાંક ૩ )×

પરશુરામ ! આ જે પરિપૂર્ણ આત્મસ્વરૂપનું ( અહં ) એવું તદ્રૂપ સ્ફુરણ ( વૃક્ષાંક ૨ ) એ જ કેવળ ભ્રાંતિને લીધે એકદેશીય થઈને જડરૂપથી દેખાવું એ જ આકાશ છે. એટલે 'અહં આત્મા'

× વધુ સ્પષ્ટતાને માટે કિરણાંશ ૧, પાના ૪૩ ઉપર વૃક્ષ આ જુઓ.

એ ભાવ છોડી દઈને શેષ જે આત્મપ્રદેશ તેને જ અવ્યક્ત અથવા મહદ્ આકાશ એમ કહે છે (વૃક્ષાંક ૪). એ જ જગતનું મૂળ છે. અજ્ઞાની લોકોને અનુભવમાં આવનાર જે ભેદભાસ તે આ જ છે. પરશુરામ! તું સૂક્ષ્મ દૃષ્ટિથી પ્રથમ એમ તપાસી જો કે જે આ મહદ્ આકાશ તારા જોવામાં આવે છે, એ જ તેમાંના તમામ જીવનો આત્મા છે. બીજાના શરીર (હૃદય)માં જે આકાશ (ચિદાકાશ) તને દેખાય છે, અર્થાત્ જ્યાંથી 'અહમ્' 'અહમ્' એવું સ્ફુરણ થાય છે, એ જ તેમનો ચિદાનંદઘન આત્મા અને એ જ તારો પણ આત્મા છે.

### મહામન

એ મુજબ પોતે જ કલ્પેલા 'અહમ્'રૂપી આકાશ વડે જે ચૈતન્ય વ્યાપ્ત અથવા મર્યાદિત થાય છે, તે જ 'મહામન' કહેવાય છે (વૃક્ષાંક ૩). એટલે તે આત્મા જ છે, બીજું કાંઈ પણ નથી. પૂર્ણઆત્મસ્વરૂપમાં આવરણ કરનાર જડ તત્ત્વની દૃષ્ટિથી તેને અવ્યક્ત અથવા મન (વૃક્ષાંક ૪) કહે છે અને આવૃત્ત થયેલા ચિદંશની દૃષ્ટિથી પ્રમાતા જીવ (વૃક્ષાંક ૫) કહેવાય છે. એ મુજબ ચૈતન્યાંશ આકાશરૂપ તત્ત્વથી આવૃત્ત થયા બાદ ફરી તે આકાશમાં તેના કોમલ, વિરલ, મૃદુ અને નિર્મળ ભાવ ઉપર પોતે કઠણ, જાડી, ઘટ અને મલિન અવસ્થાની કલ્પના કરી લે છે. તેથી કરીને એક આકાશ અને આ ચાર ભાવનાથી ઉત્પન્ન થયેલા બીજા ચાર એમ પાંચ મહાભૂતો પ્રગટ થાય છે અને ચિદંશ (જીવ) પોતે તેના વડે બનેલા દેહની સંગતિ કરીને દેહાત્મા થાય છે. (વૃક્ષાંક ૬ થી ૧૬ જુઓ.) બાદ કલશની અંદર રાખેલો દીપ જે રીતે તેનો સર્વ અંતર્ભાગ વ્યાપીને પ્રકાશમાન કરે છે, તે જ રીતે આ દેહાન્તર્ગત ચિદંશ દેહને અંદરથી પ્રકાશમાન કરે છે અને પોતે તેની અંદર ગુપ્ત દીપની માફક રહે છે. પછી દીવાનો પ્રકાશ જેમ કલશનાં છિદ્રોમાંથી બહાર પડે છે, તેમ આ ચિદ્રૂપનો પ્રકાશ ઇન્દ્રિયો દ્વારા બહાર પડે છે.

## નિશ્ચલ ચિતિ આત્મા, ચંચલ ચિતિ મન

વાસ્તવમાં તો અક્રિય અને પૂર્ણચિદ્રૂપની દૃષ્ટિએ બહાર અગર અંદર એવું કાંઈ પણ સંભવતું જ નથી. પરંતુ ચૈતન્યની જ્ઞાનશક્તિ તેને આવૃત્ત કરનારા જડ આકાશને જ્યારે દૂર ખસેડે છે, ત્યારે તે બહાર આવેલી છે એમ ભાસમાન થાય છે. જ્ઞાનશક્તિ વડે આવરણરૂપ એ આકાશને દૂર ખસેડવું એ જ મહામનનો વ્યાપાર છે, તેથી તે મન પણ વાસ્તવિક રીતે તો આત્મસ્વરૂપ જ છે. ચંચલ ચિતિ એટલે મન અને નિશ્ચલ ચિતિ એટલે આત્મા. આવરણ દૂર ખસેડવું એ જ ચિચ્છક્તિનું ચલન કહેવાય. એને જ વિકલ્પ કહેવામાં આવે છે અને એ જ મહામનનું સ્વરૂપ છે. આ વિકલ્પનું નિરસન કર્યા બાદ જે પૂર્ણ નિર્વિકલ્પ આત્મસ્વરૂપભૂત વિજ્ઞાન શેષ રહે છે, એ જ મોક્ષપ્રાપ્તિનું કારણ છે.

ઉદાહરણને માટે માટીનો ઘડો લઈશું. તેમાંનું જે આકાશ એ મહામન અથવા ચૈતન્યની જ્ઞાનશક્તિ સમજો તથા ઘડો એ ચિદંશ જીવ કે જડાકાશ સમજો. હવે આ જડાકાશરૂપ જીવ કે ઘડારૂપ આવરણે તેમાંના આકાશ કે જ્ઞાનશક્તિ અથવા મનને આવૃત્ત કરેલું છે એમ સમજો. એટલે બહાર અથવા અંદર એ ભાવો તો આ જડાકાશ જીવ કે આવરણ કરનાર ઘડાને જ લાગુ પડે. તેમ જો નહિ હોય તો ઘડાની ચારે તરફ વીંટાયેલા મહાકાશને માટે બહાર કે અંદર કહેવાનું કાંઇ પ્રયોજન રહેતું જ નથી. કારણ તે મહાકાશ તો સર્વનું મૂળ હોઇ અક્રિય અને ચિદ્રૂપ છે. હવે મનરૂપ આવૃત્ત થયેલી મહાકાશની જ જ્ઞાનશક્તિ જે મન કે ઘટાકાશ, તે પોતાને આવૃત્ત કરનાર જડાકાશરૂપ આવરણને દૂર ખસેડે, તો આવરણનો વિલય થતાંની સાથે જ તત્કાળ આવૃત્ત અને આવરણ બન્ને મૂળ મહાકાશ સાથે મળી જઇ એકરસ થઇ જાય છે. આ રીતે ચિદાકાશ જ્યારે આવરણ વડે આચ્છાદિત કે આવૃત્ત હોય છે ત્યારે મન કહેવાય છે તથા તે જ્યારે આવરણને દૂર

હટાવે છે અર્થાત્ વિલય કરે છે, ત્યારે આત્મરૂપ કહેવાય છે.

આ વિવેચન ઉપરથી જાણી શકાશે કે, ચિત્શક્તિનું જડાકાશને લીધે વિવર્તભાવે આવૃત્ત બનવું એ મન કે સંકલ્પ કહેવાય તથા તે ચિત્શક્તિ જ્યારે મારામાં આવરણ નથી એમ પોતાના મૂળ સ્વરૂપને સમજે છે, ત્યારે તેને પ્રથમ જે 'છે' એવો સંકલ્પ થયો હતો તે હવે 'નથી' એવો લક્ષ્યાર્થ કે સંકેતદર્શક વિકલ્પ થાય છે. આમ, તેને પોતાના સ્વસ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત થયેલું હોવાથી તે વિકલ્પ કે જ્ઞાન શક્તિ કહેવાય છે. આથી, આવૃત્ત બનેલી ચિત્શક્તિ અર્થાત્ મનનું કાર્ય આવરણને દૂર હટાવવાનું જ હોઈ તે સંકલ્પ–વિકલ્પાત્મક ક્રિયારૂપે ભાસમાન થતો હોવાથી તે ચંચલ ચિતિ કહેવાય. અને સંકલ્પ–વિકલ્પની નિવૃત્તિ થતાં તે નિશ્ચલ ચિતિ જ આત્મરૂપ બને છે. આથી જ ચંચલ ચિતિ એટલે મન તથા નિશ્ચળ ચિતિ એટલે આત્મા એમ કહેવામાં આવ્યું છે. (વધુ સ્પષ્ટતા માટે પ્રકરણ ૧૬ વૃક્ષ 'ई' જુઓ).

## આવરણ જ ક્યાં છે?

પરશુરામ! હવે 'વિકલ્પોનું નિરસન કર્યા બાદ પણ આવરણદોષ ફરીથી રહેવાનો જ' એવી શંકા રાખવાનું કારણ નથી. કેમકે મૂળમાં આવરણ જ ક્યાં છે? આવરણ એ તો કેવળ કલ્પિત હોવાને લીધે ખરું જોતાં તો તે બિલકુલ જ નથી. મનોરાજ્ય કરવામાં આવે તે વખતે જેમ કોઈ શત્રુ આપણને ગાળો દે, બાંધે કે મારે, તો તે મારવું વગેરે તમામ સંકલ્પ ખલાસ થતાંની સાથે જ નાશ પામે છે; પછી તે પૈકીનું કાંઇ પણ બાકી રહે છે ખરું કે? તે મુજબ જ આ આવરણ આવૃત્તાદિનું પણ સમજવું. પરશુરામ! વસ્તુતઃ અનાદિ કાળથી વાસ્તવમાં બંધ કોઇને કદી પણ નથી જ. બંધ ક્યાં છે તે બતાવ વારુ? અરે બંધ કરીને કાંઇક છે એવી જે દૃઢ ભાવના થવી એ જ મહાબંધ છે. ખોટી બીકથી બીધેલા છોકરાના હાઉની માફક એ જ ઘાતક છે. જ્યાં સુધી બંધ છે એવી

ભ્રાંતિ નાશ પામી નથી, ત્યાં સુધી કોઇ બુદ્ધિમાન મનુષ્ય પણ ગમે તેટલા અથાગ પ્રયત્નો કરવા છતાં સંસારમાંથી મુક્ત થાય નહિ. આ બંધ કયાંનો ? અને તે આકાશ જેવા નિર્મળ ચિદાત્માને શાથી થાય ? આ સ્વાત્મરૂપ આદર્શમાં તેની અંદર દેખાતા પ્રતિબિંબાત્મક દશ્ય પદાર્થ વડે પણ જો આદર્શ (તકતા)રૂપ આત્માને બંધ થતો હોય, તો 'દર્પણમાં પડેલું અગ્નિનું પ્રતિબિંબ એકાદ વસ્તુને બાળી પણ શકશે એમ કેમ કહી ન શકાય ?

### મન છે જ કયાં ?

બંધ કરીને ખરેખર જ કાંઈ છે એમ સમજવું એ એક બાબત, અને મન નામનો એક પદાર્થ છે એમ માની લેવું એ બીજી બાબત. આ બેની જોડી વગર કોઇને કયાંય પણ બંધ નથી. અર્થાત્ મન નામનો કાંઈ પણ પદાર્થ જ નથી, તો પછી તેને આવૃત્ત કરનાર બંધ કરીને કોઈ વસ્તુ હોય જ કયાંથી ? સંયુક્તિક વિચાર વડે આ તમામ મેલ જો ધોઈ નાખવામાં ન આવે, તો સંસારનો નાશ કરવાના કામમાં હું, બ્રહ્મદેવ, વિષ્ણુ, શંકર અથવા મૂર્તિમંત વિદ્યાદેવી ત્રિપુરા પણ શી રીતે શક્તિમાન બને ? તેટલા માટે હે પરશુરામ ! આ બન્નેનો તું ત્યાગ કર.

સારાંશ એ છે કે, નિર્વિકલ્પ અવસ્થામાં પણ મન તો શેષ રહે છે, એવું જો માનીએ તોપણ તે માત્ર આત્મસ્વરૂપ જ હોવાથી દ્વૈત કદાપિ સિદ્ધ થતું નથી. 'આ અમુક છે' એમ લાગવું એ સિવાય જુદું કોઈ મન છે જ નહિ. તેથી જ 'આ અમુક છે' એવા વિકલ્પોનો ત્યાગ કર્યો એટલે માત્ર ભાવરૂપ આત્મા જ અવશિષ્ટ રહે છે.

## ત્રીજો પ્રશ્ન

પરશુરામ કહે છે કે, હવે મારો ત્રીજો પ્રશ્ન એવો છે કે જેના સંબંધમાં ભ્રાંતિ થયેલી હોય તે વિષય જો કે મિથ્યા હોય છે, છતાં તે ભ્રાંતિ તો મિથ્યા હોતી નથી; તે તો તદ્દન ખરી જ હોય છે. આમ છે ત્યારે દ્વૈત બિલકુલ જ નથી એમ કેવી રીતે સિદ્ધ થાય ?

ઉપરાંત જે વસ્તુ બિલકુલ નથી જ તેનો વ્યવહાર ચાલેલો પણ આજ સુધી કદી કોઈના જોવામાં આવ્યો નથી. પરંતુ જગતમાં તો આ સર્વ પદાર્થમાત્ર સ્થિર હોઈ તે પ્રત્યક્ષ કાર્ય કરે છે, એમ જોઈ શકાય છે. તો પછી તે અસત્ય કેવી રીતે હોય, તે સમજાવો. ત્યાર પછી જ આપ કહો છો તે અદ્વૈતપદ સિદ્ધ થશે. અરે ! આ તમામ જો ભ્રાંતિમય જ છે, તો પછી ભ્રાંતિ અને અભ્રાંતિ એ ભેદ પણ વળી કેવી રીતે કોણ ઓળખી શકે ? ઉપરાંત દરેકને એકસરખી ભ્રાંતિ પણ કેવી રીતે થાય ?

## સ્વપ્ન મિથ્યા તો જાગૃતિ પણ મિથ્યા !

દત્તાત્રેય બોલ્યાઃ આ તારા ત્રીજા પ્રશ્નના ઉત્તરમાં કહું છું તે સાંભળ. (૩) આ વિષય સમજવાને માટે પ્રથમ તો રજ્જુ–સર્પનું વ્યાવહારિક ઉદાહરણ લો. તે ભ્રાંતિમાં સર્પનો દોરડી ઉપર ભાસ થવા છતાં દોરડીનો કાંઇ બાધ થતો નથી, તેથી કરીને ભ્રાંતિ તો સત્ય છે એમ કહેવામાં આવે તો તેનો ઉત્તર આમ છેઃ–ધાર કે એ જ પ્રકાર સ્વપ્નામાં બન્યો હોય, તો તેમાંની દોરડી તો સ્વપ્નોત્તર કાળમાં અન્ય તમામ પદાર્થોની માફક બાધિત થનારી છે. તેથી સ્વપ્નગત રજ્જુ જેમ મિથ્યા છે, તેમ સ્વપ્નગત ભ્રાંતિ પણ મિથ્યા છે; કારણ કે તે પછી ભ્રાંતિનું જ્ઞાન પણ કોના આશ્રય ઉપર રહેવાનું ?× તેવી જ રીતે દશ્યનું પરિમાર્જન (નિવારણ) થયા પછી તેનું જ્ઞાન એ પણ કેવળ સ્વસ્વરૂપ હોવાથી ચિતતત્ત્વથી જુદું હોતું નથી. પછી તેના વડે દ્વૈત કેવી રીતે સિદ્ધ થાય ? હવે પ્રત્યક્ષ સ્થૂલ વ્યવહારની બાબતમાં તું કહેતો હોય, તો તે વ્યવહાર સ્વપ્નસ્થિતિમાં પણ જેવો ને તેવો જ દેખાય છે. તેવી જ રીતે તે સ્વપ્નાવસ્થા વ્યવહારઅવસ્થા જેટલી જ સ્થિર હોય છે, એ

× આ વિષયની સ્પષ્ટતાને માટે આ પ્રકરણ ૧૮ ના પાન ૨૭૨ માં ‘આત્મા ભાવાભાવાત્મક હશે ?’ એ શિર્ષકની નીચેના પેરામાં દોરી અને સર્પનું દષ્ટાન્ત આપેલું છે તે જોવું.

પણ દરેકના અનુભવમાં છે. આમ છે છતાં સ્વપ્નાને મિથ્યા કહીએ તો પછી જાગૃતિને સત્ય કહેવાનું કારણ શું? કાંઈ જ નથી. સ્વપ્ન અને જાગૃતિમાં ભેદ એટલો જ છે કે, જાગૃતિમાં સ્વપ્ન મિથ્યા છે એવો નિશ્ચય થાય છે, જ્યારે સ્વપ્નામાં જાગૃતિ મિથ્યા છે એવો નિશ્ચય થતો નથી. પરંતુ કેવળ એટલા ઉપરથી જાગૃતિમાંના વ્યવહારનું ખરાપણું સિદ્ધ થતું નથી. જાગૃતિમાંની વસ્તુ સ્થિર અને કાર્ય કરનારી માલૂમ પડે છે, તેવી જ રીતે સ્વપ્નામાંની વસ્તુ પણ તે સમય પૂરતી તો તદ્દન સ્થિર અને કાર્ય કરનારી ક્યાં માલૂમ પડતી નથી? જાગૃતિમાંનો ભાવ સ્વપ્નામાં આવતો નથી અને સ્વપ્નામાંનો જાગૃતિમાં આવતો નથી, છતાં બન્નેનું કાર્ય તો નિઃશંક પોતપોતાના સમયમાં તદ્દન સ્થિર અને એકસરખું જ હોય છે.

### ઇન્દ્રજાલ (જાદૂ) પણ સત્ય છે ને?

પરશુરામ! જાગ્રદાવસ્થામાં પહેલાં થઇ ગયેલી બાબતો અને સ્વપ્ન એમાં શો ભેદ છે? એનો તું સૂક્ષ્મ દૃષ્ટિ વડે વિચાર કર. ભૂતકાલની તમામ બાબતો સ્વપ્ના જેવી જ લાગે છે. તેવી રીતે જાગ્રદાવસ્થા જેવી જ સ્થિરતા અને વ્યવહારક્ષમતા ઐન્દ્રજાલિક પ્રકારમાં પણ હોય છે. તો પછી તે સત્ય કહેવાશે ખરી કે? સામાન્ય લોકોને સત્ય અને અસત્યનું સ્વરૂપ જ બરાબર સમજાતું નથી. અને તેથી જ તેઓ ભ્રાંતિમાં પડી જગતને સત્ય કહે છે. પરંતુ જેને કદાપિ અભાવનો સ્પર્શ જ થતો નથી, તે જ સત્ય કહેવાય છે. વ્યવહારમાં પણ તું જેને ખોટું કહે છે, તેનું સ્વરૂપ શું હોય છે? એક ક્ષણે તેનું સ્વરૂપ અમુક પ્રકારનું દેખાય છે પણ બીજી ક્ષણે જોવા જતાં ફરી તે તેવું હોતું નથી તેને જ ખોટું કહેવું. એવી જો વ્યવહારમાં પણ ખોટાની વ્યાખ્યા કરવામાં આવે છે, તો પછી તારી એ વ્યવહારવ્યાખ્યા મુજબ આ જગત મિથ્યા કેવી રીતે ન થાય તે કહે વારુ? કારણ આખા જગતનો તો કાળે કરીને અભાવ થાય છે. 'ભાન થાય નહિ તેને જ અભાવ' એમ કહી શકાય છે.

એ પ્રમાણે જોતાં ચૈતન્યનું અભાન કદાપિ થતું નથી. પરંતુ જગતના તમામ પદાર્થો એવા છે કે જ્યારે તેમાંનો એક ભાસમાન થાય છે, ત્યારે બીજો ભાસમાન થતો બંધ થાય છે. ઉદાહરણાર્થે દિવસ હોય તો રાત્રિ અને રાત્રિ હોય તો દિવસનો અભાવ હોય છે, અર્થાત સુષુપ્તિમાં જાગૃતિનું અભાન અથવા ભૂતમાં વર્તમાન અને વર્તમાનમાં ભવિષ્યનું અભાન હોય છે. તેમજ મન એક વસ્તુ ઉપર સ્થિત હોય, ત્યારે તે વખતે તેને બીજી વસ્તુઓનું અભાન જ હોય છે. પરંતુ તેવી રીતે આ ચિતિનું અભાન ક્યારે અને ક્યાં થાય છે તે તું કહે વારુ? 'જ્યારે' તે ચિદ્રૂપ ભાસતું નથી એમ જો કહેવામાં આવે તો પછી તેના આધારે જ ભાસમાન થાય છે એવું જે 'ત્યારે' એ પણ કેમ કરી ભાસમાન થઇ શકે, એ કહે. અને 'ભાસશે નહિ' એ કથન પણ ચૈતન્ય વગર કેવી રીતે અનુભવમાં આવવાનું? પરંતુ 'તે કાળ વખત' અર્થાત્ 'સમય'-નું અને 'ભાસશે નહિ એ તેની અવસ્થાનું'-એ બન્નેનું અભાન થવા છતાં પણ ચૈતન્ય તો જેમનું તેમ જ મોજૂદ રહે છે. તેથી માત્ર એક ચિદ્રૂપ જ સત્ય છે એમ સિદ્ધ થાય છે.

## સત્ય અને અસત્ય

પરશુરામ! તને હવે સત્ય અને અસત્ય વચ્ચેનો તફાવત થોડામાં જ કહું છું તે તું સાંભળ. જે અન્ય કોઇની પણ સહાય વિના કેવળ પોતે જ ભાસમાન થાય છે તે સત્ય, અને જે તેમ થતું નથી તે અસત્ય. આ વ્યાખ્યા નિર્દોષ છે. એ સિવાય બીજી—એટલે કે જેનો બાધ થાય નહિ તે સત્ય અને થાય તે અસત્ય, એવી વ્યાખ્યા કરવામાં આવે તો તે યોગ્ય નથી. કારણ તેને અપવાદ માલૂમ પડે છે અને તેથી તે સદોષ છે. જુઓ, રજ્જુમાં ભાસેલા સર્પને બાધિત કરનારું જ્ઞાન જો કોઈ વખતે ઉત્પન્ન જ થાય નહિ તો તે રજ્જુમાં ભાસમાન થનાર સર્પને પણ તારી વ્યાખ્યા પ્રમાણે સત્ય જ ગણવો પડશે. એટલે જેમ પાણી તો પોતે

પાણી રૂપ જ છે. તેને 'હું પાણી છું' એમ જાણવાને માટે બીજા કોઈની જરૂર પડતી નથી; તેથી તે સત્ય છે એમ સમજો. પરંતુ સાક્ષીભાવે આ પાણી છે એવું જ્ઞાન થવું તે અસત્ય; કારણ કે આ પાણીનું અસ્તિત્વ કાંઈ તેને જાણનાર આ સાક્ષી ઉપર અવલંબીને હોતું નથી. પરંતુ તે તો સ્વતઃસિદ્ધ જ છે. આ પાણી અથવા તરંગો છે, એમ સાક્ષીભાવથી જાણવું, તે પણ વાસ્તવિક તો અજ્ઞાન જ છે. હવે આ તરંગો નહિ પણ પાણી જ છે, એ પ્રમાણે જાણવું તે તરંગનો બાધ થયો એમ સમજો અને તરંગ તથા પાણી આ બન્ને રૂપોને જાણનારો જે સાક્ષી તે બાધ કરનાર સમજવો. આ પ્રમાણે બાધ કરનારો એટલે સાક્ષી 'આ પાણી છે ! એમ જાણે તે સત્ય અને પાણીને બદલે તરંગરૂપે અર્થાત્ અજ્ઞાનરૂપે જાણે તે અસત્ય, એવી જે વ્યાખ્યા કરવામાં આવે છે તે સદોષ ગણવી. કારણ કે પાણીનું અસ્તિત્વ કે નાસ્તિત્વ એ તેને જાણનાર સાક્ષીભાવ ઉપર અવલંબીને હોતું નથી; પણ તે તો સ્વતઃસિદ્ધ જ છે. તેમ આત્મા (તત્ ધૃ. ૧)નું અસ્તિત્વ એ કાંઈ સાક્ષી (ધૃ. ૨) ભાવના અથવા તેના પ્રતિબિંબ 'હું' (ધૃ. ૩)ના આધાર ઉપર અવલંબન રાખતું નથી કે જેથી તે સાક્ષીભાવના જ 'છે અથવા નથી' એવા ભાવો આત્માનો કોઈ રીતે બાધ કરી શકે!

બાધ થવો એટલે પદાર્થ નથી એવો પ્રત્યય આવવો, એમ કહીએ. પરંતુ તેવો પ્રત્યય તો કોઈએક પદાર્થ હોવા છતાં પણ ભ્રમ વડે કેટલીક વખત આવે છે, તેમ પદાર્થ બિલકુલ નહિ હોવા છતાં પણ તેના અસ્તિત્વનો અનુભવ થાય છે; એવું વ્યવહારમાં ઘણી વખત જોવામાં આવે છે. જેમકે મૃગજળ, સ્વપ્ન ઇત્યાદિ. પણ ઉપર આપેલી સત્યની પહેલી વ્યાખ્યામાં એવો કોઈ આક્ષેપ આવતો નથી. ચૈતન્ય નથી તો પછી બીજું કાંઈ પણ નથી. 'કાંઈ જ નથી' એ પણ નથી. તેથી આ ચૈતન્ય નથી એવું જો કોઈ મૂર્ખ કહે તો તે પોતે 'હું નથી' એવું જ કહે છે. પછી

ભલે તે ગમે તેવો મહાન શાસ્ત્રકાર હોય તો યે શું થયું? અને પોતે ભાસમાન થતો નથી એવી પોતાના અસ્તિત્વ માટે જ જેને શંકા છે, તે ગમે તેવો ઉત્તમ તર્કવાદી હોય તોપણ તે શિલા તુલ્ય જ છે; કારણ કે જો તે એમ કહે કે, હું યુક્તિઓ વડે બીજાના મોહનો નાશ કરીશ; તો પછી શિલા પણ એ કામ કરી શકે, એમ જ કહેવું પડશે. તેથી ખરા જેવી લાગતી ક્રિયાઓ ભાસમાન થાય તેટલાથી કાંઈ તેમને ખરાપણું આવતું નથી. એટલે આવા તમામ જાણવાના પ્રકારો ભ્રાંતિરૂપ જ છે એમાં બિલકુલ સંદેહ નથી.

## ભ્રાંતિ અને મહાભ્રાંતિ

વળી આવી ભ્રાંતિને સત્ય સમજવી એ એક બીજી મહાભ્રાંતિ કહેવાય. અને પરશુરામ, હું તને એ જ ભ્રાંતિને માટે વારંવાર આ બોધ આપી રહ્યો છું. આ જગતમાં ભાસતા દશ્ય પદાર્થોની અસત્યતા નક્કી થતાં સુધી આવી ભ્રાંતિ તો નિત્યપ્રતિ થયા જ કરે છે. આ સર્વ દશ્યનો ભાસ હાલ તો ખરા જેવો લાગે છે ખરો, પરંતુ રૂપાનો ભાસ છીપનું ભાન થયા પછી જેમ ભ્રમાત્મક જણાય છે, તેમ ચૈતન્યાત્માનું જ્ઞાન થતાંની સાથે જ આ સર્વ દશ્યાભાસનું જ્ઞાન કેવળ ભ્રમરૂપ છે એમ સ્પષ્ટ રીતે અનુભવાય છે. જેમ આકાશની જગાએ આકાશી રંગનો ભ્રમ દરેકને એક-સરખો જ થયેલો જોવામાં આવે છે, તેમ દરેકને પોતાના અજ્ઞાન-રૂપી દોષ વડે આ જગદ્ભ્રમ પણ એકસરખો જ માલૂમ પડે છે. અર્થાત્ સર્વને પોતાના દોષસામ્ય વડે જ આ જગદ્ભ્રમ એકસરખો ભાસે છે. તેમાં અસંભાવ્ય એવું શું છે? ચિદાત્મારૂપે રહેનારું શુદ્ધ વિજ્ઞાન એ જ ફક્ત અભ્રાંતિ અથવા સત્ય સ્થિતિ છે.

## મુક્ત થયા બાદ વ્યવહાર કેવી રીતે થાય?

પરશુરામ, તેં જે પૂછ્યું તે આ પ્રમાણે સયુક્તિથી તને અત્યાર સુધી કહ્યું. હવે તું તમામ સંદેહનો ત્યાગ કરીને ઉપર કહ્યા મુજબ પૂર્ણ નિશ્ચય કર. હવે મુક્ત થયા બાદ વ્યવહાર કેમ

સંભવે છે એવો તેં જે પહેલાં પ્રશ્ન કર્યો છે, તેનો તને ઉત્તર આપું છું. (આ પ્રશ્ન પ્રકરણ ૧૫ ના આરંભમાં કર્યો છે) તે તું સાવધાન થઇને સાંભળ. મુક્ત થયેલા જ્ઞાની પુરુષો ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એમ ત્રણ પ્રકારના હોય છે. જેઓ સ્વસ્વરૂપને જાણતા હોવા છતાં પણ પ્રારબ્ધને લીધે પ્રાપ્ત થનારા સુખદુઃખાદિ ભોગ વડે ક્ષણે ક્ષણે દુઃખી થાય છે, તે મંદ જ્ઞાની કહેવાય છે. બીજા કેટલાક પ્રારબ્ધપ્રાપ્ત સુખદુઃખ ભોગવે છે; પણ ઊંઘમાં મચ્છર કરડે છે તેમ તેઓ તે તરફ લક્ષ જ આપતા નથી; તે મધ્યમ જ્ઞાની કહેવાય છે. જેઓ કરોડો પ્રારબ્ધકર્મનાં વિચિત્ર ફળ પ્રાપ્ત થાય છતાં પણ બિલકુલ ડગતા નથી અને ઉપરાઉપરી સંકટો આવે છતાં બિલકુલ ઉદ્વેગ પામતા નથી, આશ્ચર્યથી વિસ્મિત થતા નથી, મહાસુખ છતાં હર્ષયુક્ત થતા નથી અને અંદરથી શાન્ત રહીને બહારથી બીજાઓની માફક વ્યવહાર ચલાવે છે, તેઓ ઉત્તમ જ્ઞાની કહેવાય છે. આ મુજબ બુદ્ધિભેદ વડે જ્ઞાનના પરિપાકના ઓછાવત્તાપણાને લીધે અને પ્રારબ્ધની વિચિત્રતા વડે જ્ઞાનીના વ્યવહાર જુદા જુદા પ્રકારે થાય છે. માટે હે પરશુરામ ! તેમનામાં ચાલતો વ્યવહાર આ પ્રમાણેનો હોય છે. એમ તું સમજ.

---

## પ્રકરણ ૧૯ મું

### જ્ઞાનનાં સાધનમાં ભેદ છે?

દત્તાત્રેયના મુખેથી ઉપર મુજબ પોતાની શંકાઓનું સમાધાન સાંભળ્યા પછી પરશુરામે મુક્તોના વ્યવહાર બાબત ફરીથી પ્રશ્ન કર્યો. તેણે કહ્યું: 'હે ભગવન્! બુદ્ધિભેદ વડે જ્ઞાનની પરિપક્વતા ઓછાવત્તા પ્રમાણમાં થાય છે, એ બાબત મને વધારે સ્પષ્ટ રીતે સમજાવો. આત્મસ્વરૂપનું ભાન થવું તેનું નામ જ્ઞાન. તે તો એક જ પ્રકારનું છે અને મોક્ષ તદ્રૂપ જ હોવાથી એ જ સંપાદન કરવાનું હોય છે. તો બુદ્ધિભેદ વડે જ્ઞાનના પરિપક્વપણામાં ફરક શાથી

પડે છે ? તો પછી જ્ઞાનનાં સાધનમાં ભેદ છે કે કેમ ? એ સમજાવો.'

## જ્ઞાન એ કદી સાધ્ય હોય ખરું કે?

ત્યારે દયાળુ દત્તાત્રેયે તત્કાળ એ જ બાબત વધારે વિસ્તારથી કહેવા આરંભ કર્યો. તેમણે કહ્યું: 'પરશુરામ ! સાંભળ, હું તે બધું રહસ્ય તને કહું છું. કોઇના જ સાધનમાં ફરક નથી, તેમ એ બાબતમાં જુદાં જુદાં સાધનો પણ નથી. પરંતુ સાધનના ઓછા-વત્તાપણાને લીધે ફલપ્રાપ્તિમાં ફરક પડે છે; નહિ કે જુદાપણાને લીધે. સાધન પૂર્ણાવસ્થાએ પહોંચ્યું એટલે જ્ઞાન અનાયાસે જ પરિપક્વ થાય છે. પણ તે જ્યારે અપૂર્ણાવસ્થામાં હોય છે ત્યારે તે જેટલા પ્રમાણમાં અપૂર્ણ હોય છે તેટલા પ્રમાણમાં પૂર્ણતાને માટે તેને મહેનત પણ વધારે કરવી પડે છે. ખરું જોતાં તો જ્ઞાનની પ્રાપ્તિ બાબતમાં સાધનનો કાંઈ જ ઉપયોગ નથી. જ્ઞાન એ કદાપિ સાધ્ય હોતું જ નથી. તે તો સ્વભાવસિદ્ધ જ છે. ચૈતન્ય એટલે જ જ્ઞાન અને તે તો સ્વપ્રકાશ જ છે. તો પછી જેનું નિત્ય ભાન થાય છે, તેને માટે ઉપાય તો વળી શો કરવાનો રહ્યો ? પરંતુ હજારો વાસનારૂપી કાદવમાં દટાયેલું હોવાથી તે પાસે હોવા છતાં પણ કોઇનાથી એકદમ ઓળખી શકાતું નથી. આથી મનના નિરોધરૂપી જલ વડે આ વાસનારૂપી મેલ ધોઈ નાખવાને માટે જ માત્ર સાધન કરવું પડે છે. અર્થાત્ ચિત્તશુદ્ધિ એ જ સાધનનો ઉદ્દેશ છે. ચિત્તરૂપી તકતો ઘણા દિવસથી ઢાંકી રાખવામાં આવ્યો છે. તેથી પ્રયત્ન અને વિચારરૂપી તીવ્ર યંત્ર વડે તે ઘણી જ કાળજી-થી ઉઘાડવો પડે છે. તે ઉઘાડ્યા બાદ નિત્ય ભાસમાન થનારું ચૈતન્ય જ દાબડામાં મૂકેલા રત્નની માફક પ્રાપ્ત થાય છે. તેથી, હે પરશુરામ ! ચિત્તમાં ફેલાયેલી વાસનાનું નિરસન કરવાને અર્થાત્ ચિત્તશુદ્ધિને માટે જ સાધન રાખેલું છે.

## વાસનાના મુખ્ય પ્રકાર

વાસનાના ઓછાવત્તાપણાને લીધે બુદ્ધિની શુદ્ધતા પણ ઓછી-

વર્તી હોય છે. જેની બુદ્ધિને જે પ્રમાણમાં વાસનામળ ઢાંકતો હોય છે તેટલા પ્રમાણમાં જ તેને સાધનોની વધુ અથવા ઓછી અપેક્ષા હોય છે. પરશુરામ! આ વાસનાઓ અનેક પ્રકારની હોય છે. તેમાંની મુખ્ય મુખ્ય તને કહું છું તે સાંભળ. (૧) પહેલી અપરાધવાસના, (૨) બીજી કર્મવાસના અને (૩) ત્રીજી કામ્યવાસના. એમ તેના મુખ્ય ત્રણ પ્રકાર છે. (૧) અપરાધવાસના–વેદાદિકમાં અશ્રદ્ધા એ મુખ્ય અપરાધ; પ્રથમ તો એ જ આત્મવિનાશી છે. અને (૨) કર્મવાસના–કર્મવાસના એટલે વિપરીત ગ્રહ અર્થાત્ મૂળસ્વરૂપને બદલે બીજા સ્વરૂપે જાણવું તે. જેમ દોરીને સર્પ સમજવું એ પુરુષનો બીજો અપરાધ. ઘણું કરીને અનેક કલાઓમાં કુશળ એવા પુરુષો પણ આ અપરાધ વડે સંતમહાત્માઓનો સહવાસ અને સતશાસ્ત્રોના જ્ઞાનનો યોગ આવવા છતાં, પણ તે પરમશ્રેષ્ઠ સ્થાને પહોચતા નથી. 'સર્વ વિશેષ રહિત એવું જે પરમતત્ત્વ તે બિલકુલ નથી અને તેવું તે સંભવતું પણ નથી' એવી જાતની તેમની ભળતી જ સમજ થયેલી હોય છે. એટલું જ નહિ પણ, એ તત્ત્વ જાણવામાં આવે છતાં પણ 'આ પરમતત્ત્વ ન હોય એને પરમતત્ત્વ માનવાથી મોક્ષ કેવી રીતે મળે?' વગેરે શંકાઓ તે ફરી ફરીને કરે છે. પહેલો જે અશ્રદ્ધા-નામક અપરાધ એ જ આડી આવનારી મુખ્ય વાસના છે. શાસ્ત્ર-વિદ્યામાં કુશળ એવા સેંકડો, હજારો પુરુષો તેના ઝપાટામાં સપડાઇને જન્મ–મરણમાં જ વહ્યા કરે છે. તે સિવાય ઉપર બતાવેલી બીજી કર્મવાસના પૈકી કેટલાકોની બુદ્ધિમાં પૂર્વના દુષ્કૃતજન્ય સંસ્કાર વડે મલિનતા આવેલી હોય છે. તેથી તત્ત્વોપદેશ વખતે તે તેમનો ઘાત કરે છે. તાત્પર્ય કે ગુરુએ ઘણી ઘણી વખત યુક્તિપ્રયુક્તિથી સમજાવ્યા છતાં, તેમનું તેમનાથી આકલન (ગ્રહણ) થતું જ નથી. એ કર્મવાસના જ કહેવાય છે. તે વાસના મનનો નિરોધ કરવા છતાં પણ જીતવી કઠણ છે. તે પછી (૩) કામ્યવાસનાઃ–આ કામ્ય એટલે કર્તવ્યશેષ, 'મારું આ અમુક કર્તવ્ય છે. તે

કર્તવ્ય બાકી છે' ઇત્યાદિ દૃઢભાવના હોવી તે. તેની શાખાઓ પણ ઘણી છે. ઉપરાંત તેનો વિસ્તાર પણ અનંત છે. પરશુરામ! સમુદ્રના મોજાંની ગણતરી થઈ શકે ખરી કે? અથવા તો પૃથ્વીમાંના પરમાણુઓ અગર આકાશમાંના તારાઓની ગણતરી કોઇનાથી થઇ શકે ખરી કે? તે મુજબ જ વ્યવહારમાં તૃષ્ણાઓવાળા મનુષ્યોનાં કામ્ય કર્મોની સંખ્યા નક્કી કરવી અશક્ય જ છે. તેથી પરશુરામ! તને જે કહી તે આ ત્રીજી કામ્યવાસના કહેવાય. એ આકાશ કરતાં પણ વિસ્તીર્ણ (વિશાળ) અને પર્વતો કરતા પણ દૃઢ છે. એ કામ્યવાસનાને આશાપિશાચિકા પણ કહે છે. તેના વડે જ આ તમામ લોક ગાંડા જેવા થયેલા છે અને દુઃખાગ્નિથી બળ્યાઝળ્યા 'હાય હાય' કરી બૂમો પાડે છે. કાંઈક થોડા મહાત્માઓ જ માત્ર એક મહામંત્ર વડે–વૈરાગ્યબળ વડે–આ આશારૂપ પિશાચિકા પાસેથી છૂટીને સર્વાંગશીતળ થયેલા જોવામાં આવે છે.

## વાસનાનિવૃત્તિના ઉપાય

પરશુરામ! આ ત્રણ પ્રકારની વાસનાઓથી મન ભરાઇ ગયેલું હોવાથી જ આ ચિત્–તત્ત્વ ભાસમાન થતું નથી, તેથી વાસનાનો નાશ એ જ તમામ સાધનોનું ફળ છે. તેમાં (૧) પહેલી અપરાધવાસના વિચારપૂર્વક નિશ્ચય કરવાથી નિવૃત્ત થાય છે. (૨) બીજી કર્મવાસના એક જન્મમાં અગર કદાચ અનેક જન્મો પછી, જ્યારે પરમેશ્વરની કૃપા થાય છે ત્યારે નિવૃત્ત થાય છે. તેને માટે બીજા સેંકડો ઉપાયો નકામા છે. (૩) ત્રીજી કામ્યવાસના વૈરાગ્યાદિ સાધનોથી નિવૃત્ત થાય છે. એ વૈરાગ્ય વિષયમાં દોષદૃષ્ટિ રાખ્યા વિના પ્રાપ્ત થતો નથી. એ કામ્યવાસનાઓ જેટલી વધારે ઓછી હશે તેટલી દોષદૃષ્ટિ ઓછીવત્તી રાખવી પડે છે. પણ આ બધાનું મુખ્ય કારણ એટલે મુમુક્ષુતા. તેના વિના શ્રવણમનન કર્યાનો ખરો ફાયદો કદી થતો નથી, પણ માત્ર ભાષણ કરવાની કલા જ આવડે છે. પરંતુ કેવળ એવી ભાષણ કરવાની કલાથી પરમપદ પ્રાપ્ત થતું નથી.

## મુમુક્ષતા તીવ્ર હોવી જોઇએ

તીવ્ર મુમુક્ષુતા નહિ હોવા છતાં જે પુષ્કળ વિચાર કરેલો હશે અથવા શ્રવણાદિક કરેલું હશે તે તમામ મુડદાને પહેરાવેલા અલંકારની માફક તદ્દન વ્યર્થ છે. તેમ મંદ મુમુક્ષુતા પણ વ્યર્થ છે. સામાન્ય રીતે આપણે હાથે પુણ્ય થાય એટલી જ ઇચ્છા કાંઈ કામની નથી. પુણ્યની લાલસાથી થતું કર્મ મોક્ષનું ફળ આપી શકતું નથી. સુખની ઇચ્છા કયા જીવને નથી? અર્થાત્ દરેકને છે. ત્યારે તેને માટે મંદ એવી મુમુક્ષુતાનો ઉપયોગ પણ શું? મુમુક્ષુતા તીવ્ર હોવી જોઇએ. તો જ જલદીથી મોક્ષફળ પ્રાપ્ત થાય છે. તીવ્ર મુમુક્ષુતા એ જ એકલી દરેક સાધનસમુદાયમાં બસ છે. કારણ કે એ જ દરેકને સાધનોમાં પ્રવૃત્ત કરે છે. એ પ્રવૃત્તિને જ તત્પરતા કહેવામાં આવે છે. આખે ડિલે દાઝેલો માણસ જેમ એક શાંતિ વિના બીજા કશાની પણ ઇચ્છા રાખતો નથી, તેમ જ્યારે સંસારમાંથી મુક્ત થવા સિવાય બીજું બધું સૂઝવાનું બંધ થશે ત્યારે તે ઉત્કૃષ્ટ મુમુક્ષુતા જ મોક્ષરૂપી ફળ આપવા સમર્થ નીવડશે. પરંતુ આ સ્થિતિ તો મોક્ષ વિના તમામ પ્રાપ્તવ્યને ઠેકાણે દોષદૃષ્ટિ કરવાથી જ પ્રાપ્ત થાય છે. તીવ્ર વૈરાગ્યાદિ વડે એ મુમુક્ષુતા ક્રમે ક્રમે તીવ્ર થતી જાય છે. વિષય ઉપરની પ્રીતિ નષ્ટ કરનારો તે વૈરાગ્ય તો વિષયો પર દોષદૃષ્ટિ વડે જ ઉત્પન્ન થાય છે. એવા વૈરાગ્ય વડે જ પુરુષને અત્યંત તત્પર કરનારી તીવ્ર મુમુક્ષુતા ઉત્પન્ન થાય છે. પરશુરામ! એવી તીવ્ર મુમુક્ષુતાની પ્રવૃત્તિ વડે જ ઘણું અદ્‌ભુત ફળ પ્રાપ્ત થાય છે.

### પુનઃ સંશયો

આ સાંભળીને પરશુરામનું મન ફરીથી સંશયમાં પડ્યું તેથી તેણે પ્રશ્ન પૂછ્યો: 'ભગવન્! સત્સંગ એ મોક્ષનું મુખ્ય સાધન છે, એમ આપે પહેલાં કહ્યું: અને હવે વળી ઈશ્વરનો અનુગ્રહ જોઇએ એમ કહો છો. વળી દોષદૃષ્ટિ પણ કરવાનું કહો છો. તો એ ત્રણ

કારણોમાંથી મુખ્ય કયું ? અને તે પ્રાપ્ત કેવી રીતે થાય ? એની મેળે જ કાંઇ પણ થવાનું નથી એ તો નિશ્ચિત છે. તેથી તે સવિસ્તર કહો.'

## મોક્ષનું મુખ્ય સાધન ?

દયાળુ શ્રીગુરુ દત્તાત્રેય બોલ્યા: પરશુરામ ! મોક્ષનું મુખ્ય સાધન કહું છું તે શ્રવણ કર. જે પરમ ચિદ્દેવતા પોતાનાં સામર્થ્ય વડે પોતાના જ સ્વરૂપમાં જગદ્રૂપ ચિત્ર ભાસમાન કરે છે, એ જ પરા દેવીએ હિરણ્યગર્ભનામક દેહ ધારણ કરીને, અનાદિ અવિદ્યાથી મલિન થયેલા જીવોના કલ્યાણને માટે, સર્વ મનોરથની પૂર્ણતા કરનારો વેદરૂપ જ્ઞાનનો મહાસાગર પ્રગટ કર્યો. જીવને સ્વભાવતઃ વિચિત્ર ઇચ્છાઓ (વાસનાઓ) હોય છે. તેમનું હિત શા ઉપાયથી થશે એવો વિચાર કરીને તેણે જુદાં જુદાં ફળ આપનાર કામ્ય કર્મો નિર્માણ કરેલાં છે. એ પ્રમાણે દરેક જીવ સારાં અથવા નઠારાં કાંઇ ને કાંઈ પણ કર્મો સ્વભાવથી જ કર્યાં કરે છે. તે પછી કેટલાક કર્મોના ફળ જ્યારે આગળ ઉપર પાકે છે ત્યારે અનેક યોનિમાં ફરતાં ફરતાં તેને મનુષ્યજન્મ પ્રાપ્ત થાય છે. પછી વાસનાને વશ થઇને તે કામ્ય કર્મો કરવા તરફ જ દોરાય છે. બાદ તે કામના પૂર્ણ રીતે સફળ થવાની ઇચ્છાએ તે ઈશ્વર બાબતનાં શાસ્ત્રોનું અવલોકન કરે છે અને કામ્ય કર્મોનાં ફળ સાંભળીને તે તે કર્મો કરવા તરફ પ્રવૃત્ત થાય છે. તેમાં જ્યારે ક્વચિત્ એકાદ સૂક્ષ્મ દોષને લીધે તે ફળ–પ્રાપ્તિને ચૂકે છે, ત્યારે તેને સખત આઘાત થાય છે. એવો આઘાત થયા પછી શું કરવું એ સમજવાને માટે તે કોઈ પણ સત્પુરુષનો સમાગમ કરે છે. તે વખતે સમયાનુસાર પરમેશ્વરનું માહાત્મ્ય સાંભળ્યાથી પૂર્વપુણ્ય ઉદય પામી તેને પરમેશ્વરનો પ્રસાદ પ્રાપ્ત થાય છે. બાદ મોક્ષ મેળવવા તરફ તેની પ્રવૃત્તિ થાય છે. સારાંશ કે, પૂર્વપુણ્યના બળ વડે સત્સંગતિ પ્રાપ્ત કરી લેવાથી પુરુષ મોક્ષમાર્ગની અતિ દુર્લભ સોપાનપંક્તિ સંપાદન કરે છે. તેથી મોક્ષ-પ્રાપ્તિને માટે સત્સંગ એ જ મુખ્ય છે એમ સિદ્ધ થાય છે. ક્વચિત્

ઉત્કૃષ્ટ પુણ્યબળ વડે અથવા ઉત્કૃષ્ટ તપશ્ચર્યા થવાથી પણ અકસ્માત્ આકાશમાંથી ફળ પડે તેમ જ્ઞાનની પ્રાપ્તિ થયેલી જોવામાં આવે છે.

## જ્ઞાનીઓની જુદીજુદી સ્થિતિનાં કારણો

પરશુરામ! એવાં જુદાજુદાં અનેક કારણોને લીધે થનાર જ્ઞાન-પ્રાપ્તિ જુદીજુદી હોય છે. તે જ પ્રમાણે ઓછીવત્તી બુદ્ધિ, ન્યૂનાધિક વાસના અને થોડુંઘણું સાધન, એ વડે પણ જ્ઞાનની સ્થિતિ જુદી-જુદી થાય છે. જેમની બુદ્ધિ ઉપર વાસનાઓનાં પડળ સ્વભાવથી જ આછાં હોય છે તેમને થોડાં સાધનો વડે જ પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થાય છે. જેઓમાં આવી શુદ્ધ (ભાવના) વાસના સ્વભાવથી જ નથી હોતી, તેમણે પૂર્ણ રીતે જ્ઞાન પ્રાપ્ત થવા સારુ ઘણા વખત સુધી સાધન કરવું પડે છે. અને જેમનું મન સ્વભાવથી જ વાસના-ઓથી તદ્દન ભરપૂર હોય છે, તેમને જ્ઞાન થવા છતાં પણ તે ઢંકાઈ ગયા પ્રમાણે જ થાય છે. છતાં તેઓ પણ જો સાધન ચાલુ રાખે તો વખત જતાં તેમનું તે જ્ઞાન પરિપક્વ થાય છે. આવો પ્રકાર હોવાથી જ્ઞાનીની જુદીજુદી સ્થિતિ જોવામાં આવે છે.

## વિચિત્ર જ્ઞાનીઓ

હે પરશુરામ! ચિત્તની પરિપક્વ અવસ્થામાં ભેદ હોવાને લીધે જ સ્થિતિમાં ભેદ થાય છે, બુદ્ધિ ઉપર વાસનાનું આવરણ ન્યૂનાધિક પ્રમાણમાં હોય તે મુજબ જ્ઞાનના નિશ્ચયમાં ભેદ થવાથી સ્થિતિ બદલાય છે. આમ એકબીજા જ્ઞાનીઓની સ્થિતિમાં ભેદ કેવી રીતે થાય છે તે જુઓઃ—બ્રહ્મદેવ, વિષ્ણુ અને શંકર જન્મથી જ જ્ઞાની છે; પણ તેમના સ્વાભાવિક ગુણ વડે તેમનાં કાર્યો જુદાંજુદાં છે. છતાં તેમના જ્ઞાનમાં મલિનતા છે, એમ કાંઈ કહી શકાય નહિ. પ્રકૃતિના ગુણોનું સ્વરૂપ જુદુંજુદું છે. જ્ઞાનીનું શરીર જેમ કાળાનું ગોરું થઈ શકતું નથી, તેમ તેમના ચિત્તનો ધર્મ પણ પલટાતો નથી. હે પરશુરામ! મારી જ વાત જો. અત્રિઋષિના ત્રણ પુત્રો—દુર્વાસા, ચંદ્ર, અને હું. પણ એ ત્રણેના સ્વભાવમાં ફેર

છે. પહેલા દુર્વાસા રાતદહાડો ક્રોધી, તો બીજા ચંદ્ર રાતદહાડો વિલાસમાં ચકચૂર અને ત્રીજો હું તમામ સંગનો ત્યાગી. બીજો દાખલો જો. વસિષ્ઠ તદ્દન કર્મનિષ્ઠ, સનકાદિક સંન્યાસી, અને નારદ ભક્તિપ્રેમમાં મશગૂલ. વળી શુક્રાચાર્ય કવિ અને દૈત્યોનું સંરક્ષણ કરનારા છે, ગુરુ બૃહસ્પતિ દેવપક્ષના છે. વ્યાસ વાદમાં કુશળ અને આખો દિવસ શાસ્ત્રો કરવામાં જ તન્મય રહે છે. જનક રાજ્ય કરે છે અને જડભરત તો લંગોટી લગાવી પડી રહે છે. એવા બીજા કેટલાક જ્ઞાનીપુરુષો સ્વભાવ વડે જુદીજુદી સ્થિતિમાં રહે છે. હવે આ સર્વનું ગુપ્ત રહસ્ય તને કહું છું તે સાંભળ.

## બહુ માનસ

પ્રથમ જે અપરાધ, કર્મ અને કામ્ય એમ ત્રણ પ્રકારની વાસનાઓ કહી, તેમાંની બીજી જે કર્મવાસના–જેનું બુદ્ધિમાંદ્ય એ લક્ષણ છે–તે આ ત્રણમાં વધુ બળવાન છે, તેનો જેમને લેશ પણ સ્પર્શ થયેલો નથી તે જ ખરા બુદ્ધિશાળી છે. તેમની અપરાધ-વાસના પણ પછી સહેજમાં નાશ પામે છે. આવાની કામ્યવાસના અભ્યાસ વડે નષ્ટ થઈ ન હોય, છતાં હે પરશુરામ! તે તેમના જ્ઞાનને પ્રતિબંધ કરતી નથી. તેથી તેમને વૈરાગ્ય વગેરેનો બહુ ઉપયોગ હોતો નથી. તેવી જ રીતે તેમને મનન, ધ્યાન અગર સમાધિની પણ ઘણું કરીને આવશ્યકતા હોતી નથી. તેમણે એકવાર તત્ત્વનું શ્રવણ કર્યું એટલે તરત જ તેનું મનન, નિદિધ્યાસન થઈને તે પદ તેમને જ્ઞાત થતાં તેમની તમામ શંકાઓ દૂર થાય છે. પછી તેઓ જનકરાજાની માફક જીવન્મુક્ત થઈને રહે છે. તેમની બુદ્ધિ સૂક્ષ્મ અને નિર્મળ હોવાથી તેમને કામ્યાદિ વાસનાઓનો નાશ કરવાને માટે અભ્યાસ કરવો પડતો નથી. તે વાસનાઓ તેમના જ્ઞાનને પ્રતિબંધ કરનારી નહિ હોવાથી, તેમને તે પૂર્ણ રીતે નિવૃત્ત કરવાના અભ્યાસની જરૂર હોતી નથી. તેથી કરીને તેમનામાં પરમ પદ જાણ્યા પછી પણ પોતાની પહેલાની રહેલી તે વાસનાઓ

પ્રથમની માફક જ નિરંતર પ્રવૃત્ત રહેલી જોવામાં આવે છે ખરી, પરંતુ તેથી તેમની શુદ્ધ બુદ્ધિ જરા પણ મલિન અથવા લિપ્ત થતી નથી. એવા જ્ઞાની પુરુષોને 'બહુ માનસ' એવું નામ અપાયેલું છે. પણ જેમનું ચિત્ત કર્મવાસનાઓથી અત્યંત મૂઢ થયેલું હોય છે, તેમને આ પરમપદનું જ્ઞાન પ્રત્યક્ષ મહાદેવ સમજાવે તોપણ થતું નથી.

## નષ્ટમાનસ તથા સમનસ્ક

જેમની અપરાધવાસના અને કર્મવાસના એ બન્ને અલ્પ અને કામ્યવાસના પુષ્કળ હોય છે, તેમને ઘણી વખત શ્રવણ કરવાથી, પુષ્કળ મનન કરવાથી અને સમાધિનો પુષ્કળ અભ્યાસ કર્યા બાદ ઘણાં કષ્ટ સહન કર્યા પછી જ ઘણા કાળે જ્ઞાન ઉત્પન્ન થાય છે. એમનો લાંબા વખતનો અભ્યાસ હોવાથી તેમનો વ્યવહાર ઘણો ઓછો થાય છે. તેમનું મન વાસનાક્ષય વડે નષ્ટ થયા જેવું જ હોય છે. એવા જ્ઞાની પુરુષ મધ્યમ જ્ઞાનીમાં આવે છે અને તેમને 'નષ્ટ-માનસ' કહે છે. આ નષ્ટમાનસમાંના કેટલાકનો અભ્યાસ જોઇએ તેટલો પાકો થયેલો હોતો નથી. તેથી કરીને વાસનાઓનો અંશ તેમનામાં શેષ રહે છે અને મન નષ્ટ થયેલું હોતું નથી. જે મંદ-જ્ઞાની હોય છે અને જેમને 'સમનસ્ક' કહેવામાં આવે છે, એ માત્ર જ્ઞાની જ કહેવાય છે, અને પહેલા બે જીવન્મુક્ત હોય છે.

## મંદજ્ઞાનીનો વ્યવહાર

જેઓ માત્ર જ્ઞાની હોય છે તેઓ પ્રાપ્ત થયેલું દુઃખ ભોગવે છે અને નિત્ય પ્રારબ્ધને અધીન રહે છે, તેમને દેહાન્તે મોક્ષની પ્રાપ્તિ થાય છે.

## નષ્ટમાનસનો વ્યવહાર

જે નષ્ટમાનસ કહેવામાં આવ્યા તેવા લોકોએ પ્રારબ્ધને પણ જીતેલું હોય છે. હે પરશુરામ! જીવોની મનોરૂપ ભૂમિમાં પ્રારબ્ધના બીજથી ભોગરૂપ અંકુર ઉત્પન્ન થાય છે. પણ તે નષ્ટમાનસ પુરુ-

ષોને તે મનોભૂમિ નહિ હોવાથી ફૂસળના* બીજની માફક તેમના પ્રારબ્ધની તમામ શક્તિ નાશ પામે છે. હવે બહુમાનસ રહ્યા.

## બહુ માનસ જીવન્મુક્તોનો વ્યવહાર

કોઈ બુદ્ધિશાળી માણસ એકીવખતે પાંચદશ કામ કોઈ પણ જાતની અડચણ વિના કરે છે, અને આવા કર્મકુશળ માણસો વ્યવહારમાં પણ વારંવાર જોવામાં આવે છે. તેવો જ પ્રકાર આ જ્ઞાનીનો પણ છે. સાધારણ માણસ પણ રસ્તે ચાલતો જાય છે, વાતો કરતો જાય છે અને હાથ વડે ક્રિયા પણ કરે છે, એવું તો હંમેશ જોવામાં આવે છે. મન એક જ હોવા છતાં જેમ આ ત્રણ ક્રિયાઓ સાથે થાય છે, તેમજ આ ઉત્તમ જ્ઞાનીઓ સ્વરૂપાનુસંધાનથી ચલિત નહિ થતાં વ્યવહારમાં નિર્ભયતાથી વર્તે છે. ઘણા વિદ્યાર્થીઓ એકીસાથે અધ્યયન કરતા હોય છે, ત્યારે તેમાંથી કયો અશુદ્ધ બોલે છે, કયો ઉચ્ચાર જ કરતો નથી અને કયાનું બોલવું બરાબર છે, એ તમામ એક જ શિક્ષક એકીવખતે જુએ છે. એ તો દરેકના અનુભવમાં છે. અગર હે પરશુરામ! તેં મારી નાંખેલો તારો હજાર હાથવાળો શત્રુ સહસ્રાર્જુન એટલા બધા હાથ વડે અનેક આયુધો પકડીને જરા પણ ભૂલ નહિ કરતાં તારી સાથે કેવી રીતે લઢ્યો તે તેં નજરે જ જોયું છે. જેમ વ્યવહારી પુરુષોનું મન બહુવિધ થઈને ક્રમેક્રમે આવનાર અનેક કાર્યો કરે છે, તેમ જ ઉત્તમ જ્ઞાનીઓની સ્થિતિ હોય છે. તેમનું આત્માકાર થયેલું મન બાહ્ય વિષયના આકાર વડે વ્યવહારમાં પરિણામ પામતું જોવામાં આવે છે. છતાં તેમની સ્વસ્થિતિને કોઈ પણ વિરોધ આવતો નથી. તેથી તેઓ 'બહુમાનસ' કહેવાય છે. તેમનું પ્રારબ્ધ તેમની મનોભૂમિ

---

* ડાંગર ખાંડ્યા બાદ તેમાંથી નીકળતી બારીક ફૂસકી કે જેમાં અત્યંત ઝીણા ઝીણા કણકીના કણો હોય છે તેવી ફૂસકીને ફૂસળ (સંસ્કૃતમાં કુસૂલ) કહે છે.

ઉપર જેવું અંકુરિત થાય છે તેવું જ તે જ્ઞાનાગ્નિથી બળી ભસ્મ થઈ જાય છે, પુનઃ અંકુર ફૂટે છે એટલે ફરી બળી જાય છે. પ્રારબ્ધબીજનો અંકુર એટલે સુખદુઃખની પ્રાપ્તિ; અને તેને અર્થે વિચાર ચાલુ થવા એ તેનું ફળ છે. પણ અંકુર જ બળી જાય તો પછી ફળ જ ક્યાંથી થવાનું ? તેથી એવા બહુમાનસ જ્ઞાનીનો વ્યવહાર ચાલે છે તે તો દૃઢ પરિચિત એવા અનુસંધાન વડે અથવા સંસ્કારપ્રાબલ્યથી જ. જેવી રીતે કોઇ પ્રૌઢ માણસ છોકરાંની સાથે રમતો જેવામાં આવે છે, ત્યારે તે કોઇવાર ક્ષુદ્ર નિમિત્ત વડે આનંદિત થતો દેખાય છે અને વળી પાછો એકાદ પૂતળી ખોવાઈ જતાં ખેદ પામતો જણાય છે, તેવી જ રીતે એ બહુમાનસ જ્ઞાની પુરુષો વ્યવહારમાં વર્તતી વખતે આનંદ અને ખેદ પામતા જણાય છે. બીજા કોઇનું કાર્ય કરતી વખતે તેમાં થતી લાભહાનિથી ઉપજતા હર્ષ અને ખેદ જેવી રીતે આપણને બાહ્યોદ્‌ભૂત અર્થાત્ ઉપલક જ લાગે છે પરંતુ અંતઃકરણપૂર્વક થતા નથી; તેવી જ જાતનો આ જ્ઞાનીઓનો વ્યવહાર હોવાથી તેમનાં હૃદયમાં હંમેશ પૂર્ણ શાંતિ હોય છે. આ બુદ્ધિમાન જ્ઞાની પુરુષોએ વાસનાઓનો નાશ કરવા માટે તે વિરુદ્ધ ભાવનાઓનો અભ્યાસ અથવા મનનો નિરોધ, ઇત્યાદિ કાંઈ પણ વિશેષ કરેલું હોતું નથી. તેથી કરીને તે વાસનાઓ જ્ઞાનોત્તર હોવા છતાં જેવી ને તેવી જ પ્રગટ થાય છે, તેથી જ કોઇ કર્મમાં નિમગ્ન, કોઈ કામી, તો કોઇ ક્રોધી એમ ઉત્તમ જ્ઞાનીઓ અનેક જાતનાં આચરણ કરે છે.

## તત્ત્વ જાણ્યા પહેલાં અને પછીનો વ્યવહાર

ઉપર જે સમનસ્ક કરીને મંદજ્ઞાની કહેવામાં આવ્યા તેમને પણ અખિલ દૃશ્યજાત અસત્ય છે એવો નિશ્ચય થયેલો હોય છે જ. સમાધિમાં અથવા સ્વરૂપાનુસંધાનમાં તેમને બીજું કાંઈ પણ ભાસમાન થતું નથી, પણ સમાધિ ઊતર્યા બાદ તેમનું અનુસંધાન ભંગ પામે છે. ખરી રીતે જોતાં સ્વરૂપનું અખંડ અનુસંધાન રહે,

એટલે કે તે વ્યવહાર વડે પણ ખંડિત ન થાય એને જ ખરી (સહજ) સમાધિ કહે છે. કારણ કે મૂળ જે નિર્વિકલ્પ સ્વરૂપ છે તે તમામનો આધાર છે. તેથી તે જ સર્વમાં નિરંતર સ્ફુરે છે, તેના સિવાય જુદું એવું કાંઈ જ નથી. પહેલા (૧૭ મા પ્રકરણમાં) કહેલી વ્યવહારમાંની કેટલીક અવસ્થાઓમાં તેનો નિર્વિકલ્પતાથી અનુભવ પણ થાય છે. પણ તેટલા વડે જ એ દરેકની સમાધિ મોક્ષદાયક થતી નથી. પરંતુ જેમને સ્વરૂપનું અનુસંધાન અખંડ સિદ્ધ હોય છે, તેમની જ સમાધિ ખરી કહેવાય છે. વ્યવહારકાર્યમાં પણ શુદ્ધ ચિદ્રૂપ એ વેદ્ય પદાર્થોથી વિવર્જિત જ છે. તેમનો તેને સ્પર્શ નથી, એવો જ અનુભવ ઉત્તમ જ્ઞાનીઓને નિરંતર થાય છે. આકાશનો નીલવર્ણ એ વસ્તુતઃ તેમાં નથી, એવું જ્ઞાન થયા પછી પણ આંખોથી તો તે તેવો ને તેવો જ દેખાય છે, પણ તેનું અસત્યપણું જાણ્યા પછી હૃદયમાંનો અનુભવ માત્ર બદલાય છે. તેવી જ રીતે તત્ત્વ ઓળખ્યા પહેલાં થતો ભાસ અને ઓળખ્યા પછીનો ભાસ એમાં માત્ર અંતરંગ વિના બીજો કોઈ પણ ભેદ નથી. તેથી કરીને તમામ વેદ્યજાત અસત્ય છે એમ નક્કી થયા પછી તેનો સંવિત્ સાથે–શુદ્ધચિદ્રૂપ સાથે–સંબંધ ક્યાંથી થાય ? તેથી ઉત્તમ જ્ઞાની પુરુષની સંવિત્ અર્થાત્ ચિત્કલા વ્યવહાર વખતે પણ વેદ્યના સંબંધ વિનાની હોય છે. જે નષ્ટમાનસ કહેવામાં આવ્યા છે, તેઓ હંમેશાં ઉન્મની અવસ્થામાં જ રહે છે. મન નિઃસંકલ્પ રહેવું એનું નામ જ ઉન્મની અવસ્થા. વેદ્ય પદાર્થોનું સત્ય સ્વરૂપે ગ્રહણ કરવું એ જ મનનું ચલન અથવા સંકલ્પ કહેવાય. ઉત્તમ જ્ઞાનીને આ બન્ને અવસ્થાઓ એકીવખતે જ હોય છે. એટલે તેઓ બહાર તો સમાધિમાં ન હોય તેવો જ વ્યવહાર કરે છે અને અંતરમાં તો તેઓ સદાય સમાધિમાં મગ્ન રહે છે. તેથી કરીને તેમની સંવિત નિરંતર અસંગ જ હોય છે.

# પ્રકરણ ૨૦ મું

## મહેશ્વરની સભામાં શ્રેષ્ઠ કોણ?

દત્તાત્રેયે આગળ કહ્યું: 'હે પરશુરામ! તેં પૂછેલા પ્રશ્નનો જવાબ ઉપર મુજબ તને કહ્યો. એ જ બાબતમાં તને પૂર્વે બનેલો એક ઇતિહાસ કહું છું તે સાંભળ. પહેલાં સત્યલોકમાં બ્રહ્મદેવની સભામાં એક વખત જ્ઞાન–વિષયના સંબંધમાં તદ્દન સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિચાર નીકળ્યો હતો. બ્રહ્મદેવના આ જ્ઞાનસત્રમાં ભૃગુ, અંગિરા, પ્રચેતા, નારદ, ચ્યવન, વામદેવ, વિશ્વામિત્ર, ગૌતમ, અત્રિ, શુક્ર, વસિષ્ઠ, પરાશર, કણ્વ, કશ્યપ, દક્ષ, સુમંત, શંખ, લિખિત, દેવલ અને બીજા કેટલાક બ્રહ્મર્ષિઓ અને મોટા મોટા રાજર્ષિઓ એકઠા થયા હતા. ત્યાં તેમણે સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિષય કાઢીને એકબીજા સાથે મોટી મીમાંસા કરી. તે વખતે મહર્ષિઓએ એવો પ્રશ્ન પૂછ્યો કે, 'પ્રભો, આપણે તમામ જ્ઞાનીઓ પરાત્પર તત્ત્વને જાણનારા છીએ. પણ અમારો સર્વનો સ્વભાવ જુદોજુદો હોવાથી આચરણ જુદું જુદું દેખાય છે. અમારામાંના કેટલાક સમાધિમાં જ રહે છે, કેટલાક મીમાંસા કરવામાં જ મશગૂલ થઈ જાય છે, વળી બીજા કેટલાક ભક્તિ વિષયમાં જ મગ્ન થયેલા હોય છે, વળી કેટલાક કર્મ-માર્ગ જ ચલાવી રહ્યા છે, તો કેટલાક બહિર્મુખ પુરુષની માફક વ્યવહાર ચલાવે છે. તો, હે બ્રહ્મદેવ! આ બધામાં શ્રેષ્ઠ કોણ તે આપ કહો. હાલમાં તો અમે સર્વે પોતપોતાને જ શ્રેષ્ઠ માનીએ છીએ.'

આવો ઋષિઓએ પ્રશ્ન કર્યો એટલે બ્રહ્મદેવના મનમાં વિચાર આવ્યો કે, આ સર્વે મહર્ષિઓ પોતે જ્ઞાની હોવા છતાં પણ સામો પ્રશ્ન કરે છે તો તેમનો હેતુ કાંઈ ખાસ લોકકલ્યાણનો હોવો જોઇએ. તે બોલ્યા: 'હે મુનિઓ! હું પણ આ બાબત બરાબર જાણતો નથી. સર્વજ્ઞ મહાદેવને એ પૂરેપૂરી રીતે જાણમાં હશે, માટે તેમની પાસે જઇએ.'

આ પ્રમાણે ભાષણ સાંભળીને આ સર્વ ઋષિમંડળ સાથે તેઓ મહાદેવની પાસે ગયા. શ્રીવિષ્ણુ પણ ત્યાં જ આવેલા હતા. બ્રહ્મદેવે તે ઋષિઓનો પ્રશ્ન શ્રીશંકરને પૂછ્યો. પ્રશ્ન સાંભળીને અને બ્રહ્મદેવનો આશય જાણીને તેમને પણ એમ જણાયું કે આ ઋષિઓનો હેતુ પરોપકારાર્થે લોકોમાં મતમતાંતરોના ઝગડાઓથી રહિત એવું નિર્વેદ્ય જ્ઞાન પ્રગટ કરવાનો છે. તેથી તેમને હું જે જે કહીશ તે સર્વ નકામું છે. કારણ તે ઉપરથી 'ઋષિઓની પેઠે આ એક શંકરનો મત છે,' એટલું જ ફક્ત લોકોને લાગશે. એમ સ્વતઃ વિચારી મહાદેવે કહ્યું: 'હે મુનિઓ! મને પણ તેની જોઇએ તેવી માહિતી નથી, માટે ભગવતી શ્રી વિદ્યાદેવીનું આપણે ધ્યાન ધરીએ, એટલે તેની કૃપાથી આપણને તે ગુઢ અર્થ સમજાશે.'

## પરમાત્મસ્વરૂપ નિર્ણય સંબંધે વિદ્યાદેવીને પ્રશ્નો

એ મુજબ શંકરનું ભાષણ સાંભળીને સર્વ ઋષિઓએ તથા બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ વગેરે દેવોએ માહેશ્વરી ચિચ્છક્તિ વિદ્યાદેવીનું ધ્યાન કરવા માંડયું.× આ પ્રમાણે તેઓ સર્વ ધ્યાનમગ્ન હતા તે વખતે ગગનમંડળમાં મેઘગર્જના જેવો મોટો અવાજ થયો અને તે ચિદ્દેવતા આકાશમાં શબ્દરૂપ વડે પ્રગટ થયાં. 'હે મુનિઓ, તમોએ મારું ધ્યાન શા કારણે કર્યું છે? તે તમારો મનોરથ મને કહો. મારા ભકતોમાંથી કોઈની પણ ઇચ્છા કોઈ પણ વખત નકામી જતી નથી.' એ મુજબ આકાશવાણી થયેલી સાંભળીને તમામ દેવ અને મુનિમંડળે તે વિદ્યાદેવીને નમસ્કાર કર્યા. બાદ ત્રણે દેવોએ જુદીજુદી રીતે તેમની સ્તુતિ કરીને તેમને પ્રસન્ન કર્યાં. આટલું થયા પછી ઋષિઓએ બોલવાનું શરૂ કર્યું.+ તેમણે કહ્યું: 'હે દેવી!

× ચિદ્શક્તિ વૃક્ષાંક ૨, સાક્ષી કે દ્રષ્ટા. બ્રહ્મા, વિષ્ણુ, મહેશસહ મહર્ષિ વર્ગ ક્રમાંક ૪ થી ૧૬ સુધીનો વિસ્તાર સમજવો. (વૃક્ષ अ પાનું ૪૩ જુઓ.)

+ આ ત્રિપુરારહસ્યમાં સદ્‌ગુરુ દત્તાત્રેયે પરશુરામને તત્ત્વજ્ઞાનનો

હે શ્રી વિદ્યે ! તું ત્રિપુરેશ્વરીને અમારા સાષ્ટાંગ નમસ્કાર હજો. સર્વને ઉત્પન્ન કરનારી, આશ્રય આપનારી અને સંહાર કરનારી એવી તને અમારા નમસ્કાર હજો. તને જન્મ નહિ હોવાથી તું હંમેશાં પુરાતન છે અને તને વૃદ્ધાવસ્થા નહિ હોવાથી તું હંમેશાં નૂતન જ છે. તું સર્વ છે. સર્વનો સાર છે, સર્વજ્ઞ છે અને સર્વા-

---

ઉપદેશ કરેલો છે. પરશુરામે ચિત્તશુદ્ધિને માટે પ્રથમતઃ ત્રિપુરાદેવી ( ગાયત્રી )ની ઉપાસના કરેલી હતી. ( આને વિદ્યાદેવી પણ કહે છે. ) તે ભાગ ૨, પ્રકરણ ૧ માં જણાવેલું જ છે.

શાસ્ત્રનો સામાન્યતઃ એવો નિયમ છે કે ઉપાસક જેની ઉપાસના કરતો હોય તે દેવતાને જ ઉપનિષદમાં જણાવેલા 'તત્, સત્, આત્મા, બ્રહ્મ ( શ્લોક ૧ જુઓ )ની જગાએ મૂકી તેનું વર્ણન કરવામાં આવે છે અને તે સંબંધનો જ પૂર્વેતિહાસપ્રસંગ ઉપાસકની દૃઢતાને માટે કહેવામાં આવે છે. અદ્વૈત તત્ત્વનું દૃઢ જ્ઞાન થાય ત્યાં સુધી તેને આ પ્રમાણે ઉપદેશ આપવામાં આવે છે. આમ થવાથી ક્રમે ઉપાસકની દૃષ્ટિ વ્યાપક થઈ તે તદ્દન ભેદાતીત બની જાય છે. પરંતુ જ્યાં સુધી તે પૂર્ણ તદ્રૂપ થયો નહિ હોય ત્યાં સુધી તેની દૃઢતા થવાને માટે તર્ક, યુક્તિ, ન્યાય, સિદ્ધાંતો, ઇત્યાદિ અનેક સાધનોદ્વારા તેના ઉપાસ્ય દેવતાઓનાં જ દૃષ્ટાંતો તેને કહેવામાં આવે છે. તેનો ઉદ્દેશ એ છે કે આ ઉપદેશ અમો કાંઇ અમારા મનમાં આવે તેવો ફાવે તેમ ( યદ્વાતદ્વા ) કહેતા નથી. પરંતુ તમારા ઇષ્ટદેવ જે પૂર્વે કહી ગયા તે જ છે. આ રીતે આધાર સાથે સમજાવવાની શાસ્ત્રપદ્ધતિ છે.

વ્યવહારમાં પણ સામાન્યતઃ એવો નિયમ જોવામાં આવે છે કે કોઈ અપરિચિત કે અજ્ઞાનીને તેના પોતાના ખાસ હિતની વાત કહેવી હોય તોપણ તેને શ્રદ્ધા બેસાડવાને માટે તે જેને પૂજ્ય માનતો હોય, તેમના દ્વારા તેની ખાતરી કરાવી આપવી પડે છે. તેવી ખાતરી જ્યાં સુધી થતી નથી, ત્યાં સુધી તે વાત જોકે તેના પોતાના હિતની હોય તોપણ તેને તેમાં કદી વિશ્વાસ ઉત્પન્ન થતો નથી. તેમ તત્ત્વજ્ઞાનને માટે પણ ઉપાસકની ખાતરી તો તેના ઉપાસ્યદ્વારા જ કરાવી શકાય છે તેથી જ સદ્ગુરુ જે જેનો ઉપાસક હોય તે તે દેવને જ અપૌરુષેય એવા વેદાદિમાં બતાવેલા '**तत्त्वमसि, अहं ब्रह्मास्मि**' ઇત્યાદિ મહાવાક્યોમાં બતાવેલા તત્, આત્મા, બ્રહ્મ ઇત્યાદિના સ્થાને ગણી શિષ્યને ઉપદેશ આપે છે. આ

નંદરૂપ છે. અને વળી તું સર્વશૂન્ય, કોઈ પણ જગાએ નથી એવી, સાર વિનાની, કાંઈ પણ નહિ જાણનારી અને સર્વ આનંદ વિનાની છે. અને આ બન્ને દ્વૈતથી પર એવી પણ છે. હે દેવી ! તને વારંવાર નમસ્કાર હજો. આગળ, પાછળ, નીચે, ઉપર, બાજુએ અર્થાત્ તમામ જગામાં તને અમારા નમસ્કાર હજો. હે દેવી ! હવે તારું

---

ન્યાયાનુસાર અત્રે વિદ્યાદેવી ( ગાયત્રી )નું મહત્ત્વ વર્ણવેલું છે. જો આ ઉપદેશ શિવ, વિષ્ણુ, દેવી, સૂર્ય, રામ, કૃષ્ણ, ઇત્યાદિના ઉપાસકોને આપવામાં આવ્યો હોત તો તે તે દેવતાઓનું જ શ્રેષ્ઠત્વ પ્રતિપાદન કરવામાં આવત. આ પ્રમાણેનો શાસ્ત્રઉદ્દેશ લક્ષમાં રાખી કોઈ પણ મૂળ પૌરાણિક કથનનો વિચાર કરવામાં આવશે તો તેમાં કિંચિત્માત્ર પણ પંથાભિમાનનો હેતુ હોતો નથી તે સ્પષ્ટ રીતે જણાઇ આવશે. હવે આધુનિક પંથ અથવા સાંપ્રદાયના (અપૌરુષેય વેદાદિક પરંપરા તે સંપ્રદાય કહેવાય છે અને તેમાંથી પાછળથી નીકળનાર અનેક પ્રતિશાખાઓ અથવા ફાંટાઓને સાંપ્રદાય કહે છે.) પ્રચારકો કદાચ અજ્ઞાની લોકોમાં ગેરસમજ પેદા કરવાને માટે અવૈદિક કથનોને પણ પંથ યા સાંપ્રદાયિક કહે તે બનવાજોગ છે. પણ શુદ્ધાન્તઃકરણથી વિચાર કરતાં તેમાં તો ઊલટી પ્રચારકોની અજ્ઞાનતા જ જણાઈ આવશે. કારણ કે વિચારશીલ પુરુષોની દૃષ્ટિએ તો તેમાં પ્રસ્તુત સમયે પ્રસરેલા પંથો યા સાંપ્રદાયો અર્થાત્ સંકુચિત તત્ત્વો નાબૂદ કરવાનો ઉદ્દેશ જ તરી આવે છે.

આ કથાનકમાં સર્વ મહર્ષિઓ પરમાત્મતત્ત્વના નિર્ણયને માટે બ્રહ્મા, વિષ્ણુ, મહેશાદિ દેવો પાસે ગયા એવું વિવેચન આવે છે. સામાન્ય માનવીઓની દૃષ્ટિએ તો આ ત્રણે દેવતાઓ મહાદેવો છે. પરંતુ મહર્ષિની દૃષ્ટિએ તો તે ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારનું કાર્ય કરનારા બ્રહ્મના મહાન એવાં સ્થૂલ સ્વરૂપો છે. [ વધુ માટે શ્રીકૃષ્ણાત્મજ વાક્સુધા પ્રકાશન ૪, કિરણાંશ ૩૪, પાન ૨૪૫ જુઓ ] વળી આ ત્રણે મહાદેવો તથા મહર્ષિગણો તો પોતે ચૈતન્ય કે બ્રહ્મરૂપ જ છે. સ્થૂળ યા સૂક્ષ્માદિ કોઈ પણ અવસ્થામાં તેઓ પોતાની મરજી અથવા ઇચ્છા પ્રમાણે વિહાર કરી શકે અથવા રહી શકે એવા સત્ય સંકલ્પવાળા હોય છે. તેઓ સર્વે નિત્યપ્રતિ બ્રહ્મચિંતનમાં ઐક્યરૂપ બનેલા એવા સર્વ સમર્થ પુરુષો છે. તેઓ જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય; કર્તા, કરણ, કાર્ય; દ્રષ્ટા, દર્શન, દૃશ્ય ઇત્યાદિ ત્રિપુટી તથા તે સર્વના અધિષ્ઠાન 'અહમ્' ( હું ) ( વૃક્ષાંક ૩ ) અને તેના પણ

(૧) પર અને (૨) અપર રૂપ કયું તે અમને કહે. તેમજ તારું (૩) ઐશ્વર્ય, (૪) તારું જ્ઞાન, (૫) તેનું ફળ અને (૬) તે મળવાનું સાધન કયું તે કહે, અને (૭) મુખ્ય સાધક કોણ ? (૮) સિદ્ધિની પૂર્ણાવસ્થા કઈ? (૯) સિદ્ધ પુરુષોમાં શ્રેષ્ઠ કોણ ?

લક્ષાર્થદર્શક સાક્ષી (વૃક્ષાંક ૨) ભાવથી પર જ કેવળ તત્ત્વથી જ જાણી શકાય છે, એવા આત્મસ્વરૂપ (વૃક્ષાંક ૧) હોય છે. તેમને કાંઈ આત્મજ્ઞાન મેળવવાનું બાકી રહ્યું ન હતું. પરંતુ વ્યવહારમાં અજ્ઞાનીઓની દૃષ્ટિએ તેમનાં કાર્યો અને વર્તનો જુદા પ્રકારનાં જોવામાં આવે છે. તેમની સંશયનિવૃત્તિને અર્થે જ આવા પ્રસંગોનાં વર્ણનો શાસ્ત્રમાં સ્થળે સ્થળે વર્ણવેલાં હોય એમ જોવામાં આવે છે.

આ સ્થિતિને લક્ષમાં લઈને જ મહર્ષિગણો તથા દેવતાઓ બતાવી આપે છે કે જેમને ખરેખર પરમાર્થ ગૂઢતત્ત્વ જાણવાની ઇચ્છા હોય તેવાઓએ ખોટી શંકાઓ અથવા મિથ્યા વિતંડાવાદો ન કરતાં પ્રથમતઃ નિષ્કામ કર્મોદ્વારા ચિત્તશુદ્ધિ કરી લઇ સત્ય સંકલ્પનું સામર્થ્ય પ્રાપ્ત કરી લેવું જોઈએ. માટે જિજ્ઞાસુએ પોતાના મતમતાંતરોને બાજુએ મૂકી જે જેનો ઉપાસક હોય તે દેવતાની એકનિષ્ઠા વડે નિષ્કામ એટલે કોઇ પણ વ્યવહાર અર્થની ઇચ્છા નહિ રાખતાં ઉપાસના કરીને પ્રથમતઃ સત્ય સંકલ્પનું સામર્થ્ય પ્રાપ્ત કરી લેવું જોઈએ. (સત્ય સંકલ્પનું સામર્થ્ય કેવી રીતે પ્રાપ્ત કરવું તે સંબંધમાં આ પુસ્તકના ભાગ ૨, પ્રકરણ ૧૪ માં વિવેચન છે તે જુઓ.) તેવું સામર્થ્ય જ્યારે પ્રાપ્ત થાય ત્યારે તેની સત્ય સંકલ્પ વડે સ્તુતિ કરવાથી તે પ્રત્યક્ષ પ્રગટ થાય અથવા આકાશવાણી રૂપે પ્રતીત થાય છે. આને જ અપૌરુષેય કહેવામાં આવે છે. તેની અપૌરુષેય મૂર્તિ કે વાણીદ્વારા પરમાત્મતત્ત્વનો નિર્ણય કરાવી લઈ તે જ્ઞાન અજ્ઞાની જીવોની દુઃખનિવૃત્તિ અર્થે જગતમાં પ્રસૃત યા પ્રગટ કરવામાં આવે છે. આવો અપૌરુષેય નિર્ણય જ ભેદભાવ વગરનો તથા સર્વને માન્ય હોઈ શકે.

હવે જેને જગતના આરંભકાળમાં પ્રથમથી જ પ્રગટ થયેલા અપૌરુષેય એવા વેદાદિમાં નિઃશંકપણે શ્રદ્ધા હોય તેને ઉપર બતાવ્યા પ્રમાણે સાધનની ખાસ અપેક્ષા હોય છે એમ નથી. કારણ કે વેદાદિ તેવા પ્રકારના અર્થાત્ અપૌરુષેય જ છે. (ભાગ ૨, પ્રકરણ ૭ જુઓ) તેવાઓને માટે ઉપાસનાદિના સાધનોની વધુ આવશ્યકતા હોતી નથી. તેઓ તો સદ્ગુરુ

એ સર્વ હે દેવી ! અમને અનુક્રમે કહે. તને અમારા વારંવાર નમસ્કાર હજો.'

એ મુજબ પ્રશ્ન કર્યા બાદ તે દેવીને ઋષિમંડળને માટે પ્રેમ ઉત્પન્ન થતાં તેણે પોતાનાં સ્પષ્ટ, ઉત્તમ અને મધુર ભાષણનો આરંભ કર્યો. તેણે કહ્યું: 'હે ઋષિઓ ! સાંભળો. તમારા બધાય પ્રશ્નના જવાબ તમને અનુક્રમે કહું છું. આજ હું તમોને વેદસાગરનું મંથન કરીને અમૃત જ કાઢી આપું છું.

## મારું પર રૂપ

(૧) પ્રથમ મારું પર રૂપ કહું છું જેમાં આ અખિલ જગત દર્પણમાંના પ્રતિબિંબની જેમ ઉત્પન્ન થાય છે, રહે છે અને લય પામે છે, એવું સર્વને હમેશાં ભાસમાન થાય છે કે જણાય છે;

---

પાસે જઈ એકદમ આત્મવિચારના ઉપદેશમાં જ તન્મય બની કૃતકૃત્ય થાય છે. પરંતુ આ પ્રકારના જિજ્ઞાસુઓ ક્વચિત્ જ હોય છે. તેથી સર્વસામાન્ય રીતે ઉપર જણાવેલો ઉપાસનામાર્ગનો ક્રમ જ વ્યવહારમાં પ્રચલિત અને વધુ ઉપયોગી હોવાથી સર્વ શાસ્ત્રોમાં બતાવવામાં આવેલો છે.

ઉપરોક્ત વિવેચન ઉપરથી સિદ્ધ થાય છે કે ઉપાસકે (૧) પ્રથમતઃ તો ઉપાસના વડે પોતાના ઇષ્ટદેવને સત્ય સંકલ્પદ્વારા પ્રગટ કરી શકાય તેવું સામર્થ્ય પ્રાપ્ત કરી લેવું જોઇએ. અને (૨) તેવું સામર્થ્ય પ્રાપ્ત થયા પછી તેવી અપૌરુષેય મૂર્તિ કે વાણી વડે થયેલા નિર્ણયને માન્ય કરી પરમાત્મતત્ત્વનો નિશ્ચય કરી લેવો જોઇએ; આવાં પૌરાણિક કથાનકોનો મૂળ ઉદ્દેશ આ પ્રમાણે જિજ્ઞાસુઓને સાચો માર્ગ બતાવવાનો જ હોય છે, એમ આ ઉપરથી નિશ્ચયપૂર્વક જાણી શકાશે.

કેવળ વાચ્યાર્થ, લક્ષ્યાર્થ, કે કુતર્કો કરી વિતંડાવાદો કરવા એ અનુચિત છે. એવું સૂચવવાનો આ કથાનકોનો મૂળ હેતુ છે. આ વ્યતિરિક્ત (સિવાયના) અન્ય કોઈ પણ માર્ગો નિરર્થક જ છે.

તાત્પર્ય એ છે કે આ પ્રકારનાં મૂળ પુરાણાદિ શાસ્ત્રમાં જે વર્ણનો આવેલાં હોય, તેનો ઉદ્દેશ વૈદિક સંપ્રદાયના સિદ્ધાન્ત પ્રમાણે એકતા પ્રસ્થાપિત કરવાનો એટલે પરમાત્મતત્ત્વનો નિઃશંક એવો સાચો નિર્ણય જિજ્ઞાસુઓને બતાવવો એ જ એક હોય છે એમ વિચારને અંતે જણાશે.

આત્મજ્ઞાન ન હોય તેમને જે જગતના આકારમાં ભાસમાન થાય છે; યોગીઓને જે અત્યંત શાંત અને ગંભીર સાગરની માફક તદ્દન નિશ્ચલ ભાસે છે અને કેવળ નિર્વિકલ્પરૂપે જ અનુભવમાં આવે છે; એકનિષ્ઠ ભક્તો પ્રેમ વડે અને કોઈ પણ પ્રકારની કામના નહિ રાખતાં જેનું નિત્ય સેવન કરે છે, તેમજ અદ્વૈતપદનું જ્ઞાન થવા છતાં અત્યંત તત્પરતાથી ભગવાન અને ભક્ત એવો ભેદભાવ તેઓ જેની અંદર કરે છે; અને શાસ્ત્ર વડે જે લક્ષ્યાર્થથી સામાન્ય રીતે જાણી શકાય છે; તે એટલે તત્પદ એ જ મારી શ્રેષ્ઠ મૂર્તિ અર્થાત્ પર રૂપ છે. અને મને જ બ્રહ્મવાદીઓ પરબ્રહ્મ કહે છે. ( વૃક્ષાંક ૧ )

## મારું અપર રૂપ

(૨) સમગ્ર બ્રહ્માંડની પાર આવેલા અમૃતસમુદ્રમાં જે રત્નોના દ્વીપ છે, તેમાંના એક કદંબના ઉપવનમાં ચિંતામણિએ બનાવેલું એક સુમનોહર મંદિર છે. તેમાં બ્રહ્મદેવ, વિષ્ણુ, રુદ્ર અને ઈશ્વર એ ચાર પગનો અને સદાશિવાત્મક પૃષ્ઠભાગવાળો જે મંચ છે તે ઉપર બિરાજેલી અનાદિ જે ત્રિપુરસુંદરીની મૂર્તિ છે તે મારું અપરરૂપ છે.× તેવી જ રીતે હે ઋષિઓ! સદાશિવ, ઈશાન, બ્રહ્મદેવ, વિષ્ણુ, શંકર, ગણપતિ, ષડાનન, ઇન્દ્રાદિ દિક્પાલ, લક્ષ્મી વગેરે શક્તિ, વસુરુદ્રાદિ ગણો, રાક્ષસ, દેવ, નાગ, યક્ષ, કિંપુરુષ ઇત્યાદિ જે જે કહીએ તે તે તમામ મારા અપરરૂપ જ છે. ( વૃક્ષાંક ૨ થી ૧૬ સુધી ) એ મુજબ હું સર્વ હોવા છતાં, મારી માયા વડે મોહિત થયેલા પુરુષો મને ઓળખતા નથી. પણ તેઓ મારી ( વૃક્ષાંક ૧ ની) જ સેવા કરે છે અને તેમને તેમનું કલ્યાણ કરનાર મારાથી જુદું બીજું કોઈ પણ પૂજનીય નથી. તેમ ફલદાયી પણ નથી. જે જેવી રીતે મારું સેવન કરે છે તેને તે

× આ વિદ્યાદેવી એ જ ગાયત્રીદેવી છે. વિદ્યાદેવી, ત્રિપુરાદેવી ઇત્યાદિ તેનાં જ નામો છે. ત્રિપુરધામની અધિષ્ઠાત્રિદેવી તે જ ત્રિપુરાદેવી છે. તેને જ સુભગા, સુંદરી, અંબિકા વગેરે નામો આરણ્યકમાં આપેલાં છે.

મુજબ મારી પાસેથી ફળ મળે છે.

## મારું ઐશ્વર્ય

(૩) મારું ઐશ્વર્ય અમર્યાદ છે. કોઈની પણ સહાય લીધા વિના, એકાકી અને ચિત્સ્વરૂપ હોવા છતાં હું અનંત જગતના આકાર વડે ભાસમાન થાઉં છું. એ પ્રમાણે ભાસમાન થતી વેળાએ પણ હું મારા સ્વરૂપથી જરા પણ ચલાયમાન થતો નથી. એવી દુર્ઘટ ઘટના બનાવવાની શક્તિ એ જ મારું મહદૈશ્વર્ય છે. હે ઋષિઓ ! વળી મારું વિશેષ ઐશ્વર્ય તમને કહું છું તે તમે સૂક્ષ્મ દૃષ્ટિથી નિહાળજો. હું સર્વને આશ્રય આપનાર હોવા છતાં અને સર્વના અંતરમાં હોવા છતાં કેવળ સંગરહિત છું. હું નિત્ય-મુક્ત હોવા છતાં પુનઃ પુનઃ મુક્ત થાઉં છું. આત્મસ્વરૂપને ભૂલી જઇને ઘણા કાળ સુધી હું સંસારમાં ગૂંથાઈ રહું છું, અને પુનઃ હું જ સદ્‌ગુરુ પાસે જઈ તેમના શિષ્યપણાનો અંગીકાર કરીને આત્મસ્વરૂપને જાણું છું. અને આવડું મોટું જગત કોઈ પણ જાતનાં સાધન વિના હું જ નિર્માણ કરું છું. એવું મારું નાના પ્રકારનું ઐશ્વર્ય છે. તેની સહસ્રમુખથી પણ ગણતરી થઇ શકે તેમ નથી. માટે છેવટે ટૂંકામાં કહું છું કે મારા ઐશ્વર્યના એક અંશ વડે જ આ અદ્‌ભુત જગદ્‌યાત્રા સર્વત્ર ફેલાઇ રહેલી છે.÷

## મારું જ્ઞાન

(૪) મારું જ્ઞાન દ્વૈત, અદ્વૈત, વગેરે અનેક પ્રકારે છે. તેવી જ રીતે તેનું ફળ પણ શ્રેષ્ઠ, કનિષ્ઠ ભેદ વડે જુદુંજુદું છે; દ્વૈત જ્ઞાન પણ અનેક પ્રકારનું છે. કારણ તે જુદીજુદી ઉપાસ્ય મૂર્તિ ઉપર આધાર રાખે છે. તેને ધ્યાન અગર ઉપાસના એમ વ્યવહારમાં કહે-વામાં આવે છે. પરંતુ તે સ્વપ્નાની માફક અગર મનોરાજ્યની માફક

---

÷ વૃક્ષાંક ૧ માં વસ્તુતઃ 'હું' એવો ભાવ નહિ હોવા છતાં ૨ થી ૧૬ સુધીનો મિથ્યા મહદ્ વિસ્તાર ભાસવો એ જ મારું (ક્રમાંક ૧) નું મહદ્ અને વિશેષ ઐશ્વર્ય છે, એમ કહેવાનો આશય છે એમ સમજવું.

ક્ષણિક અનુભવમાં આવનારું છે, છતાં પણ તે તેના પ્રમાણમાં સફળ થાય છે. એવી નિયતિની યોજના છે. એના અનેક પ્રકારમાં ઉપર કહ્યા મુજબ મારી અપર મૂર્તિનું ધ્યાન એ મુખ્ય છે, અને તે જ ક્રમે ક્રમે મુખ્ય ફળ એટલે મોક્ષ આપવામાં કારણ બને છે. અદ્વૈતજ્ઞાનનું જ મુખ્યત્વે કરીને જ્ઞાન એ નામ છે. મારી (વૃક્ષાંક ૧) (પરમશ્રી વિદ્યાદેવીની) આરાધના કર્યા વિના આ અદ્વૈત-સંજ્ઞક મહાવિદ્યા શી રીતે પ્રાપ્ત થાય? જે કેવળ પરમ ચૈતન્ય એ જ અદ્વૈત વિજ્ઞાન. તે શુદ્ધ અવસ્થાનું જ્ઞાન થાય તો દ્વૈતભાવ-નાની નિવૃત્તિ અનાયાસે જ થઈ, ચિત્ત કેવળ આત્માભિમુખ બને છે, ત્યારે જ તે અદ્વૈત વિજ્ઞાન અનુભવમાં આવે છે. હે ઋષિઓ! વેદવાક્યોના આધારે પ્રતિપાદિત સયુક્તિક વિચાર વડે આત્મ-સાક્ષાત્કાર થઈને 'દેહ જ હું છું' એવી ભાવનાનો નાશ થવો એ જ જ્ઞાન કહેવાય છે.

જે જ્ઞાન વડે આ ભાસમાન દૃશ્ય કોઈ પણ જગાએ કિંચિ-ન્માત્ર પણ સ્ફુરિત થતું નથી, જે જ્ઞાન વડે કોઈ પણ જગાએ કાંઈ પણ જાણવાનું રહેતું જ નથી, જેના અનુભવ વડે સર્વ જાતના વિષયો આત્મરૂપ થઈ જાય છે, તે જ ખરું અદ્વૈતજ્ઞાન કહેવાય છે. જે જ્ઞાન પ્રાપ્ત થયા બાદ ચિરકાલ પુષ્ટ થયેલો સંશય વાયુથી લય પામનાર વાદળની જેમ નષ્ટ થાય છે અને જ્યાં કામાદિ વાસનાઓ દાંત પાડી નાખેલા સાપની માફક વ્યર્થ થાય છે, તે જ હે ઋષિઓ! મારું પરમ વિજ્ઞાન છે. (ભાગ ૧ જુઓ)

## મારું વિજ્ઞાન

(૫) સર્વ દુઃખોનો નાશ થવો એ જ વિજ્ઞાનનું કાર્ય છે. અત્યંત નિર્ભય અવસ્થા પ્રાપ્ત થવી એ જ ખરું ફળ છે. 'આ બીજો જ કોઈ છે' એ ભાવનાથી ભય ઉત્પન્ન થાય છે. પરંતુ અદ્વૈત તત્ત્વ પૂર્ણપણે જાણ્યા બાદ, સૂર્યોદય થતાં અંધકાર જેમ નાશ પામે છે, તેમ આ દ્વૈતભાવના ક્યાં ચાલી જાય છે અર્થાત્

નાશ પામે છે તે સમજાતું પણ નથી. માટે હે ઋષિઓ! દ્વૈત સંકલ્પનો નાશ થયા બાદ કોઈ પણ સ્થળે ભય નથી. સ્વસ્વરૂપથી અતિરિક્ત ( જુદું ) ફળ જે વડે પ્રાપ્ત થાય છે તે હંમેશ ભયકારક જ હોવાનું; કારણ કે સ્વાત્મસ્વરૂપ સિવાય બીજું સર્વ નાશવંત છે એમ પ્રત્યક્ષ દેખાય છે. નાશવંત વસ્તુને ભય છે તેથી તેને વિષે નિર્ભયતા ક્યાંથી પ્રાપ્ત થાય ? સંયોગને અંતે વિયોગ તો હોય છે જ એવો સર્વત્ર અનુભવ છે. તો તેથી ફળનો યોગ પણ નષ્ટ થવાનો એ પણ નિશ્ચિત છે. તેટલા માટે જ્યાં સુધી ફળ આત્મરૂપ ન હોય પણ અન્યરૂપ હોય ત્યાં સુધી ભય તો હોય જ છે. માટે જે આપણા આત્મસ્વરૂપથી જુદું ન હોય તે જ નિર્ભય એવું ફળ છે અને તે જ મોક્ષ કહેવાય છે. જ્યારે જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન એ સર્વ એકરૂપ થાય છે, ત્યારે જ તમામ ભય વિનાનું મોક્ષ નામક સર્વોત્તમ ફળ મળે છે. સંકલ્પવિકલ્પશૂન્ય અને મૂઢપણાથી રહિત એવું જે જ્ઞાતાનું શુદ્ધ આત્મસ્વરૂપ તે જ જ્ઞાન. તે સ્વરૂપ પહેલાં પહેલાં ઓળખવામાં આવતું નથી. ગુરુ અને શાસ્ત્ર એની ઓળખાણ કરાવી આપે છે. જેને વિજ્ઞેય તત્ત્વ કહેવામાં આવે છે, તે એ જ છે. જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન એ જ્યાં સુધી જુદાંજુદાં અનુભવમાં આવે છે ત્યાં સુધી તે સર્વ નકામું છે. પરંતુ તે ત્રિપુટીમાંનો પરસ્પર ભેદ નષ્ટ થાય છે, એટલે તે જ જ્ઞાતા, તે જ જ્ઞેય, અને તે જ જ્ઞાન બને છે. ત્રિપુટીઓની અભિન્ન એકરૂપતા એ જ જ્ઞાનનું ફળ છે. વસ્તુતઃ તો જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન અને આ ફળ એમાં કાંઈ પણ ભેદ જ નથી. વ્યવહારની સિદ્ધિ થવા માટે તેમાં આ ભેદ કલ્પવામાં આવેલો છે. તેથી ત્યાં એના સિવાય નવું એવું કાંઈ જ ફળ મળવાનું નથી. આ આત્મા માયા વડે જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય અને તેનું ફળ ઇત્યાદિ રૂપથી જ્યાં સુધી ભાસમાન થાય છે, ત્યાં સુધી આ સંસાર એ પર્વતની માફક ઘન જણાય છે. પરંતુ જ્યારે કોઈ પણ કારણથી પ્રસંગવશાત્ ભેદ-

શૂન્ય સ્વરૂપ ભાસમાન થાય છે, ત્યારે જેમ પવનથી વાદળાં વીખરાઈ જાય છે તેમ સર્વ સંસારનો વિલય થઈ જાય છે.

## તીવ્ર જિજ્ઞાસાનું ફળ અને બુદ્ધિના દોષો

(૬) એવા પ્રકારનો ખરો મોક્ષ પ્રાપ્ત થવાને માટે તે સંબંધમાં તત્પરતા (તીવ્ર જિજ્ઞાસા) એ મુખ્ય સાધન છે. તીવ્ર તત્પરતા હોય તો અન્ય સાધનની કાંઈ પણ જરૂર નથી. પરંતુ તત્પરતા જો તીવ્ર ન હોય તો બીજાં હજારો સાધનો વડે પણ શું થાય તેમ છે? તેથી તત્પરતા એ મોક્ષનું મુખ્ય સાધન છે. 'ગમે તે ભોગે આ સ્વસ્વરૂપાનુભવનું કાર્ય સિદ્ધ કરીશ' એવું નિરંતર ભાન થવું એ જ તત્પરતા કહેવાય છે. જેને એવી અવસ્થા પ્રાપ્ત થયેલી છે તે હંમેશ મુક્ત જ છે. કારણ કે પછી તે કેટલાક દિવસો અગર મહિનાઓ અગર વર્ષો બાદ અગર બહુ તો બીજા જન્મમાં પણ અંતે મુક્ત જ થવાનો. કારણ તે માર્ગે પડેલો હોય છે. ફક્ત બુદ્ધિના નિર્મળપણામાં જેટલો તફાવત હશે તે પ્રમાણમાં થોડો અગર વધુ કાળ તેને લાગે એટલું જ માત્ર.

તમામ પુરુષાર્થમાં આડે આવનારા એ બુદ્ધિના દોષો ઘણા પ્રકારના હોય છે. તે જ આ લોકને ઘોર સંસારરૂપી દાવાનળમાં સળગાવી રહ્યા છે. તેમાં પહેલો અનાશ્વાસ, બીજો કામ્યવાસના અને ત્રીજો જાડ્ય, એવા ત્રણ પ્રકાર મુખ્ય છે. તેમાં અનાશ્વાસના બે પ્રકાર છે, એક સંશય અને બીજો વિપર્યય. ઉપર કહેલી તત્પરતા અર્થાત્ તીવ્ર મુમુક્ષુતાને માટે આ બે મુખ્ય વિઘ્નરૂપ છે. વિષયવિરાગ વડે અને 'દેહ તથા જીવાદિ બ્રહ્મ અર્થાત્ ચૈતન્ય જ છે' એવો ઊલટો નિશ્ચય કરવાથી આ ઉભયનો ક્રમે ક્રમે નાશ થાય છે. આ કામમાં મુખ્ય ઉપાય તો મૂળને જ ઉખેડી નાખવું એ જ એક છે. એ અનાશ્વાસનું મૂળ શાસ્ત્રવિરુદ્ધના જે તર્કો છે તેનું સેવન કરવું એ જ છે. તેનો ત્યાગ કરવો અને સત્ તર્કોનો વિચાર ચાલે તે માટે શાસ્ત્રવિરોધી તર્કોની વિરુદ્ધ એટલે શાસ્ત્રીય

તર્કોનો નિશ્ચય કરતા રહેવું. એમ કરવાથી શ્રદ્ધા ઉત્પન્ન થાય છે અને અનાશ્વાસ નષ્ટ થાય છે.

બુદ્ધિ ઉપર કામાદિ વાસનાઓનાં જે પડળ હોય છે તે શ્રવણને આડે આવે છે. કામાદિકથી વ્યાપેલી બુદ્ધિ પ્રાયઃ જ્ઞાન તરફ પ્રવૃત્ત થતી નથી. વ્યવહારમાં પણ કામી પુરુષ પોતાના પ્રિય વિષયના ચિંતનમાં તદ્દન તન્મય બની ગયેલો હોય છે ત્યારે તેને બીજું કાંઈ પણ સૂઝતું નથી, અગર તેને કાંઇ સંભળાતું પણ નથી. તે અવસ્થામાં થયેલું શ્રવણ, નહિ કર્યા બરાબર જ થાય છે. તેથી આ કામ્યવાસનાઓ વૈરાગ્યબળથી કબજે કરી લેવી જોઇએ. એ કામ્યવાસનાઓ કામ, ક્રોધ, લોભ, દંભ, વગેરે હજારો પ્રકારની છે. તે સર્વનું મૂળ કામ છે. તે નષ્ટ થયા પછી બીજું કાંઈ રહેતું નથી. એ કામ વૈરાગ્યથી નાશ પામે છે. 'અમુક મારે જોઇએ' એવા પ્રકારની જે આશા એ જ કામ. તે પ્રાપ્ય પદાર્થના સંબંધમાં સ્થૂલ થયેલી હોય છે અને જે પ્રાપ્ત થઈ ન શકે તે બાબતને માટે સૂક્ષ્મ હોય છે. દૃઢ વૈરાગ્ય વડે તે તમામને કાઢી નાખવી જોઇએ. વૈરાગ્યનું મૂળ કહીએ તો તે કામ્ય વિષયોના દોષોનો વિચાર કરવો અને તે વિષયોનો સંબંધ ત્યજવો એ જ છે. એમ કરવાથી વાસના નષ્ટ થાય છે.

બુદ્ધિનો ત્રીજો દોષ જે જાડ્ય, તે તો અભ્યાસ કરવાથી પણ જીતવો કઠણ છે. જો આ દોષ હોય, તો માણસ ઘણી જ કાળજીથી શ્રવણ કરવાનું ચાલુ રાખે તોપણ બુદ્ધિમાં ઊતરતું નથી. આ તો પુરુષાર્થનો નાશ કરનાર મોટામાં મોટો દોષ છે. તે માટે તો પરમેશ્વરની સેવા વિના બીજો કોઈ પણ ઉપાય જ નથી. તે સેવાના પ્રમાણમાં હું તેની બુદ્ધિનું જાડ્ય હરણ કરું છું. આ જાડ્યના ઓછાવત્તા પ્રમાણ અનુસાર હમણાંના અથવા બીજા જન્મમાં તેને તે ફળની પ્રાપ્તિ થાય છે. હે ઋષિઓ! તમામ સાધનસામગ્રી મારી કૃપા વડે જ પ્રાપ્ત થાય છે. જે પુરુષ નિષ્કામ બુદ્ધિ વડે અને ભક્તિ-

પૂર્વક નિત્ય મારી ઉપાસના કરે છે, તે સાધનોની અડચણોનું નિવારણ કરીને જલદીથી કૃતાર્થ થાય છે. પરંતુ જે અવળી રીતે સાધનોની પાછળ પડે છે અને દરેકની બુદ્ધિને વિકસિત 'કરનાર હું' (શ્ર. ૧) જે પરમેશ્વરી તે તરફ દુર્લક્ષ કરે છે, તેવાનું બુદ્ધિમાંદ્ય દૂર થતું નથી. વળી તેને તે વડે ડગલે ને પગલે ઠોકરો ખાવી પડે છે, અને એવાને ફળ મળવાની આશા જ હોતી નથી. સાર એ કે હે ઋષિઓ! તત્પરતા એ જ્ઞાનનું મુખ્ય સાધન છે.

## ખરો સાધક

(૭) જેમને એવી તત્પરતા છે એ જ મુખ્ય સાધક છે. તેમાં વળી સાથે તેને મારી ભક્તિ હોય તો તે સર્વમાન્ય જ છે.×

## સિદ્ધિ એટલે શું ?

(૮) હું દેહ નથી પણ આત્મા જ છું એવો નિશ્ચય થવો તેનું નામ સિદ્ધિ. દેહાદિકને ઠેકાણે લાગનારું આત્મત્વ એટલે દેહ એ જ આત્મા છે એવી સમજણ નાશ પામીને બુદ્ધિ નિર્મળ થાય એટલે સિદ્ધિ જ પ્રાપ્ત થઈ. આત્મા વિષેનો નિશ્ચય તમામનો છે એટલે કે 'હું છું,' 'આપણે છીએ' એ તો બધા જાણે છે. પણ તે નિશ્ચય કેવળ રૂપે ન હોઇ દેહાદિના રૂપે છે. તેથી જ દેહાદિકને ભાસમાન કરનારું જે કેવલ ચૈતન્ય એ જ આત્મા, એવો નિશ્ચય થઇ તમામ સંશયોનો લય થવો એને જ જ્ઞાનસિદ્ધિ કહેવામાં આવે છે. ખેચરત્વાદિ અને અણિમાદિ સિદ્ધિઓ આ જ્ઞાનસિદ્ધિના સોમા ભાગની પણ બરાબરી કરી શકે તેમ નથી. આ તમામ સિદ્ધિઓ વિશિષ્ટ કાળ અને દેશ વડે મર્યાદિત હોય છે, એટલે કે તેમનું સામર્થ્ય અમુક વખતે અને અમુક જગાએ જ ફક્ત અનુભવમાં આવનારું હોય છે, પણ આ શિવસ્વરૂપ સ્વાત્મસિદ્ધિ અ-

× અદ્વૈત તત્ત્વનું પૂર્ણ જ્ઞાન થયા છતાં જે ભક્ત અને ભગવાન એવા ભાવથી સાધના ચાલુ રાખે છે તે. પ્રશ્ન ૧ નો ઉત્તર જુઓ.

મર્યાદ છે. આત્મજ્ઞાનના સાધનમાં અણિમાદિ ક્ષુદ્ર સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, પરંતુ તેઓ તો આત્મજ્ઞાનની પ્રાપ્તિમાં વિઘ્ન કરનારી છે. મદારીની રમતની માફક એ સિદ્ધિઓથી સ્વહિત કેમ કરી સાધી શકાય ? જેને આત્મજ્ઞાન થવાથી પ્રત્યક્ષ બ્રહ્મદેવના અધિકારનું સ્થાન પણ તણખલા બરાબર લાગે છે તેને આ સિદ્ધિઓ તો એક બાળકની રમત જેવી લાગે છે. તેથી માત્ર એક આત્મજ્ઞાન વિના બીજાને સિદ્ધિઓ જ કહી શકાય નહિ. જે વડે દુઃખનો કાયમનો નાશ થાય અને પરિપૂર્ણ આનંદમાં નિમગ્ન થઇ જવાય, તેમ મૃત્યુના મુખમાંથી પણ છુટકારો થઇ જાય, એ જ ખરી સિદ્ધિ કહેવાય.

આ જ્ઞાનસિદ્ધિ અનેક પ્રકારના અભ્યાસભેદ વડે, બુદ્ધિના ઓછાવત્તા નિર્મળપણાથી અને જ્ઞાનની પરિપક્વતાથી ઊપજતા સારાસાર વિવેકને લીધે વિવિધ પ્રકારની થાય છે. પરંતુ (૧) ઉત્તમ, (૨) મધ્યમ, (૩) કનિષ્ઠ એવા તેના ત્રણ ભેદ કરી શકાય છે. બ્રાહ્મણોનો વેદપાઠ પણ એવો જ ત્રિવિધ છે. તીવ્ર બુદ્ધિને લીધે અને પુષ્કળ અભ્યાસ થવાથી બીજા ઉદ્યોગ કરવા છતાં પણ જેમાંના અક્ષરો સ્પષ્ટ ભણી શકાય છે તે વેદપાઠ ઉત્તમ કહેવાય છે. જેમાં બીજા કાર્ય તરફ અને પાઠ તરફ એમ બન્ને તરફ ચિત્તને રાખવામાં આવે તો જ બરાબર ભણી શકાય એવા પાઠને મધ્યમ પ્રકારનો કહેવાય. અને જેમાં કેવળ પાઠ તરફ જ મન લગાડવામાં આવે એટલે બીજા ઉદ્યોગો તરફ દુર્લક્ષ કરવામાં આવે તો જ ભૂલ વિના ભણી શકાય એવો પાઠ કનિષ્ઠ કહેવાય છે. એ પ્રમાણે જ્ઞાનસિદ્ધિ પણ ત્રણ પ્રકારની છે. જેમાં વ્યવહાર કરતી વખતે તત્ત્વાનુસંધાન રાખવાની જરૂર પડતી નથી, પરંતુ તે સ્વાભાવિક જ રહે છે તે ઉત્તમ; જેમાં તત્ત્વાનુસંધાન રાખવું પડે છે તે મધ્યમ; અને જેમાં વ્યવહાર બિલકુલ જ થઈ શકતો નથી પરંતુ નિત્ય તત્ત્વાનુસંધાન જ રાખવું પડે છે તે જ્ઞાનસિદ્ધિ કનિષ્ઠ છે. જો કે આ ત્રણેમાં સ્વરૂપતઃ કાંઈ ભેદ નથી; છતાં પણ જે ઉત્તમ સિદ્ધિ છે

તેને સિદ્ધિની પરાકાષ્ઠા (પરમાવધિ) કહેલી છે. સ્વમાદિ અવસ્થામાં પણ જેનું સાતત્ય હોય છે અને વિચારનો ઉદય થતાની સાથે જ જે અનુભવમાં આવે છે, એ જ સ્વરૂપસિદ્ધિ સર્વમાં શ્રેષ્ઠ છે. સર્વ વ્યવહારમાં જ્યારે પૂર્વસંસ્કારવશાત્ અનાયાસે અર્થાત્ કોઇ પણ હેતુ વગર પ્રવૃત્તિ થવા લાગે છે, ત્યારે તે સિદ્ધિની પરાકાષ્ઠા જાણવી. પ્રયત્ન નહિ કરતાં જ સંવિદ્રૂપ આત્મામાં જ્યારે અખંડ સ્થિતિ થવા માંડે છે, ત્યારે તે સિદ્ધિ મર્યાદાથી પર પહોંચી એમ કહી શકાય છે. વ્યવહાર કરતી વખતે દરેક પદાર્થનો અનુભવ લેવામાં આવે છતાં પણ દ્વૈત બિલકુલ જણાય નહિ, તેમની સિદ્ધિ પૂર્ણાવસ્થાએ પહોંચી એમ જાણવું. જાગૃતિમાં વ્યવહાર કરતી વખતે જ્યારે નિદ્રા આવી હોય એવું અંતઃકરણમાં સ્વાસ્થ્ય હોય છે, ત્યારે તે જ્ઞાનસિદ્ધિની પરિપૂર્ણતા થાય છે.

## પૂર્ણ સિદ્ધ

(૯) ઉપર પ્રમાણેની સ્થિતિ જેમને પ્રાપ્ત થઇ તે ઉત્તમ સિદ્ધ. વ્યવહારમાં હોવા છતાં જે બુદ્ધિમાનની સમાધિ કોઇ પણ વખતે ભંગ પામતી નથી, તેને ઉત્તમ સિદ્ધ જાણવો. જુદાજુદા જ્ઞાનીઓની જુદીજુદી સ્થિતિ સ્વાનુભવ ઉપરથી જે અંતરમાં ઓળખી શકે છે, તે ઉત્તમ સિદ્ધ જાણવો. જેને તલમાત્ર પણ સંશય નથી અને તલભાર ઇચ્છા પણ નથી, તે સર્વોત્તમ સિદ્ધ કહેવાય છે. જે વ્યવહારમાં તદ્દન નિર્ભય હોય છે અને તમામ સુખદુઃખ તેમજ જગતના અનેકવિધ વ્યવહારો એ સર્વ પોતામાં જ ભાસમાન છે એવું જે પૂર્ણ રીતે સમજે છે, તેને પૂર્ણસિદ્ધ કહેવો. અત્યંત બદ્ધ અને પૂર્ણમુક્ત એ જેને પોતાનું જ સ્વરૂપ છે એમ લાગે છે, તેને ઉત્કૃષ્ટ સિદ્ધ જાણવો. ઋષિઓ! વધુ શું કહું? 'આ 'ઉત્તમ સિદ્ધ એટલે હું (વૃ. ૧) પોતે જ છું' એમ સમજો. અમારા બંનેમાં બિલકુલ ભેદ નથી. આ તમારા પ્રશ્નોના જવાબ મેં તમને તદ્દન સ્પષ્ટપણે કહ્યા છે. આ રહસ્ય સારી રીતે સમજાયા બાદ

ફરીથી કોઇને પણ મોહ થશે નહિ.'

એટલું કહ્યા બાદ એ વિદ્યાદેવીએ પોતાનું ભાષણ પૂરું કર્યું. તે સાંભળીને સર્વ ઋષિઓએ પોતાનો સંશય છોડી દઈ વિદ્યાદેવીનું નિરૂપણ માન્ય કર્યું. ત્યારબાદ શિવાદિ લોકપાલોને નમસ્કાર કરીને, તેઓ પોતપોતાના સ્થાનમાં ચાલ્યા ગયા.

હે પરશુરામ! આ વિદ્યાગીતા મેં તને કહી સંભળાવી. એનું શ્રવણ કરવામાં આવે તો તે પાપનો સંચય નષ્ટ કરે છે, અને તેનો સારી રીતે વિચાર કરવામાં આવે તો તેને સ્વાનંદસામ્રાજ્યની પ્રાપ્તિ થાય છે. તે સાક્ષાત્ વિદ્યાદેવીએ જ કહેલી હોવાથી ઘણી જ ઉચ્ચ કોટિની છે. તેનું નિત્યપઠન કરનાર ઉપર તે પોતે જ સંતુષ્ટ રહીને તેને સ્વરૂપનું જ્ઞાન કરી આપે છે. હે પરશુરામ! સંસાર-સાગરમાં ડૂબતાઓને માટે આ એક ઉત્તમ નૌકા છે.'

---

# પ્રકરણ ૨૧ મું

## ભ્રાન્તિમાંથી પરશુરામની મુક્તિ

મુનિ દત્તાત્રેયે અત્યાર સુધી કરેલો બોધ સાંભળીને પરશુરામ અવિદ્યાની ભ્રાન્તિજાલમાંથી ઘણોખરો મુક્ત થયો. પછી ફરીથી ભક્તિ વડે દત્તાત્રેયને નમસ્કાર કરીને તેણે કહ્યું: 'ભગવન્! જ્ઞાનનું અત્યંત નિશ્ચિત અને સુલભ સાધન કયું, એનો મને સાર કાઢીને કહો. એટલે તે વડે મને તેનો સાક્ષાત્કાર થાય. તેવી જ રીતે મને જ્ઞાની લોકો ઓળખી શકાય એવાં કાંઇક લક્ષણો કહો. એટલે જ્ઞાનીઓ દેહભાનમાં હોય તે વખતે અને દેહનું ભાન ન હોય તે વખતે કેવી સ્થિતિમાં હોય છે અને વ્યવહાર કરવા છતાં પણ તેમનું મન અનાસક્ત કેવી રીતે રહે છે, એ સર્વ આપ મને કૃપા કરીને સમજ પાડીને કહો.'

### જ્ઞાનનું ઉત્કૃષ્ટ સાધન

એવો પ્રશ્ન સાંભળીને દયાળુ દત્તાત્રેયને સંતોષ થયો. તે

બોલ્યા: 'પરશુરામ! તને કેવળ સાર માત્ર જ કહું છું તે સાંભળ. પરમેશ્વરની કૃપા એ જ્ઞાનનું મુખ્ય સાધન છે. જે અનન્ય ભાવથી પરમેશ્વરને શરણે જાય છે, તેને ઘણી જ સુલભ રીતે અને નિશ્ચયપૂર્વક જ્ઞાન પ્રાપ્ત થાય છે. એ જ સાધન સર્વોત્તમ છે. એને બીજા કશાની જરૂર હોતી નથી. ઉપરાંત એ ફળ આપવાને પોતે જ પૂર્ણ સમર્થ છે, તે છોડી બીજું સાધન કરવાથી સમ્યક્ ફળ આપી શકતું નથી અને તેમ થવું એ તદ્દન સ્વાભાવિક જ છે. જુઓ, પદાર્થને ભાસમાન કરનારી જે કેવળ જ્ઞાનરૂપ ચિતિ તેની ઉપર અવિદ્યા નામનું એક કલ્પિત આવરણ આવેલું છે. તે આવરણ જ્યારે વિચાર વડે નષ્ટ થાય છે ત્યારે જ તેના સ્વરૂપની ઓળખાણ થવાની. તે ઓળખાણ અન્ય એટલે બાહ્ય પદાર્થો ઉપર આસક્ત રહેનાર માણસને માટે અતિશય દુર્લભ છે. પરંતુ ઈશ્વરભક્તોની બાહ્ય વસ્તુ ઉપર આસક્તિ હોતી નથી અને તેઓ રાતદિવસ મનન કરવામાં જ તત્પર હોવાથી તેમને તેનાં સ્વરૂપની ઓળખાણ સહેજ માત્રમાં અને વગરવિલંબે થાય છે, એ વાત નિશ્ચિત છે. ઈશ્વરભક્તિમાં વિલીન રહેનાર માણસ બીજો કોઈ વધુ સાધનો નહિ હોવા છતાં પણ સ્વસ્વરૂપનું સાધારણ જ્ઞાન મેળવીને પ્રથમ બીજા ભક્તોમાં તેનું નિરૂપણ કરવા લાગે છે અને નિરૂપણ ચાલુ હોય છે તે દરમ્યાન તેનું ચિત્ત તદાકાર થવા માંડે છે. એવી તન્મયતા જ્યારે ઉપરાઉપરી થનાર નિરૂપણો વડે દૃઢ થાય છે, ત્યારે તેનું ચિત્ત અખંડ ઉપાસ્યના આકારનું બની જાય છે. પછી તેને હર્ષશોક થતા નથી. જેમની જેમની સાથે તેનો સંબંધ થાય છે તેમને તેમને તે ઉપાસક પોતાના ઉપાસ્યની ભક્તિ (ઉપાસના)માં જ જોડી દે છે. આ ક્રમ વડે તેની ચિત્તશુદ્ધિ થાય છે અને અંતે તેને ઉત્તમ વિજ્ઞાનની પ્રાપ્તિ થઈ તે જીવન્મુક્તદશાએ પહોંચે છે. આ ઉપરથી ઉત્તમ ભક્તિ વડે અંતઃકરણપૂર્વક ભક્તજનો આગળ ઈશ્વરસ્વરૂપનું નિરૂપણ કરવું એ જ સર્વોત્કૃષ્ટ સાધન છે. પ્રેમ-

પૂર્વક પરમેશ્વરનાં માહાત્મ્યનું વર્ણન કરવા સમાન બીજું કોઈ ઉત્કૃષ્ટ સાધન જ નથી.×

## જ્ઞાનીઓનાં લક્ષણ

હવે હે પરશુરામ ! જ્ઞાનીઓનાં લક્ષણો તને કહેવાનાં છે. પરંતુ તે લક્ષણો ઓળખવાં એ તો ઘણું જ કઠણ છે. કારણ જ્ઞાનીનું સ્વરૂપ તો તદ્દન અંતર કે સર્વથી પર એવું હોય છે. તે નેત્ર, વાણી વગેરે ચિહ્નો ઉપરથી જાણી શકાતું નથી, તેથી બીજાને કહેવું અથવા પોતે ઓળખી કાઢવું એ જ્ઞાનીઓ સિવાય બીજાને માટે શક્ય નથી. કોઇએ શાસ્ત્રનું અધ્યયન કરેલું હોય તો તેને જેમ બીજાઓ તેનાં શરીર, અવયવ અથવા વસ્ત્રાલંકાર ઉપરથી નિશ્ચિત રીતે પારખી શકતા નથી, તેમ આ પણ પારખી શકાતું નથી. ચાખેલા રસનો સ્વાદ જેમ ચાખનાર જ જાણે તેમ જ્ઞાન એ સ્વસંવેદ્ય હોવાથી પોતે જ જાણી શકે છે. છતાં પણ ચતુર અને વિદ્વાન પુરુષો, જેમ કીડીનો માર્ગ કીડીઓ જ જાણી શકે છે, તેમ તેમના ભાષણ વગેરે ઉપરથી પારખી શકે છે. તેમનાં સ્થૂલ લક્ષણો તો પુષ્કળ છે; તેવી જ રીતે સૂક્ષ્મ લક્ષણો પણ કેટલાંક છે. પણ તે બીજાઓને માટે પારખવાં અઘરાં છે; કારણ નિરૂપણ, બોલચાલ અને સાધનોનો દેખાવ કરવો એ તો જ્ઞાની પુરુષની માફક બીજાઓને પણ શક્ય છે. છતાં પણ તેમનાં કેટલાંક ચિહ્નો તને કહું છું તે તું સાંભળ. આરંભમાં જેમનું અંતઃકરણ નિર્મળ હોતું નથી તેઓ જ્ઞાનને માટે કેટલાંક સાધનોનો અભ્યાસ ચાલુ કરે છે. પરંતુ બાદ તેમનું તે સાધન જ્ઞાનોત્તર અભ્યાસના

---

× નિરૂપણનો ઉદ્દેશ અંતરમાં પોતાના જ્ઞાનની પરિપક્વતા થાય એવો હોવો જોઇએ, નહિ કે લોકોમાં જ્ઞાની કહેવડાવવાનો કે દ્રવ્યની અંદરખાને લાલસા રાખવાનો. અંતરમાં લોકૈષણા, પુત્રૈષણા અથવા વિત્તૈષણા રાખીને જે નિરૂપણ કરવામાં આવે તેને નિરૂપણ નહિ પણ દંભ કહેવામાં આવે છે.

પ્રાબલ્ય વડે વગર પ્રયત્ને પણ ચાલુ રહે એવું કોઈ કોઇ વખતે સ્થિર બને છે. એવાઓનું કાંઈક લક્ષણ કહી શકાય છે.

## ઉત્તમ જ્ઞાની

માન અને અપમાન, લાભ અને હાનિ, જય અને પરાજય, એ જેનાં સ્વરૂપમાં જરા પણ ફેરફાર કરવા શક્તિમાન થતાં નથી, તે જ્ઞાનીઓમાં ઉત્તમ જ્ઞાની જાણવો. આત્માનુભવના સંબંધમાં ગમે તેવો ગૂઢ પ્રશ્ન કરવામાં આવે તોપણ તેનો તત્કાળ અને અસંદિગ્ધ ઉત્તર આપી શકે તેને ઉત્તમ જ્ઞાની જાણવો. જ્ઞાન વિષે ચર્ચા કરવાનો જેને ઘણો ઉત્સાહ હોય છે અને નિરૂપણ કરવામાં જે આગળ પડે છે તેને ખરો જ્ઞાની સમજવો. જેને સ્વભાવથી જ વ્યવહાર પ્રત્યે કંટાળો છે, સંતોષવૃત્તિ છે, જે ખુલ્લા દિલનો છે અને મહાન સંકટ સમયે પણ જે શાંત રહે છે, તે જ્ઞાનીમાં ઉત્તમ જાણવો. આ જ્ઞાનીજનોનાં લક્ષણો સાધકને પોતે પોતાની પરીક્ષા કરી શકાય એટલા માટે કહેવામાં આવ્યાં છે. સાધકે હમેશાં આત્મપરીક્ષણ જ કરતા રહેવું જોઇએ. પારકાના દોષ જોવામાં માણસ જેટલો નિપુણ હોય છે તેટલી જ નિપુણતા વડે પોતાને જ તપાસતા રહેવાથી જ્ઞાન કેમ પ્રાપ્ત ન થાય? જો બીજાની પરીક્ષા કરવાનું છોડી દેવામાં આવે અને માણસ પોતે પોતાના જ ગુણ-દોષોનો વિચાર કરવા માંડે તો તેને સર્વ સાધનો પ્રાપ્ત થઇ તે સિદ્ધ પુરુષ બને છે. માટે હે પરશુરામ! આ કહેલા જ્ઞાનીનાં લક્ષણો પોતાની પરીક્ષામાં જ ઉપયોગનાં છે, બીજાને માટે નથી. અને બીજાની પરીક્ષાને માટે તે જોઇએ તેટલાં નિશ્ચયાત્મક હોતાં નથી. કારણ જે પુરુષની બુદ્ધિ જન્મથી જ અત્યંત શુદ્ધ હોય છે તેને સાધનના આરંભમાં જ જ્ઞાન પ્રાપ્ત થાય છે, એટલે તેવાઓનો સાધનોનો અભ્યાસ લાંબા વખત સુધી થયેલો હોતો નથી. તેઓ પૂર્વવાસનાનુરોધે કાર્યો કરતા જ રહે છે. તેથી એવા સર્વસાધારણ વ્યવહાર કરનારા તે જ્ઞાનીને ઉપર કહેલાં

લક્ષણો વડે તારાથી શી રીતે ઓળખી શકાય? તેમની પરીક્ષા તો જેમણે જ્ઞાનનો અભ્યાસ કર્યો હોય એવા જ એટલે કે જ્ઞાનીઓ જ રત્નના પારેખની માફક તેમને નજરે જોતાની સાથે જ કરી શકે છે.

## મંદ જ્ઞાની

જે મંદ જ્ઞાની છે તેમની દેહની સ્થિતિ તો મૂઢના જેવી જ હોય છે. કારણ તેમને સહજ સમાધિ પ્રાપ્ત થયેલી હોતી નથી. તેઓ જ્યારે સ્વરૂપાનુસંધાન કરવા માંડે છે ત્યારે પૂર્ણ થયેલા હોય છે; પરંતુ જ્યારે એ અનુસંધાન છૂટી જઈ તેઓ દેહભાન ઉપર આવે છે, ત્યારે સુખદુઃખાદિના પૂર્ણ અનુભવને લીધે તદ્દન પશુ જેવા બની જાય છે. તેઓ વચ્ચે વચ્ચે પૂર્ણ દશાને પ્રાપ્ત થઇને સ્વરૂપસુખાનુભવ લેતા હોવાથી તેમની અનુસંધાનરહિત જે પશુદશા તે બાળી નાખેલી દોરીની માફક તેમને બંધનનું કારણ થતી નથી. લાક્ષારસના રંગથી વસ્ત્રના બન્ને છેડા એક વખત રંગવામાં આવે એટલે જેમ આખું વસ્ત્ર રંગાઈ જાય છે અને મધ્યભાગ પણ રંગાઇ જાય છે, તેમ મંદ જ્ઞાનીઓનો જે વ્યવહાર સ્વરૂપાનુસંધાનથી રહિત હોય છે તે પણ, પૂર્વોત્તરકાલમાં તેને સ્વરૂપાનુસંધાન પ્રાપ્ત થતું હોવાથી સ્વરૂપભૂત જ થઇને બંધનનું કારણ થતો નથી.

## મધ્યમ જ્ઞાની

મધ્યમ જ્ઞાનીને પણ દેહનો સંબંધ હોતો નથી.—આ ઠેકાણે દેહ એ જ આત્મા એવું માનવું એ જ દેહનો સંબંધ એમ જાણવું.—પણ અભ્યાસ અતિશય થવાથી તેમનું મન હમેશાં લીન રહે છે. તેથી કરીને તેમને દેહસંયોગ અનુભવમાં આવતો નથી. તેઓ હમેશાં સમાધિમાં જ રહે છે, તેથી તેમનો વ્યવહારમાં સંબંધ જ હોતો નથી. તેમની દેહયાત્રા પણ નિદ્રિતાવસ્થાની માફક જ ચાલે છે. કોઇ માણસ ભરઊંઘમાં હોય છે ત્યારે કવચિત્ વાસનાને લીધે કાંઈક બોલે છે અથવા કરે છે, પણ તેનું તેને ભાન હોતું

નથી; અગર કોઇ દારૂ પીધેલો માણસ કાંઈ બોલે છે અથવા કરે છે, પણ તેનું જેમ ભાન હોતું નથી, તેમ આ મહાયોગી તમામ વ્યવહારમાંથી છૂટો થયેલો હોવાથી ગમે ત્યાં ગમે તે કરે છે, પણ તે તેની જાણબહાર હોય છે. પ્રારબ્ધના બળે ઉદ્ભવનાર સંસ્કાર વડે જ તેની દેહયાત્રા ચાલતી હોય છે.

## જ્ઞાનીઓમાં ભેદનું પ્રયોજન

ઉત્તમ જ્ઞાનીને પણ દેહભાવ હોતો નથી, પણ તે રથના સારથિની માફક જ વ્યવહાર કરે છે. જેવી રીતે સારથિ રથ વડે સર્વ વ્યવહાર કરે છે, પણ તે પોતે જ કાંઈ રથરૂપ થતો નથી, તેવી જ રીતે શ્રેષ્ઠ જ્ઞાની પણ દેહથી વ્યવહાર કરતો હોવા છતાં પણ પોતે જ દેહ, દેહી અગર કર્મકર્તા ન બનતાં શુદ્ધ સંવેદન સ્વરૂપ જ હોય છે. અંતરમાં અત્યંત નિર્મળ અને શાન્ત રહીને બહારથી તે સર્વ વ્યવહાર કર્યે જાય છે. નાટકમાંની નટી જેવી રીતે અંદરથી એક અને બહારથી જુદી એમ બે રૂપની બને છે, અગર બાળકોની સાથે રમનાર પ્રૌઢ માણસ જેમ તે રમતમાંના સુખ-દુઃખાદિ દોષોથી યુકત દેખાય છે, પણ વસ્તુતઃ તેનાથી અલિપ્ત હોય છે, તેમ જ આ જગત્ક્રીડા તત્પર ઉત્તમ જ્ઞાની પુરુષ પણ વ્યવહાર વખતે અત્યંત શુદ્ધ અને નિર્મળ હોય છે. મધ્યમ જ્ઞાની સમાધિના દૃઢ અભ્યાસ વડે સ્વસ્થ રહી તત્ત્વ વિચારનાં બળ વડે શાન્ત રહે છે. બુદ્ધિની પરિપકવતા ઉપર જ આ ઉત્તમ અને મધ્યમ એવો ભેદ થાય છે. હે પરશુરામ ! આ વિષય ઉપર પહેલાં એક વખત બે જ્ઞાનીઓનો એક ઉત્તમ સંવાદ થયેલો, તે સાંભળ.

## બ્રહ્મરાક્ષસનો મેળાપ

પૂર્વે પાર્વતદેશનો રત્નાંગદ નામનો રાજા હતો. તે વિપાદા નદીને કિનારે આવેલી અમૃતા નામની નગરીમાં રહેતો હતો. તેને મહાબુદ્ધિશાળી અને ઉદાર સ્વભાવના રુકમાંગદ અને હેમાંગદ નામે બે પુત્રો હતા તે તેને અત્યંત પ્રિય હતા. તેમાં રુકમાંગદ સર્વ

શાસ્ત્રોમાં નિષ્ણાત હતો અને હેમાંગદ ઉત્તમ જ્ઞાની અને સ્વરૂપાનુભવી હતો. તે બન્ને જણા એક વખતે સેના સાથે શિકાર કરવા નીકળ્યા. તેઓ વસંતારણ્યમાં એક ગીચ ઝાડીમાં ગયા. ત્યાં તેમણે અનેક શ્વાપદો, વાઘ, સસલાં, પાડા, હરણો વગેરેનો શિકાર કર્યો. બાદ બહુ જ થાકી જવાથી આરામને માટે તેઓ એક સરોવરને કિનારે આવીને બેઠા. તે સરોવરને પેલે પાર એક વડના ઝાડ ઉપર સર્વશાસ્ત્રવેત્તા એવો એક બ્રહ્મરાક્ષસ રહેતો હતો. તે પંડિતોની સાથે વાદ કરી તેમને જીત્યા બાદ તેમનું ભક્ષણ કરતો. એમ ઘણા દિવસથી ચાલતું હતું. આ બાતમી સેવકો પાસેથી રુકમાંગદને મળી. તેને વાદ કરવાનો બહુ જ શોખ હતો. તેથી તે પોતાના ભાઈની સાથે તેની પાસે ગયો અને તેણે તેની સાથે વાદ કરવાનું શરૂ કર્યું. પરંતુ છેવટે બ્રહ્મરાક્ષસે તેને વાદમાં હરાવીને પકડી લીધો અને પોતાના મુખમાં મૂકવાની તૈયારી કરવા માંડી, એટલામાં આ વિચિત્ર પ્રકાર જોઈ હેમાંગદે આગળ આવીને તે બ્રહ્મરાક્ષસને કહ્યું: 'હે રાક્ષસ ! જરા ઊભો રહે. એને એકલાને જ ખાઈશ નહિ. હું તેનો ભાઈ છું, તેથી પ્રથમ મને જીતી લે અને પછી અમને બન્ને જણાને ખાઈ જજે.' ત્યારે તે બ્રહ્મરાક્ષસ બોલ્યો: 'મને આજે ઘણે દિવસે આ ખોરાક મળ્યો છે અને ભૂખ પણ બહુ લાગી છે, તેથી પહેલાં આને ખાઈને પારણું કરી લઉં અને પછી તારી સાથે વાદ કરું. પછી તને પણ જીતીને તારું ભક્ષણ કરી તૃપ્ત થઈશ. આવો મારો વિચાર થયો છે. ઘણા દિવસો બાદ મહાત્મા વસિષ્ઠે મને ખાવાનું વરદાન આપેલું છે. તેમનો એક શિષ્ય દેવરાત નામે સહજ આ તરફ આવ્યો હતો તેનું મેં ભક્ષણ કર્યું હતું. તેથી તેમણે મને શાપ દીધો કે, 'હવે પછી તું જો મનુષ્યભક્ષણ કરીશ તો તારું મુખ બળી જશે.' ત્યારે મેં મુનિની બહુ જ વિનંતી કરી. તે ઉપરથી તેમણે મને કહ્યું કે, 'તારી પાસે આવનારને પ્રથમ વાદ કરી જીત્યા બાદ તેને ખાજે.' આ વરદાન મળ્યું ત્યારથી અત્યાર સુધી તે

પ્રમાણે કરું છું. આજે મને આ મોટો આહાર મળ્યો છે અને તે પણ ઘણા દિવસો વીત્યા બાદ પ્રાપ્ત થયેલો છે. તેથી આને હું પહેલાં ખાઈ લઉં અને પછી તારી સાથે વાદ કરી તને પણ જીતી લઈશ.' એમ કહી તે રાક્ષસ તેને ખાવા તૈયાર થયો. ત્યારે હેમાંગદે ફરીથી કહ્યું: 'હે બ્રહ્મરાક્ષસ ! મારું કહેવું કૃપા કરીને સાંભળ. આ મારા ભાઈના બદલામાં કાંઈક લઈને તેને છોડતો હોય તો તે કહે, એટલે તે તને આપીને મારા ભાઈને છોડાવું.' ત્યારે રાક્ષસે કહ્યું: 'રાજપુત્ર ! હું આને કોઈ પણ રીતે છોડવા ઇચ્છતો નથી. લાંબે વખતે મળેલો મનગમતો આહાર કોણ હાથમાંથી જવા દે ? પણ મારું એક પણ છે. મારા મનમાં ઘણા પ્રશ્નો છે. જો તેના તું જવાબો આપે તો તારા ભાઈને હું છોડું.' ત્યારે હેમાંગદે કહ્યું: 'ભલે પૂછ. હું તેના જવાબો આપીશ.'

## બ્રહ્મરાક્ષસના પ્રશ્નો

એ મુજબ હેમાંગદે કબૂલ કર્યા બાદ તે બ્રહ્મરાક્ષસે તેને ઘણા ગૂઢ અર્થના પ્રશ્નો પૂછ્યા. પરશુરામ ! તને તે કહું છું તે તું સાંભળ.

**પ્રશ્ન (૧)** હે રાજપુત્ર ! આકાશથી વિસ્તૃત અને પરમાણુઓથી સૂક્ષ્મ તે કોણ ? તેનું સ્વરૂપ શું ? અને તે ક્યાં રહે છે ?

હે બ્રહ્મરાક્ષસ ! સાંભળ. ચિતિ ( વૃક્ષાંક ૨ જુઓ–સાક્ષી ) એ આકાશથી પણ વિસ્તૃત અને પરમાણુઓથી પણ સૂક્ષ્મ છે. 'અહં'રૂપે સ્ફુરણ પામવું ( વૃક્ષાંક ૩ જુઓ–'હું' ) એ તેનું સ્વરૂપ છે અને આત્મા ( ક્રમાંક ૧ જુઓ ) એ જ તેનું સ્થાન છે.

**પ્રશ્ન ( ૨ )** હે રાજપુત્ર! એક જ ચિતિ અતિ વિસ્તૃત હોઈ તે જ પાછી અતિ સૂક્ષ્મ શી રીતે બને છે ? અને સ્ફુરણ પામવું એટલે શું ? અને આત્મા એટલે શું ? તે કહે.

હે બ્રહ્મરાક્ષસ ! સાંભળ. ચિતિ એ સર્વનું કારણ હોવાથી અતિ વિસ્તૃત છે અને જાણવા માટે કઠણ હોવાથી અતિ સૂક્ષ્મ છે. ચિતિ એટલે જ સ્ફુરણ પામવું, અને ચિતિ એટલે જ

આત્મા છે. [ સાક્ષીભાવ 'અહં' (હું) ને તે (આત્મા) તું છે એવું સ્ફુરણ કરે છે ત્યારે અહં (હું)નો સાક્ષી સહ વિલય થઈ જતાં સર્વ એક આત્મારૂપ જ બની જાય છે. વધુ માટે પ્રકરણ ૧૮ જુઓ.]

**પ્રશ્ન (૩)** હે રાજપુત્ર! તેની પ્રાપ્તિ થવાનું સ્થાન કયું? તે કેવી રીતે પ્રાપ્ત થાય છે? અને તેની પ્રાપ્તિ વડે શો ફાયદો થાય છે?

બુદ્ધિ એ જ તેની પ્રાપ્તિનું સ્થાન છે. તે એકાગ્રતા વડે પ્રાપ્ત થાય છે. અને તેની પ્રાપ્તિ થવાથી ફરી જન્મવું પડતું નથી.

**પ્રશ્ન (૪)** રાજપુત્ર! બુદ્ધિ કોને કહે છે? તેની એકાગ્રતા એટલે શું? અને જન્મ કેવી રીતે થાય છે? તે કહો.

હે બ્રહ્મરાક્ષસ! સાંભળ. અવિદ્યા વડે આવૃત્ત થયેલી ચિતિને બુદ્ધિ કહેવામાં આવે છે. આત્મા તરફ અભિમુખ થવું એટલે એકાગ્રતા, અને દેહ એટલે જ આત્મા એવી ભાવના થવી એ જ જન્મ થવો.

**પ્રશ્ન (૫)** હે રાજપુત્ર! એ ચિતિ શાથી ઉપલબ્ધ થતી નથી? અને તે કયા સાધન વડે પ્રાપ્ત થાય છે? અને જન્મ શાથી થાય છે? તે કહો.

હે બ્રહ્મરાક્ષસ! સાંભળ. અવિવેક વડે ચિતિ ઉપલબ્ધ થતી નથી. તે પોતે જાતે જ ઉપલબ્ધ થાય છે. કર્તવ્યનું અભિમાન થવાથી જ જન્મ થાય છે.

**પ્રશ્ન (૬)** હે રાજપુત્ર! તું કહે છે તે અવિવેક કયો? તેમજ આપણે એટલે કોણ? અને કર્તુત્વનું અભિમાન એટલે શું? તે કહે.

હે બ્રહ્મરાક્ષસ! દેહાદિકથી આત્મા જુદો છે, એમ ઓળખી ન શકવું એ જ અવિવેક. આપણે કોણ એ તું તને પોતાને જ પૂછી જો. 'હું કર્તા' એવી જે ભાવના એટલે જ કર્તૃત્વનું અભિમાન.

**પ્રશ્ન (૭)** હે રાજપુત્ર! અવિવેક કયા સાધનથી નષ્ટ થાય છે? તેવી જ રીતે તેનું મૂળ શું? અને તેને બીજું શું કારણ છે? તે કહે.

**હે બ્રહ્મરાક્ષસ! સાંભળ. વિચાર વડે અવિવેક નષ્ટ થાય છે. વિચારનું મૂળ વૈરાગ્ય છે, અને વૈરાગ્યને માટે દોષદષ્ટિ જ કારણ છે.**

**પ્રશ્ન ( ૮ )** વિચાર તે કોણ છે ? વૈરાગ્ય એટલે શું ? અને દોષદૃષ્ટિ એટલે શું ? તે કહે.

હે બ્રહ્મરાક્ષસ ! સાંભળ. દ્રષ્ટા અને દશ્યનું પરીક્ષણ કરવું એનું નામ વિચાર. દશ્ય ઉપર આસક્તિ નહિ હોવી એ વૈરાગ્ય, અને સર્વ દશ્યવિષયો અતિદુ:ખકારક છે એવી ભાવના એજ દોષદૃષ્ટિ.

**પ્રશ્ન ( ૯ )** હે રાજપુત્ર ! એ સર્વ કયા સાધન વડે સાધ્ય થાય ? તેમજ એ શાથી મળી શકે ? અને તેનું પણ મૂળકારણ શું છે ? તે કહે.

હે બ્રહ્મરાક્ષસ ! સાંભળ. ઈશ્વરકૃપાથી જ આ તમામ સાધ્ય થશે. તે કૃપા ભક્તિ કરવાથી જ પ્રાપ્ત થાય છે. ભક્તિનું મૂળ કારણ સત્સંગ છે.

**પ્રશ્ન ( ૧૦ )** હે રાજપુત્ર ! ઈશ્વર કોને કહેવાય ? ભક્તિ કોને કહેવી ? અને સંત કેવા હોય છે ? તે કહે.

હે બ્રહ્મરાક્ષસ ! સાંભળ. જે જગતને ધારણ કરે છે, તે ઈશ્વર ( ક્રમાંક ૨ જુઓ ). તેના તરફ મન લગાડવું તેનું નામ ભક્તિ અને સંત શાન્ત અને દયાળુ હોય છે.

**પ્રશ્ન (૧૧)** હે રાજપુત્ર ! જગતમાં હંમેશાં કોણ બીએ છે ? સદા દુ:ખી કોણ ? અને સદા ગરીબ કોણ ? તે કહે .

હે બ્રહ્મરાક્ષસ ! સાંભળ. અતિશય ધનવાન હંમેશાં બીએ છે. જેનું કુટુંબ બહોળું હોય તે હંમેશાં દુ:ખી હોય છે. આશા વડે ગ્રસ્ત થયેલો સદા ગરીબ હોય છે.

**પ્રશ્ન ( ૧૨ )** હે રાજપુત્ર ! જગતમાં નિર્ભય કોણ છે ? દુ:ખ-રહિત કોણ છે ? અને જેને ગરીબાઈ નથી એવું કોણ છે ? તે કહે.

હે બ્રહ્મરાક્ષસ ! સાંભળ. જેને કશાની સાથે સંગ એટલે સંબંધ નથી તે નિર્ભય. જેણે મન જીત્યું છે તે દુ:ખરહિત અને જે આત્મજ્ઞાની છે તેને ગરીબાઇ નથી.

**પ્રશ્ન ( ૧૩ )** હે રાજપુત્ર ! જેનું લક્ષણ થઇ શકતું નથી

એવો કોણ ? દેહરહિત એવો કોણ ? નિષ્ક્રિયોની ક્રિયા કઈ ? તે કહે.

હે બ્રહ્મરાક્ષસ ! સાંભળ. જીવન્મુક્તનું લક્ષણ થઇ શકતું નથી. એ જ દેહી હોવા છતાં દેહરહિત છે અને તેની ક્રિયા એ જ નિષ્ક્રિય પુરુષની ક્રિયા છે.

**પ્રશ્ન (૧૪)** હે રાજપુત્ર ! જગતમાં છે અને નથી એવું શું ? અને અત્યંત અસંભવ શાનો ? એટલું માત્ર હવે કહે, એટલે તારા ભાઇને હું છોડી દઉં છું.

હે બ્રહ્મરાક્ષસ ! છે અને નથી એવી એકમાત્ર દશ્ય વસ્તુ જ છે. દશ્ય વ્યવહારનો અત્યંત અસંભવ છે. હવે મારા ભાઇને છોડી દે. (વૃક્ષાંક ૨ થી ૧૬ સુધીનો સર્વભાગ દશ્ય કહેવાય છે.)

## બ્રહ્મરાક્ષસ કોણ ?

આટલા ભૂલ વગરના જવાબો સાંભળીને તે બ્રહ્મરાક્ષસને સંતોષ થયો અને છેવટે તેણે રુકમાંગદને છોડી દીધો. તે જ વખતે તે બ્રહ્મરાક્ષસ બ્રાહ્મણરૂપ થયો અને તેને તેજસ્વી ઋષિ જેવો સામે ઊભો રહેલો જોઇને રાજપુત્રોને આશ્ચર્ય થયું. તેમણે તેને 'આપ કોણ છો ?' એવો પ્રશ્ન કર્યો. ત્યારે તે શ્રેષ્ઠ બ્રાહ્મણે પોતાનું સર્વ વૃત્તાંત તેમને કહ્યું. હે પરશુરામ ! તેણે કહ્યું: 'પૂર્વે હું મગધ દેશમાં વસુમાન નામનો પ્રસિદ્ધ બ્રાહ્મણ હતો. દરેક શાસ્ત્રમાં નિષ્ણાત તરીકે મારી ખ્યાતિ હતી. તે સમયે મેં મારી વિદ્યાના બળ વડે અનેક વખત હજારો બ્રાહ્મણોને હરાવ્યા હતા. તેથી મને મોટું અભિમાન થયું. ત્યાર બાદ એક વખત હું મગધ દેશના રાજાની સભામાં જઈ અષ્ટક મુનિની સાથે આત્મવિદ્યા સંબંધી વાદ કરવા લાગ્યો. તે મુનિ આત્મસ્વરૂપને પૂર્ણ રીતે જાણનાર અને તદ્દન શાંત હતા. તથા હું તો કેવળ શુષ્ક તર્કવાદ કરવામાં ઘણો જ નિપુણ હતો. તેથી કરીને મેં તેના વેદાર્થપરિપૂર્ણ અને સુંદર ભાષણનો પણ મારા તર્કકૌશલ્ય વડે છલ કરીને, તેમની ઉપર દોષ મૂકીને, તેમનો ધિક્કાર કર્યો. છતાં પણ તે મહાત્મા તો સભામાં

તદ્દન શાંત અને સ્વસ્થ જ હતા. પણ તેમના શિષ્ય કશ્યપથી તે સહન ન થયું. તે આ સર્વ પ્રકાર જોઈ ક્રોધાયમાન થયો અને તેણે મને ત્યાં ને ત્યાં જ શાપ દીધો. તે બોલ્યો: 'અરે દુષ્ટ! તેં મારા ગુરુનું અપમાન કર્યું? એ તારો અધિકાર નથી. તો હે અધમ! તું લાંબા વખત સુધી બ્રહ્મરાક્ષસ થઈને રહે!' આ મુજબ શાપ થયા પછી હું અત્યંત ભયભીત થઈ અષ્ટકમુનિને શરણે ગયો અને ધ્રૂજતાં ધ્રૂજતાં નમસ્કાર કર્યા. ત્યારે તે શાંત મહાત્માએ, મેં તેમની સાથે વિરોધ કર્યો હતો છતાં પણ, મારા ઉપર દયા કરી. તેમણે શાપમાંથી મુક્ત થવાનો માર્ગ કાઢ્યો. તે બોલ્યા: 'હે બ્રાહ્મણ! તેં મને આ સભામાં જે પ્રશ્નો કર્યા છે તે સર્વના વાજબી જવાબો આપ્યા છતાં તેં કેવળ તર્કવાદના આશ્રય વડે જ તેનું ખંડન કર્યું અને ફરીથી તેં પોતાના જ પ્રશ્નો સ્થાપિત કર્યા. તેથી જ્યારે કોઈ વિદ્વાન મળશે અને તારા તે પ્રશ્નોના યોગ્ય જવાબો આપશે, ત્યારે તું શાપમાંથી મુકત થઇશ.' સારાંશ કે, હે રાજપુત્ર! આજે હું તારી સંગતિથી ઘણે દિવસે આ શાપમાંથી મુકત થયો છું. માટે હું માનું છું કે તું તમામ લોકોમાં ઉત્તમ આત્મજ્ઞાની મહાત્મા છે.'

રાક્ષસનું આ વૃત્તાંત સાંભળીને હેમાંગદને ઘણું જ આશ્ચર્ય થયું. પછી તે વસુમાન બ્રાહ્મણે રાજપુત્રને ઘણી વાતો પૂછી. રાજપુત્રે પણ તેને સારી રીતે બોધ કર્યો, અને તેની તમામ શંકાઓનુ નિવારણ કર્યું.

દત્તાત્રેય કહે છે, હે પરશુરામ! ત્યારપછી તે રાજપુત્ર હેમાંગદ આ વસુમાન બ્રાહ્મણને નમસ્કાર કરીને પોતાના બંધુ અને સૈન્ય સાથે પોતાના નગર વિષે પાછો આવ્યો.

---

# પ્રકરણ ૨૨ મું

## પ્રકાશ અને અંધકારનું ઐકય

એ રાક્ષસની કથા સાંભળ્યા પછી પરશુરામે ફરીથી નમ્ર-

ભાવથી દત્તાત્રેયને પૂછ્યું: 'ભગવન્, તે શાપમુક્ત થયેલા બ્રાહ્મણે પછી શું પૂછ્યું? અને હેમાંગદે તેને શો બોધ કર્યો? એટલું મને કૃપા કરી કહો. આ પ્રસંગની મને બહુ જ નવાઇ લાગે છે.'

તે સાંભળી દત્તાત્રેય બોલ્યા: 'પરશુરામ! તેમના સંભાષણમાં મોટો ગહન અર્થ સમાયેલો છે. તે તને કહું છું. સાંભળ.' વસુમાને હેમાંગદને કહ્યું: 'રાજપુત્ર! હું તને થોડુંક પૂછું છું, તે મને કહે. એ પરમપદને પહેલાં યોગીશ્વર અષ્ટકની પાસેથી મેં સાંભળી લીધું હતું અને તારા કહેવાથી તે મને ફરીથી સારી રીતે જાણવામાં આવ્યું છે. પણ એવી શંકા થાય છે કે તું પોતે તત્ત્વવેત્તા હોવા છતાં પણ તારી સ્થિતિ આવી શાથી? આત્મતત્ત્વને જાણનારો તું વ્યવહાર કેવી રીતે કરે છે? પ્રકાશ અને અંધકાર એ બંનેનું એકત્ર રહેવું કેવી રીતે સંભવે? તેથી આ પ્રકાર જેવો ને તેવો મને સારી રીતે સમજાવ.'

## જ્ઞાનીને ભ્રમ થાય તો?

હેમાંગદે તેને કહ્યું: 'બ્રહ્મન્, હજુ સુધી તારો ભ્રમ સંપૂર્ણતઃ નષ્ટ થયો હોય એમ લાગતું નથી. અરે! આત્મસ્વરૂપથી રહેનારા જ્ઞાનીને વ્યવહારથી કાંઇ બાધ થાય છે કે શું? વ્યવહારથી જ્ઞાનીને જો કોઈ બાધ આવતો હોય તો જ્ઞાનીએ હંમેશ સમાધિમાં જ રહેવું જોઇએ, એમ જ કહેવું પડશે. પરંતુ સમાધિ જેવી સ્વપ્નતુલ્ય અર્થાત્ સમાધિ ઊતર્યા બાદ વિનાશ પામનારી અવસ્થા થકી પુરુષાર્થનો શી રીતે લાભ થવાનો? અરે! આ સર્વ વ્યવહાર તો કેવળ જ્ઞાનના આશ્રયથી જ ચાલે છે, તો તે જ્ઞાન તેને બાધ કરનાર શી રીતે બને? તે મને કહે વારુ. જે સ્વરૂપ ઉપર જગતાદિ દશ્ય ભાસમાન થાય છે, તે જ જ્ઞાન. તે જ્ઞાન ઉપર સંકલ્પાનુસાર વ્યવહાર ભાસમાન થાય છે. નિઃસંકલ્પ અવસ્થામાં એક વખત તેના મૂળ નિર્વિકાર રૂપની બુદ્ધિને ઓળખાણ થઇ, એટલે પુરુષ બંધનિર્મુક્ત થઇને કૃતાર્થ થાય છે, એ નિશ્ચિત છે. માટે હે વસુમાન! તારી આ શંકા બુદ્ધિમાન પુરુષોને માન્ય થશે નહિ.'

તે ઉપરથી વસુમાને રાજપુત્રને કહ્યું: 'હે રાજકુમાર! એ સર્વ ખરું છે અને મારો પણ એવો જ નિશ્ચય થયેલો છે. સર્વ વિકલ્પો રહિત જે સંવેદન તે જ આત્મસ્વરૂપ છે. પણ નિઃસંકલ્પ અવસ્થાનો ત્યાગ કરીને સવિકલ્પ અવસ્થામાં આવતી વખતે તે જ્ઞાની પુરુષોને પહેલાં નિવારણ કરેલો ભ્રમ ફરીથી કેમ થતો નથી? જેમ દોરી ઉપર ભુજંગનો તેમ નિર્વિકલ્પ સ્વરૂપ ઉપર વિકલ્પનો ભાસ થવો એ ભ્રમ છે. તે જ્ઞાનીને શાથી બદ્ધ ન કરે?'

## અનાસક્ત કર્મયોગ

તેના ઉત્તરમાં હેમાંગદે કહ્યું: 'બ્રહ્મન્! ભ્રમ શાને કહેવો અને અભ્રમ શાને કહેવો, એ તું જાણતો નથી. તો સાંભળ. આકાશ એટલે શું એ જે જાણે છે તેમને પણ તે નીલવર્ણનું જ ભાસે છે અને નીલવર્ણ આકાશ એવો તે વ્યવહારમાં વાક્-પ્રયોગ પણ કરે છે. તો પછી તેટલા ઉપરથી જ, જેમને આકાશ વિષે જ્ઞાન થયેલું છે, તેમને ભ્રાંતિ છે એમ કાંઈ કહી શકાય નહિ. મૂઢને માટે તે ભ્રાંતિ અને તત્ત્વજ્ઞાનીઓને માટે તે પ્રભા છે. મૂળ મર્મ જાણ્યા પછી જે દેખાવ કેવલપણાથી, એટલે ભય અગર હર્ષ ઉત્પન્ન કરવાને અશક્ત એવા પ્રકારે દસ્યમાન થાય છે, તેને પ્રભા કહેવામાં આવે છે. તેથી અસત્યને સત્યરૂપ જાણવાવાળો જીવ-ભ્રમ જેનામાંથી નીકળી ગયો છે એવા જ્ઞાનામૃતથી પૂર્ણ થયેલાઓને તે રજ્જુ ઉપરના ભુજંગ પ્રમાણે તદ્દન નિરુપદ્રવી હોય છે. જ્ઞાનીઓનો વ્યવહાર દર્પણમાંના પ્રતિબિંબના જેવો છે. એથી કરીને જ જ્ઞાની અને અજ્ઞાનીમાં ભેદ થાય છે. જ્ઞાનીઓનું જે વ્યવહારાત્મક જ્ઞાન એ તેમનો પોતાનો સંકલ્પ અગર પ્રભા છે પણ અજ્ઞાનીઓને માટે તો તે ભ્રમ છે. જ્ઞાનીનો સર્વ વ્યવહાર જ્ઞાનરૂપ હોવાથી દર્પણમાંના પ્રતિબિંબરૂપ જ હોય છે. તે વ્યવહારથી જ્ઞાનીને ફરીથી ભ્રાંતિ થવાનો શો સંભવ? જ્યારે જ્ઞાન થાય છે ત્યારે સર્વ દસ્યનો લોપ થવો જોઇએ એમ તને લાગતું

હોય, તો હે વસુમન્! જ્ઞાન વડે અજ્ઞાનજન્ય એવું જે હોય તેની જ માત્ર નિવૃત્તિ થઈ શકે છે. પરંતુ એથી વ્યતિરિક્ત (જુદા) દોષ વડે જો કાંઈ ઉત્પન્ન થયું હોય તો જ્ઞાન થવાથી તેનો કેવી રીતે નાશ થાય? જુઓ કે તિમિરરોગ થયેલા પુરુષને દેખાતા બે પદાર્થો ખરી રીતે જોતાં તો એક જ છે એમ સમજાય છે ખરું, પણ જોતી વખતે તો તેને તે બે જ દેખાય છે. કારણ એકના બે પદાર્થો દેખાવા એ કાંઈ અજ્ઞાનનું પરિણામ નથી. તે તો એક માત્ર નેત્રદોષ જ છે. તો પછી જ્ઞાન થયા પછી તે કેવી રીતે દૂર થાય? તેવી જ રીતે આ મિથ્યા જગદાભાસ જીવના કર્મરૂપ દોષને લીધે ઉત્પન્ન થયેલો છે. તેથી કર્મનો નાશ થતાં સુધી વ્યવહાર બંધ થાય એ અશક્ય છે. કર્મનો લય થતાં એક જ અદ્વય ચૈતન્ય શેષ રહે છે. હે વસુમન્! વ્યવહાર વડે જ્ઞાનીને ભ્રાંતિ થવાનો બિલકુલ સંભવ નથી.'

તે પછી બ્રાહ્મણે રાજપુત્રને પૂછ્યું: 'હે રાજપુત્ર! એ કેવી રીતે? જ્ઞાનીનું કર્મ જ બિલકુલ સંભવતું નથી. જ્ઞાનાગ્નિનો સ્પર્શ થયા પછી કર્મરૂપ કપાસ રહે જ કેવી રીતે?'

## જ્ઞાનીનાં કર્મો

રાજપુત્ર હેમાંગદ બોલ્યો: 'હું કહું છું તે સાંભળ. તમામ જ્ઞાનીઓનું કર્મ ત્રણ પ્રકારનું હોય છે. એક અપક્વ (કાચું), બીજું પક્વ અને ત્રીજું હતોદિત. તેમાં જ્ઞાન વડે પક્વ કર્મ વિનાનાં બીજાં બન્ને કર્મો નષ્ટ થાય છે. કાલ કર્મોને પક્વ કરનાર છે, એવી નિયતિની ગોઠવણ છે. કાલ વડે જે કર્મ પરિપાકને એટલે ફલને યોગ્ય દશાને પ્રાપ્ત થયેલું છે તેને પક્વ કર્મ કહે છે. જેનો પરિપાક થયો નથી એટલે જે ફળ મળવા તૈયાર થયું નથી તે અપક્વ કર્મ કહેવાય છે. અને જ્ઞાનોત્પત્તિ થયા પછી જે કર્મ કરવામાં આવે છે તેને હતોદિત કર્મ કહેવામાં આવે છે, કારણ કે તે કર્મનો ઉદય થતાં જ જ્ઞાનાગ્નિથી હત એટલે નષ્ટ

થયેલું હોય છે. એમાં પકવ નામનું જે કર્મ છે તેને પ્રારબ્ધ કર્મ પણ કહે છે.× તે તો ધનુષમાંથી છૂટેલાં બાણની માફક તેનું ફળ—સુખદુઃખાદિક પરિણામરૂપે—આપવાને માટે એકદમ સિદ્ધ થયેલાં હોય છે. આ સ્થૂલ જગદાભાસ તેવાં કર્મો વડે જ નિર્માણ થયેલો જોવામાં આવે છે, જે ભ્રાન્તિરૂપ છે. જ્ઞાનીમાં તો સારાસાર વિવેક હોય છે, તેથી જ આ પ્રારબ્ધકર્મજન્ય—જગદાભાસ જ્ઞાનીને સુખદુઃખાત્મક જુદાં જુદાં ફળ આપતો હોય એમ દેખાતો છતાં ભ્રાન્તિ ઉત્પન્ન કરતો નથી. હવે એ જુદાંજુદાં ફળો ક્યાં તે કહું છું, તે સાંભળ. મંદજ્ઞાનીઓને પ્રારબ્ધકર્મનું ફળ તત્કાળ અનુભવમાં આવે છે. મધ્યમ જ્ઞાનીઓને તેના ફળનો સાધારણ ભાસ થાય છે અને ઉત્તમ જ્ઞાનીઓને તેનો સ્પષ્ટ આભાસ થાય છે તોપણ તે ફળ અર્થાત્ સુખદુઃખાદિ પરિણામ સસલાનાં શિંગડાંની માફક અસત્ય છે, એવો તેમનો પૂર્ણ નિશ્ચય હોવાથી તેમના આભાસને સુખદુઃખનો અનુભવ એમ કહી શકાય જ નહિ. અજ્ઞાની માણસોની નજર સુખદુઃખાદિ કર્મફળો તરફ જ એકસરખી લાગી રહેલી હોવાથી તેમનું કર્મફળ સ્પષ્ટ રીતે અનુભવમાં આવનારું એટલે પુષ્ટ હોય છે. પણ જ્ઞાનીનું લક્ષ્ય હમેશ આત્માનાં અનુસંધાન તરફ જ લાગી રહેલું હોવાથી તેમનું મન બાહ્ય કર્મફળ ઉપરથી ઊડી ગયેલું હોય છે. તેથી કરીને મંદજ્ઞાનીનું કર્મફળ પણ અજ્ઞાનીઓની માફક વિશેષ પુષ્ટ અર્થાત્ સ્પષ્ટ રીતે અનુભવ આપવાને સમર્થ હોતું નથી. મધ્યમ જ્ઞાનીને તો પ્રારબ્ધજન્ય કર્મફળ સાધારણ ઊંઘમાં હોય ત્યારે મશકાદિએ કરેલી પીડા પ્રમાણે ઘણું જ સૂક્ષ્મ રીતે ભાસે છે. અને ઉત્તમ જ્ઞાની હોય છે

× પ્રારબ્ધ, સંચિત અને ક્રિયમાણ કર્મના સંબંધમાં શ્રીકૃષ્ણાત્મજ વાક્સુધા પ્રકાશન ૪ (મહાકાલપુરુષવર્ણન)માં કિરણાંશ ૩૧ તથા પ્રકરણ ૭ જુઓ. અત્રે જ્ઞાનીઓનાં આ ત્રણે કર્મો સંબંધી વિવેચન છે. અજ્ઞાનીનાં આ ત્રણે કર્મોને માટે ક્રમશઃ પ્રારબ્ધ, સંચિત અને ક્રિયમાણ એ પ્રમાણે નામો શાસ્ત્રોમાં કહેલાં છે.

તેમને તો પોતાના આત્મજ્ઞાનના પ્રભાવ વડે બળેલી દોરીની માફક તે તદ્દન નિરુપયોગી જ બને છે. તેથી જ ફળને વખતે અને તે અગાઉ. એમ બન્ને વખતે તેમની સ્થિતિ એકસરખી જ રહે છે. રંગભૂમિ ઉપર બીજાનો પાઠ ભજવીને બતાવતી વખતે જેમ કોઈ માણસ આનંદ કરે છે, ખેદ કરે છે, પરંતુ અંદરથી કાંઈ તેવો વિકૃત થતો નથી, તેમ જ આ જ્ઞાની સુખદુઃખાદિ પ્રસંગ વખતે પૂર્ણ વ્યાપ્ત હોવા છતાં પણ તેનો તેને સ્પર્શ પણ થતો નથી. તેથી તેને થનારું પ્રારબ્ધફળ સસલાનાં શિંગડાંની માફક નિષ્ફળ જ નીવડે છે.

## મંદજ્ઞાનીની સ્થિતિ

અજ્ઞાની લોકોને આત્માનું શુદ્ધ સ્વરૂપ જાણમાં નહિ હોવાથી તેઓ દેહને જ આત્મા કહે છે, અને તેમની સમજમાં તો દશ્ય એટલે જેટલુ જેટલું જોવામાં આવે એટલું જ સત્ય હોય છે. મંદ-જ્ઞાનીને આત્મા શુદ્ધ ચિત્સ્વરૂપ છે, એમ વિદિત થયેલું હોઇ જગત-ની અસત્યતાને પણ તે જાણે છે, છતાં તેનો અભ્યાસ અપૂર્ણ હોવાથી, પૂર્વવાસના તેના જ્ઞાનનો અવરોધ કરે છે. તેથી કરીને કોઈ કોઇ વખત તેને દેહ ઉપર આત્મત્વ અને જગતની સત્યતા જણાય છે. પછી પોતે જ્ઞાનવિચાર વડે તે ભ્રામક દૃષ્ટિને સ્વચ્છ કરે છે. આ પ્રમાણે સત્ય અને મિથ્યા એવી બન્ને ભાવના મંદજ્ઞાનીમાં એકત્ર રહેલી હોવાથી તેને તે ફળનો સ્પષ્ટ અનુભવ થાય છે. પરંતુ તેની એ બન્ને ભાવનાઓ સરખી શક્તિની હોતી નથી. તેની સત્ય પદાર્થની અર્થાત્ આત્મસ્વરૂપની ભાવનાથી અસત્ય પદાર્થની એટલે જગતની ભાવના નષ્ટ થાય છે. જ્ઞાન થયેલું હોવાથી તેને અસત્ જગદ્ભાવનાને લીધે કાંઈ પણ ધક્કો લાગતો નથી. અસત્ ભાવ-નાના સ્પર્શ વડે આત્મસ્વરૂપનું વિસ્મરણ થતાં તરત જ 'તે વ્યર્થ ભ્રમાત્મક છે' એવો વિચારથી નિશ્ચય કરીને તે સત્ય ભાવનાનું અવલંબન કરે છે.

## મધ્યમ જ્ઞાનીની સ્થિતિ

મધ્યમ જ્ઞાનીને સ્વરૂપની વિસ્મૃતિ અગર જગતનો ભાસ એ બન્ને હોતાં નથી. તે પ્રયત્ન કરવાથી કોઇ કોઇ વખતે સ્વરૂપાનુસંધાન છોડીને દેહભાન ઉપર પણ આવે છે. એ તેની સિદ્ધાવસ્થા કહી. પણ મધ્યમ જ્ઞાની જ્યારે સાધકાવસ્થામાં હોય છે, ત્યારે તે ક્રમે કરીને જેમ જેમ અભ્યાસ વધારે છે તેમ તેમ તેને સ્વરૂપની વિસ્મૃતિ ઓછી થતી જાય છે અને પૂર્ણાવસ્થામાં તો તે પ્રયત્ન કરવા છતાં પણ દેહભાન પર આવતો નથી.

## ઉત્તમ જ્ઞાનીની સ્થિતિ

ઉત્તમ જ્ઞાનીની સમાધિ અને વ્યવહારદશામાં લેશમાત્ર પણ ભેદ હોતો નથી અને તેનું સ્વરૂપાનુસંધાન અખંડ રહે છે. હમેશાં સમાધિમાં રહેનાર જે મધ્યમ જ્ઞાની હોય છે તેનું સ્વરૂપાનુસંધાન વ્યવહાર વખતે કાંઇક મલિન થાય છે. પરંતુ જે ઉત્તમ જ્ઞાની હોય છે તે જ્યારે સ્વેચ્છા વડે અથવા પ્રારબ્ધ વડે ( સમાધિ છોડીને ) વ્યવહાર કરવા માંડે છે, ત્યારે પણ તેનું અનુસંધાન સ્વરૂપમાંથી યત્કિંચિત્ પણ ચ્યુત થતું નથી. હે વસુમન્! ખરી રીતે જોતાં તારા કહેવા પ્રમાણે મધ્યમ અને ઉત્તમ જ્ઞાનીઓને પણ તેમના પોતાના હૃદયના અનુભવ ઉપરથી જોતાં તો કર્મ બિલકુલ હોતું જ નથી એ ખરું છે; કારણ કે તેઓ પૂર્ણતાએ પહોંચેલા હોય છે. તેઓ સંવિદાત્મસ્વરૂપ સિવાય બીજુ કાંઈ પણ જોતા જ નથી. તો પછી તેમનું કર્મ ક્યાંથી રહે ? જ્ઞાનાગ્નિ વડે તમામ કર્મો બાળી ભસ્મ કરેલાં હોવાથી તેમનું કર્મશેષ રહેતું જ નથી. મદારીના ખેલની માફક તે માત્ર બીજાની નજરે જોવામાં આવે છે.

વસુમન્! તને ટૂંકમાં જ તેનું રહસ્ય કહું છું તે સાંભળ. શિવની દૃષ્ટિ એ જ જ્ઞાનીની દૃષ્ટિ. તેમાં લગારે ફરક નથી. તેથી જ્ઞાનીને જરા પણ કર્મ ભાસમાન થતું નથી. તે કર્મ કરે છે અને નથી કરતા એવો વિચાર પણ લોકદૃષ્ટિથી છે, તેનું રહસ્ય તો તને

પ્રથમતઃ જ કહેલું છે.'

એ મુજબ હેમાંગદનું કહેવું શ્રવણ કર્યા પછી તે વસુમાન્ બ્રાહ્મણના સર્વ સંદેહ દૂર થયા અને તેનું અંતઃકરણ જ્ઞાનતેજ વડે અત્યંત શુદ્ધ થઇ ગયું. ત્યારપછી રાજપુત્રે તેનો યોગ્ય સત્કાર કર્યો. તેનો સ્વીકાર કરીને તે પોતાના સ્થાન પ્રત્યે ગયો. રાજપુત્ર રુકમાંગદ અને હેમાંગદ પણ ત્યારપછી પોતાના નગર તરફ પાછા ફર્યા.

## શુદ્ધ 'હું' કોણ ?

તે પછી પરશુરામને ફરીથી દત્તાત્રેયે કહ્યું: 'તને હવે છેવટે સર્વનો સાર સંક્ષિપ્તમાં કહું છું. જે પરમ સમર્થ અને પૂર્ણ અહંતા ધારણ કરનારી દેવી ચિતિ છે, તે જ પોતાની ઇચ્છા વડે, અથવા સ્વાતંત્ર્ય નામક માયાશક્તિ વડે અથવા અદ્ભુત ઘટના કરનારા વિલક્ષણ પ્રભાવ વડે પોતાના સ્વરૂપ ઉપર આદર્શમાંના પ્રતિબિંબની માફક જગત ભાસમાન કરે છે. પ્રથમ તો, તે પૂર્ણ પરમ ચિતિ પૂર્ણાહંતાને (વૃક્ષાંક ર જુઓ) લીધે મોટી વિશાળ હોય છે. તે પોતાની ઇચ્છા વડે અથવા સ્વાતંત્ર્ય વડે પોતે જ બે રૂપથી પ્રગટ થઇ. તેમાં એક અંશમાં જ્યારે અપૂર્ણ અહંભાવ (વૃક્ષાંક ૩) ઉત્પન્ન થયો, ત્યારે તેનો પ્રતિયોગ નામનો બીજો ભાગ તે અહંભાવમાંથી બહાર પડીને એટલે અહંસ્ફૂર્તિરહિત અચેતન થઇને પહેલા અંશની દૃષ્ટિથી બાહ્ય અને અવ્યક્ત (વૃક્ષાંક ૪) એવો થયો. પરશુરામ ! આ અપૂર્ણ અહંભાવાત્મક પ્રથમ અંશનું જ 'સદાશિવ' (જુઓ વૃક્ષાંક ૩) એવું નામ છે. પછી આ અવ્યક્ત (વૃક્ષાંક ૪) અને સત્ (વૃક્ષાંક ૧) તત્ત્વ આપણાથી ભિન્ન છે એવું (વૃક્ષાંક ર) સાક્ષીએ બનાવ્યા છતાં પણ આ સદાશિવ એ જ હું એવો એકતાનો અભ્યાસ તે ઉપર તેણે કરવા માંડ્યો. તે સદાશિવને જ પછી ઇચ્છા થઇને **एकोहम् बहु स्याम्** એ શ્રુતિ અનુસાર વિવિધ જગત ઉત્પન્ન કરવાનું મન થયું. ત્યારે તેણે આ અવ્યક્ત તત્ત્વ (વૃ. ૪) એટલે કે જે વાસ્તવમાં એનો દેહ

કહેવાય તેને દેહરૂપ નહિ ગણતાં તે ઉપર આ મારો દેહ નહિ પણ તે "હું" જ છું એમ સમજીને તેણે તેવો જ અભ્યાસ દૃઢ કર્યો. ત્યારે તે અનિર્વચનીય એવા ( વૃક્ષાંક ૧ ) તત્પદને બદલે "હું નથી" એમ કહેવાથી નાહંભાવરૂપ અવ્યક્ત તત્ત્વ ઉત્પન્ન થયું. તેમાંથી ભવિષ્યમાં ચરાચર એવા વ્યક્ત ભાવનો આરંભ થયો તે જ શિવ-તત્ત્વ. ( વૃક્ષાંક ૪ જુઓ ) એ નાહંભાવના વડે અવ્યક્ત તત્ત્વમાં સમાવિષ્ટ થયેલો ઈશ્વર ( વૃક્ષાંક ૨ ) બ્રહ્મા, વિષ્ણુ અને શંકર એવો ત્રણ પ્રકારનો થયો. પછી દૃશ્ય અને દ્રષ્ટારૂપ એવા મોટા સમુદાયાત્મક બ્રહ્માંડો ભાસમાન કરનારા ઘણા બ્રહ્મદેવો થયા. તે બ્રહ્માંડોની સંસ્થિતિ રાખનાર વિષ્ણુ પણ પુષ્કળ થયા, તેવી જ રીતે તેમનો સંહાર કરવા માટે અનેક રુદ્રો પણ નમીણ થયા. એવી રીતે આ જગત આકારમાં આવ્યું. એટલે પરશુરામ ! આ જગત કેવળ આયનાનાં પ્રતિબિંબની માફક જ ભાસે છે. ખરી રીતે તો કાંઈ ઉત્પન્ન જ થયું નથી. એક પરમ ચિતિ ( વૃ. ૧ ) પૂર્ણ અહંભાવ વડે સર્વદા સ્થિત હોઇને તે જ અનેક અપૂર્ણ અહંકાર વડે ( વૃ. ૩ ) સ્વરૂપમાં વિકાસ પામેલી છે.

## આનંદનું પરમ સ્થાન

પરશુરામ ! તું જેવી રીતે આખા દેહમાં અહંભાવથી વ્યાપક હોઇને પાછો નેત્રાદિ જુદા જુદા ભાગ ઉપર અહંકાર રાખીને તે તે ક્રિયાઓ કરે છે, તે પ્રમાણે જ એક પરમ સંવિત્ પૂર્ણ અહં-ભાવાત્મક હોવા છતાં તે એક બ્રહ્માથી માંડીને એકાદ સૂકા લાકડા સુધી બધામાં અપૂર્ણ અહંકાર વડે સ્થિત છે. આ જે તમામ ભાસમાન થાય છે તે એક ચિતિ જ છે. આખા દેહ ઉપર અહં-ભાવ રાખનાર તું, રૂપરસાદિ ગ્રહણ કરવાને માટે પોતે શક્તિમાન નથી. તેથી તું જે રીતે ઇન્દ્રિયો સાથે એકરૂપ થઈ તેને ગ્રહણ કરે છે, તે જ રીતે એ સદાશિવ પોતે સર્વ ભેદરહિત હોવા છતાં બ્રહ્મદેવથી માંડીને છેક ક્ષુદ્ર જંતુ સુધી સમસ્ત જીવરાશિ સાથે

તદાકાર બનીને પોતે જ જાણનાર અને કરનાર થાય છે. પરશુરામ! જેવી રીતે તારું નિર્વિકલ્પ શુદ્ધ સ્વરૂપ સર્વનો આશ્રય હોવા છતાં પોતે કાંઈ જાણતું પણ નથી અને કરતું યે નથી, તેવી રીતે આ પરમ સંવિત્ આખા જગતને આશ્રયરૂપ હોવા છતાં જગદ્રૂપ ભેદ જાણતી પણ નથી અને કરતી પણ નથી. આ સર્વ જગત દર્પણ-માંના પ્રતિબિંબની માફક તેના ઉપર તેની જ ઇચ્છાથી ભાસમાન થાય છે. તેથી કરીને જેમ પ્રતિબિંબ જોવું એટલે દર્પણમાં જ જોવું, તેમ જગતનો ભાસ એ તેનો જ ભાસ છે. અહીંયાં રહેલો 'તું' અથવા 'હું' કે બીજા બધા દ્રષ્ટા કેવળ દૃગ્માત્ર જ છીએ. દૃશ્યસ્વભાવના અભાવે ચિતિ શુદ્ધ છે. ઘટાદિ પ્રતિબિંબથી યુક્ત એવું જે દર્પણ તે ઘટનો સંબંધ ન રાખીએ તો જેમ સ્વયંશુદ્ધ અને કેવળ જ હોય છે—ભેદ તો માત્ર પ્રતિબિંબનો જ છે,—તેમ વિકલ્પથી ઉત્પન્ન થયેલા દૃશ્યાભાસનું નિરસન થતાં જ બાકી રહેલી પરમ સંવિત્ કેવળ એકલી જ અર્થાત્ અદ્વય જ છે. તેનામાં દુઃખનો લેશ પણ નહિ હોવાથી તે મહાન આનંદઘન છે. તેથી જ સર્વને તેની પ્રાપ્તિની ઇચ્છા છે સર્વ આનંદ એ તેનું જ સ્વરૂપ છે.

### અજ્ઞાનીઓ બાહ્ય સુખને જ મહાસુખ સમજે છે

સુખ એ જ આત્માનું સ્વરૂપ છે. સર્વને સુખ જ જોઇતું હોવાથી દેહાદિકની આવશ્યકતા અર્થાત્ ઇચ્છા ઉત્પન્ન થાય છે. તે સુખ કોઇને પણ ન જોઇતું હોય એમ હોતું જ નથી. વિષયાનંદ પણ તેના જ લેશ છે એમ કહે છે. તે જ આનંદ સુષુપ્તિમાં તેમજ કોઇ સંકટ દૂર થયા પછી એમ બન્ને વખતે સર્વને અનુભવમાં આવે છે. કોઈ પણ સુખ ઉત્પન્ન કરનારા સાધન વિના એટલે કેવળ નિર્નિમિત્ત એવો જે આનંદ અનુભવમાં આવે છે તે જ સ્વરૂપાનંદ. ચિત્ એ જ તમામનું અભીષ્ટ હોવાથી તે જ આનંદ છે. એ સ્વાત્મસ્વરૂપભૂત મહાસુખ મૂઢ લોકોથી ઓળખાતું નથી. એ સુખ વ્યક્ત થવાને માટે જે અનેક બાહ્ય વિષયો કારણરૂપે થાય

છે, તે ઉપરથી તેઓ આ બાહ્ય સુખને જ મહાસુખ સમજે છે.

### આ સર્વ શુદ્ધ અદ્વય સ્વસ્વરૂપ જ છે

દર્પણમાં પડેલાં પ્રતિબિંબો દર્પણથી અભિન્ન છે એમ સમજવામાં ન આવે, ત્યાં સુધી તે જુદા જુદા પદાર્થો છે એમ ભાસે છે. પણ પાછળથી જ્યારે તેનું આ પ્રતિબિંબત્વ છે એમ જાણમાં આવે છે, ત્યારે પહેલાંની માફક જ તે ભાસમાન હોવા છતાં તેઓ દર્પણથી અલગ ભાસતાં નથી, અને દર્પણ તો શુદ્ધ જ હોય છે. તેવી જ રીતે તત્ત્વજ્ઞાની પુરુષની દૃષ્ટિએ જગત ભાસમાન થવા છતાં પણ તે સ્વસ્વરૂપ જ હોઈ તેનાથી બિલકુલ જુદું નથી. એ પ્રમાણે જ ભાસે છે. જેવી રીતે માટીની જગાએ ઘડો, અગર સોનાની જગાએ અલંકાર અથવા પાષાણની જગાએ મૂર્તિ, તેવી જ રીતે ચિદ્રૂપ આત્મા ઉપર આ જગત ભાસે છે. તો પછી તે જુદું કઈ જગાએ છે? પણ એટલા ઉપરથી હે પરશુરામ! જગત બિલકુલ નથી એવો સિદ્ધાંત પણ તું ન કર. જગત છે અગર નથી એ બન્ને ભાવનાઓ અપૂર્ણ છે અને નથી એવો ભળતો જ સિદ્ધાંત પણ સિદ્ધ થતો નથી. કારણ આખા જગતનો નિરાસ કર્યો, તોપણ તે જગત નિરાસ કરનારા આત્માને રૂપે પાછું રહેવું હોવાથી 'જગત છે કે બિલકુલ નથી' એવી જાતની કેવળ ઉક્તિ (વાણી) વડે જગતનો લય શી રીતે થવાનો? આદર્શમાંનું નગર જેમ વસ્તુતઃ નથી, તોપણ આદર્શના સ્વરૂપમાં તો છે, તેમ જગત એ જગદ્રૂપે ન હોય તો પણ ચિદાત્મારૂપે છે, એ દેખીતું છે. અર્થાત્ અજ્ઞાનતાથી તે જગતરૂપે અને જ્ઞાન વડે તે જ ચિદાત્મરૂપે છે એનું જ નામ પૂર્ણ જ્ઞાન. કારણ ભાસમાન થનારું આ જગત 'છે કે નથી' એવી ભાવના રાખીને પણ જે સ્વરૂપનો સંકોચ થવો જોઈએ તે તો કદી થતો નથી, તે જ પ્રમાણે સાધક નથી અને સાધન પણ નથી. અખંડ, અદ્વય, ચિચ્છક્તિ ત્રિપુરા જ એક હમેશાં ભાસે છે. તે જ વિદ્યા અને તે જ અવિદ્યા. વેદ્ય પણ તે જ, મોક્ષ પણ

તે જ અને મોક્ષનું સાધન પણ તે જ. પરશુરામ! માત્ર તે જ એક જ્ઞેય હોઇ બીજું કાંઇ પણ નથી. આ વિજ્ઞાનનો ક્રમ તને આરંભથી કહ્યો છે. આ વિજ્ઞાન ઉત્તમ રીતે એટલે સ્વાનુભવ વડે જાણ્યા પછી પુરુષને ફરીથી કોઇ પણ વખત મોહભ્રમ ઉત્પન્ન થતો નથી અને શોક કરવાનો પ્રસંગ પણ પ્રાપ્ત થતો નથી.'

હારિતાયન ઋષિ કહે છે: 'હે નારદ! એવો આ ત્રિપુરા-રહસ્ય જ્ઞાનખંડ સરળ અને શુદ્ધ હોઇ પ્રત્યક્ષ અનુભવથી ભરપૂર ભરેલો છે. આનું શ્રવણ કર્યા પછી પણ જો કોઇનો અજ્ઞાનજન્ય મોહ શાન્ત ન થાય તો તે પુરુષને એક પથ્થરની મૂર્તિ જ સમજવો. તેવાને બીજા કયા ઉપાયથી જ્ઞાન થવાનું છે? નારદ! આનું એક વખત શ્રવણ કરવામાં આવે તોપણ તે જ્ઞાન પ્રાપ્ત કરી આપશે. કોઇક મંદ બુદ્ધિવાળાને બે અગર ત્રણ વખત શ્રવણ કરવાથી જ્ઞાન થશે. આનું શ્રવણ જ્ઞાનદાયક અને પુણ્યકારક છે. આ ગ્રંથ પાસે રાખીને પ્રેમ વડે અવલોકન કરવાથી દૃષ્ટિનો સર્વ દોષ નાશ પામશે અને હમેશ પૂજ્યભાવ રાખવાથી ચિત્ત શુદ્ધ થશે. હમેશાં પરિશીલન કરતા રહેવાથી બુદ્ધિની જડતા નાશ પામશે અને વિચાર ઉત્પન્ન થશે. તથા છેવટે સર્વાંતર્યામી આત્માનું નિઃસંદેહ જ્ઞાન પ્રાપ્ત થઈ તે પુરુષ સર્વ બંધનોમાંથી મુક્ત થશે.'

## बालादपि सुभाषितम्

હે મુમુક્ષુ જનો! અજ્ઞાનરૂપી તમ અથવા અંધારાનો નાશ કરવાને માટે આ અત્યંત રહસ્યપૂર્ણ શ્રીત્રિપુરારહસ્ય જ્ઞાનખંડ પ્રગટ થયેલો છે. આ જ્ઞાનદીપકના અભ્યાસ વડે ભોગેચ્છામાં નિવૃત્તિ ઊપજી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે અને વિચાર જાગ્રત થઈ વિવેક પ્રગટ થતાં જ આ અસાર અને દુઃખરૂપ સંસારનો મોહભ્રમ નષ્ટ થઇ સચ્ચિદાનંદ સ્વરૂપ પરમપદની પ્રાપ્તિ થાય છે.

આ પ્રમાણે આ ત્રિપુરારહસ્ય જ્ઞાનખંડ જેમાં શ્રીસદ્દગુરુ દત્તાત્રેયે શ્રીપરશુરામને ઉપદેશ કર્યો, જેથી પરશુરામને કૃતાર્થતા

પ્રાપ્ત થઇ અને તે જીવન્મુક્ત બની ગયા, તે સાદ્યન્ત તમોને કહી સંભળાવ્યો. હવે આપ કૃતાર્થ થયેલા છો માટે હવે સ્વસ્થાને જઇશું. એમ કહી તેમની વિદાય લીધી.

× × × ×

આજે લોકોમાં આત્મદર્શન યા અનાસક્ત કર્મયોગ કોને કહેવો તે સંબંધમાં વિવિધ પ્રકારના તર્કો પ્રચલિત છે. તેમને આત્મદર્શન અથવા અનાસક્ત કર્મયોગ કોને કહેવો તેનો સ્પષ્ટ બોધ થવા માટે અને ખાસ કરીને ગુજરાતી ભાષામાં તત્ત્વજ્ઞાન વિષયના ગ્રંથોની વધુ આવશ્યકતા છે એવા લોકાગ્રહને લીધે ઈશ્વરીય પ્રેરણાનુસાર આ ઉપક્રમ તૈયાર કર્યો છે. તે હંસ જેમ પાણીમાંથી દૂધનો અંશ કાઢી લઈ તેનું ગ્રહણ કરે અને પાણીનો ત્યાગ કરે તેમ નીરક્ષીર ન્યાયાનુસાર જિજ્ઞાસુઓ આનો વિચાર કરી કૃતાર્થતા પ્રાપ્ત કરી લેશે એવી આશા રાખી **बालादपि सुभाषितम्** ' એ દૃષ્ટિએ અલ્પમત્યનુસાર આ મારી બડબડ પરમ દયાળુ પરમાત્માના ચરણે સાદર અર્પણ કરું છું.

**इति श्रीकृष्णात्मजवाक्सुधायां पञ्चमप्रकाशने आत्मदर्शनं किंवा अनासक्तकर्मयोगविवरणात्मकः दत्त-परशुराम-नाम्ना त्रिपुरारहस्यज्ञानखण्डः सारांशः समाप्तः ।**

**ॐ तत्सत् ॥**

**ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।**
**पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥**
**ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

**ॐ सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।**
**सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखभाग्भवेत् ॥ ॐ तत्सत्**



